# મેમણ હાજીસુલેમાન શાહમહમદ લોધીઆ ગ્રન્થમાળાનો ઉપોદ્ઘાત

મુસલમાન કોમમાં સાંસારિક રીતરીવાજોમાં સુધારો થાય, નીતિની વૃદ્ધિ થાય અને સામાન્ય જ્ઞાન તથા વિદ્યાનો પ્રસાર થાય તેવાં પુસ્તકો ઈનામ આપીને રચાવવા માટે કાઠીઆવાડના ધોરાજી ગામના વતની અને વેપાર અર્થે દક્ષિણ આફ્રિકાના કેપટાઉનમાં રહેતા તથા "પૃથ્વી પ્રદક્ષિણા" નામના પુસ્તકના કર્તા મેમણ હાજી સુલેમાન શાહમહમદ લોધીઆએ રૂ. ૨૫૦૦)ની ત્રણ ટકાની સરકારી પ્રોમીસરી નોટો સન ૧૯૦૩મા સોસાઇટી હસ્તક સોંપી હતી. ફંડની આવકમા કાયમનો વધારો થાય તે માટે સોસાઇટીએ તેજ સાલમા સદરહુ નોટો વેચી તેના અમદાવાદ મ્યુનીસિપાલિટીના સવાચાર ટકાનાં રૂ. ૨૨૦૦) ના ડીબેન્ચરો લીધા છે. તેના વ્યાજમાંથી "મેમણ હાજી સુલેમાન શાહમહમદ લોધીઆ ગ્રન્થમાળા" ના નામથી આજ સુધીમાં નીચે પ્રમાણે પુસ્તકો રચાવી સોસાઇટીએ છપાવી પ્રસિદ્ધ કર્યા છે:—

| નં. | પુસ્તકનું નામ | કિમ્મત |
|---|---|---|
| | | રૂ. આ. પા. |
| (૧) | મુસલમાનોની રાજકીય તથા વિદ્યા સંબંધી ચઢતીનો ઇતિહાસ અને તેની પડતીના કારણો | ૦—૨—૦ |
| (૨) | ઈસ્લામનો ભરતીઓટ | ૦—૮—૦ |
| (૩) | સર. સૈયદ એહમદનું જીવનચરિત્ર | ૦—૮—૦ |
| (૪) | મિરાતે સિકંદરી | ૧—૦—૦ |
| (૫) | અયામા | ૦-૧૦—૦ |
| (૬) | મિરાતે અહમદી, વૉ. ૨, ખંડ-૧ | ૧—૦—૦ |
| (૭) | ,, ,, વૉ. ૨, ખંડ-૨ | ૧—૦—૦ |
| (૮) | ,, ,, વૉ. ૨, ખંડ-૩ | ૧—૦—૦ |

ગુ. વ. સોસાઇટી,
અમદાવાદ.
તા. ૩૧-૮-૧૯૩૫.

હીરાલાલ ત્રિ. પારેખ
આસિ૦ સેક્રેટરી.

# નિવેદન

ધારેલા અંદાજ કરતાં લખાણના છાપેલા પૃષ્ઠની સંખ્યા વધી પડવાથી ત્રીજો ખંડ ૫૮૮મે પૃષ્ઠે આવી અટકે છે. આવતે વર્ષે ચોથા ખંડમાં મિરાતે અહમદીનું બીજું વૉલ્યુમ પૂરું છપાઈ જશે. તે પછી મૂળ ગ્રંથનો પુરવણી વિભાગ-supplement આપવાનો વિચાર રાખ્યો છે.

ગુ. વ. સોસાઈટી,
અમદાવાદ.
તા. ૩૧-૮-૧૯૩૫

હીરાલાલ ત્રિ. પારેખ
આસિ૦ સેક્રેટરી

# અનુક્રમણિકા


પૃષ્ઠ.

સૂબાની સરહદપર ફખ્રઉદ્દૌલાનુ આવી પહોચવુ, શેરખાન બાબી તથા રાજા ગયસિંગને મળવુ, શહેરના પરામા આવેલી નયનપુરની ગઢી આગળ આવવુ અને મરાઠાઓને હાથે કેદ પકડાવુ ૪૦૧

ફખ્રુદ્દીના પાસથી લૂટી લીધેલો માન ભેગો કરી લઇ જવા માટે ખેડૈરાનનુ આવવુ, રંગોજીને કેદ કરવો, જવાનમર્દખાનને મળવુ, ફખ્રઉદ્દીનાને પોતાની સાથે લઇ જઈ ગીયાસપુરની ગઢીમા કેદ રાખવો ૪૦૭

પોટાજી પટેનને જવાનમર્દખાન જોડે અણબનાવ થવાથી તેણે ફખ્રઉદ્દીનાને (દાવાદાર તરીક) ઉભો કરવો, આગળની માફક દામાજીના નાયબ તરીકે રંગોજીનુ નીમાવુ, શેરખાન અને ફખ્રઉદ્દીના વચ્ચે લડાઇ થવી, અને રંગોજીનુ આવી પહોચવુ ૪૧૧

સુરતના મુબારક બદરના મુતસદ્દી તેગબેગખાનનુ આ ફાની દુનીઆમાથી જવુ ત્યાના મુતસદ્દી તરીકે તેના ભાઇ સફદરમહમદખાનનુ નીમાવુ ૪૧૭

તાનેબ અલીખાનના ગુજરી જવાથી સૂબાની દીવાની લેખકને મળવી ૪૧૮

મુબારક સુરત બદરના કિલ્લેદાર બેગનર (લગર) ખાન ઉર્ફે ગદાબેગનુ આ આસમાની રંગના કિરનામાથી વદાય થવુ ખભાત બદરના મુતસદ્દી નજમખાનની હસ્તીની હોડીનુ નાશના વમળમા ગરક થવુ, તથા તે અરસામા બનેના બનાવો ૪૩૨

ફાનાજી તાકબીરનુ સોરઠ જિલ્લામાથી ફખ્રઉદ્દૌના સાથે પાછા ફરવુ, પોતાના હિસ્સામા ફારફેર (પડવા)ને લીધે જવાનમર્દખાન અને રંગોજી વચ્ચે અણમનાવ થવો, તેણે બખેડો ઉઠાવવો, અને બોરસદનો કિલ્લો તાબે કરવો ૪૩૪

સુરત બદરમા બડ થવુ ત્યાના મુતસદ્દી સફદર મહમદખાનનુ બહાર નીકળી પડવુ, અને સૈયદ મોઇનઉદ્દીનખાન ઉર્ફે સૈયદ અચ્છનનુ દાખલ થવુ ૪૩૭

મુબારક સુરત બદર પર મરાઠાઓના હિસ્સાનુ નક્કી થવુ ૪૪૬

એક વરસના સખત દુકાળનું પડવું, કે જેને ગુજરાતના લોકો તર- ૪૪૮
લોનરો (તાતેરો) કહે છે

જતીલપૂરની ગઢી સર કરવા માટે જવાનમર્દખાને શેખ અબ્દુલ ૪૫૦
વાસે બક્ષીને લશ્કર સાથે નીમવો: પોતાનું કામ પાર પાડયા
સિવાય તેનું પાછું ફરવું

રંગોજીની ફેરબદલીમા ખડેરાવનું નીમાવું, તેનું આવી પહોંચવું, બોર- ૪૫૧
સદને ઘેરો ઘાલવો અને રંગોજીનું કેદ પકડાવું

તાજ ને ગાદીના વારસ સૌભાગ્યવંતા બાદશાહજાદા અહમદશાહ બહા- ૪૫૪
દૂરના વિજયી વાવટાનું અહમદશાહ અબદાલીની સામે ફરકવું;
હજરત ફિરદૌસ આરામગાહ મહમદશાહ બાદશાહનું આ અનિત્ય
સ્થાનમાથી નિત્ય સ્થાનમા કૂચ કરી જવું

હજરત અબુલનસર મુજાહેદઉદ્દીન અહમદશાહ બહાદૂર બાદશાહે ૪૫૭
ગાઝીનો અમલ; ફખ્રુદ્દૌલાની સૂબેદારી; નિઝામી (ફોજદારી)
કામકાજ જવાનમર્દખાને અને દીવાની કામકાજ કચેરીના સેવકે
(લેખકે) કરવું

મહારાજા બખ્તમીંગની સૂબેદારી, જવાનમર્દખાને નિઝામતનું કામ ૪૫૯
કરવું અને ઉચ્ચ આકાશના દરજ્જાની દરબારના સેવકે (લેખકે)
દીવાની કામ કરવું

મહમદ શાહબાઝ રોહીલાનું ખૂન થવું ૪૬૩

ખાસ પાદશાહી પોશાકની ખરીદી માટે ઉચ્ચ હુકમનું આવવું; તે ૪૬૮
મોકલવા માટે ગોઠવણ, તથા તે સાનમા બનેલા બનાવો

સુરત બંદરે સૈયદ અચ્છન અને અલીનવાઝખાન વચ્ચે દંગા ફિસાદના ૪૬૯
વંટોળીઆનું ઉઠવું થવું, હાકેમના ઓહ્દા માટે સફદર મહમદખાનને
બોલાવવો; હાફેઝ મસ્ઉદખાન હબશીએ કિલ્લો સર કરવો; સૈયદ
અચ્છનનું મુંબાઇ જવું

દેખણના સરદાર સલાતબજંગ બહાદૂરના દીવાન રાજા રઘનાથદાસે ૪૮૧
પોતાના ભાણેજ હરપ્રસાદ માટે સુરત બંદરની મુતસદ્દીગીરીની
માગણી કરવી; અબદુલ ગફૂર રસાલદારને હાથે રાજા તથા તેના
ભાણેજનું માર્યા જવું; અને તે સાલમાં બનેલા બીજા બનાવો

આકાશસમ (ઉચ્ચ) દરબારમાંથી ભેટોનું આવવું, આસમાન જેવા દરવાજાની કચેરીના સેવક (લેખક)ની મનસબમાં વધારો તથા બહાદૂરના ખેતાબની નવાજેશ ૪૮૫

મુકર્રબઉલ્ હઝરતવલ્‌ખાકાન જાવીદખાન નવાબ બહાદૂરની મ્હોર સાથના પરવાનાની નકલ તથા તે સાલના બીજા બનાવો. ૪૮૬

ખાલસા શરીફ તરફથી ભરૂચ પરગણાના ફોજદાર તથા આમેલ (વહીવટદાર) તરીકે નેકઆલમખાનનું નીમાવું ૪૯૦

બાલાજીરાવ પેશવાનો સૂબામાંનો ભાગ દામાજી ગાયકવાડને આપવાનો ઠરાવ થવો: પેશવાના ભાઈ રઘનાથરાવનું સુરત બંદરે આવવું, તેના નાયબનું (અમદાવાદ) શહેરમાં કામે લાગી જવું, તથા તે સાલના બીજા બનાવો ૪૯૧

જવાનમર્દખાનનું જમાબંદી કરવા તથા પેશકશ ઉઘરાવવા નીકળવું: બાલાજીરાવના ભાઇ રઘનાથરાવ તથા દામાજી ગાયકવાડનું આવવું ને શહેરને ઘેરો ઘાલવો; તેમના પર હુમલો કરવા માટે જવાનમર્દખાનનું આવવું, લડાઇ કરવી, તથા શહેર સોંપી દેવું અને તેનો (તાલૂકો) કબજો પેશવા પાસે જવો ૪૯૪

ઝાલાવાડ તાબે લીમડી તરફ રઘનાથરાવની કૂચ, શહેરના નાયબ તરીકે તથા નાઝિમનું કામ કરવા શ્રીપતરાવની નીમણુક, ત્યાના જમીનદાર પાસથી પેશકશ ઉઘરાવી પોતાને વતન દક્ષણ તરફ જવા માટે તેનું પાછા ફરવું, અને બાદશાહી કચેરીના સેવક (લેખકને) આમંત્રણ ૫૧૩

ખંભાત બંદર લેવા શ્રીપતરાવનુ જવું અને પાછા આવવું ૫૨૦

ખંભાત બંદરેથી શ્રીપતરાવના પાછા ફરવા બાદ દુષ્ટ કોળીઓએ ઉઠાવેલું બંડ: તે અરસામા બનેલા બનાવો ૫૨૬

અમીરઉલ્‌ઉમરા ઇમાદઉલ્‌મુલ્કની મદદથી અહમદશાહ બહાદૂર બાદશાહનું દુનીયવી સલતનતના કામપરથી ફારેગ થવું ૫૩૨

હઝરત અબુલઅદલ અઝીઝુદ્દીન મહમદ આલમગીર બાદશાહે ગાઝી ઇબ્ને અબુલફતેહ જહાનદારશાહ બિન હઝરત ખુલ્દ મંઝિલની સુલતાન તરીકેની કારકાદ ૫૩૪

પેશવા બાલાજીરાવના નાયબ ભગવંતરાવને ખંભાતના મુતસદી ૫૩૮
મોમિનખાને કેદ કરવો, તેને છોડવવા માટે શંકરાજી તથા બીજાઓનું નીમાવુ, તેમના વચ્ચેનો ટંટો દૂર કરવા શ્રીપતરાવે લેખકને મોકલવો, અને ભગવંતરાવનો છૂટકો થવો

નેકનામદાર ખાન બહાદૂરનો ખેતાબ જે હવેથી હામેદ બેગને આપવામા ૫૪૩
આવ્યો તેણે ભરૂચના કિલ્લાનો કબજો લેવો

ખંભાત બંદરના મુક્તાસદાર ભગવંતરાવનુ મોમીનખાન સામે બંડ ૫૫૧
ઉઠાવવુ, અને રઘુનાથરાવના બોલાવ્યાથી શ્રીપતરાવનું રવાના થવુ

મોમિનખાને ઘોઘે જઈ, તેનો કબજો લેવો, મોગલ તરફે મહમદ ૫૫૩
ઝમાનખાનની સરદારી હેઠળ લશ્કર મોકલવુ, પોતે આવીને પેટલાદના ગામો પર છાપો મારવો, જંબુસર જવુ ને તેને લૂટવુ

શહેરમા ધનજી પચાણના મહોલ્લામા આગ લાગવી તે વખતમા ૫૫૬
બનેલા બીજા બનાવો

ખંભાત બંદરના મુતસદ્દી મોમિનખાનનું બોરસદની ગઢી જીતવા જવુ ૫૫૯
અને નિરાશ થઇ પાછા ફરવુ

સખત વરસાદ પડવાથી અમદાવાદનુ રક્ષણ કરતા કોટની દીવાલમા ૫૬૧
ભાગતૂટ થવી શહેરનો કબજો લેવાની તથા દક્ષણીઓને કાઢી મૂકવાની મોમિનખાનની ધારણાનું ઝાહેર થવુ

નાયબ સૂબા ગધુનું રોહીલા મહમદ લાલને હાથે મરાવુ તે સાલના ૫૬૭
બીજા બનાવો

મહમદ લાલ રોહીલાનુ ખંભાત જવુ, અને મહમદ રશીદ બેગની ૫૭૩
સરદારી નીચે લશ્કર લઈ આવવુ, શહેરમા પેસવુ ને દક્ષણીઓનુ બહાર જતા રહેવુ

મોમિનખાનને આ ઘટનાની ખબર પડવી તેનુ ઝડપી કૂચ કરી અમ ૫૮૦
દાવાદ આવી પહોચવુ, અને સદાશીવ રામચંદ્રના આવતા સુધી બનેલા બનાવો

# સૂબાની સરહદપર ફખ્રઉદ્દૌલાનું આવી પહોંચવું: શેરખાન બાબી તથા રાજા રાયસિંગને મળવું; શહેરના પરામાં આવેલી નયનપુરની ગઢી આગળ આવવું અને મરાઠાઓને હાથે કેદ પકડાવું

ખિલાફ્ત અને પૃથ્વીપતિની દરબારમાંથી પરવાનગી મેળવી અમદાવાદ તરફ આવવાને ઇરાદે ફખ્રઉદ્દૌલા નીકળી પડ્યો અને મંજલ કાપતો ને રસ્તો વટાવતો સૂબાની સરહદ લગી આવી પહોંચ્યો. રસ્તામાં આવતા વાડાસીનોરમા શેરખાન રહેતો હતો, તે હાજર હતાં તેટલા માણસની ટૂકડી લઈ તેને આવકાર આપવા નીકળી પડ્યો ને વીરપૂરમા તેમની મુલાકાત થઈ. તેનું મન મેળવી લેવાને ફખ્રઉદ્દૌલાએ તેને ૭ પોશાક (ખિલત), એક રત્નજડીત સિરપેચ અને એક હાથી ભેટ આપી પોતાનો મિત્ર બનાવ્યો. તેની મગરૂરી ને તેનો ગર્વ તથા સ્વભાવની કઠોરતા અને બદમાશી (દુષ્ટતા) જગજાહેર હતા. તેના ભાઈ રૌશનઉદ્દૌલાની દીકરીનું આસફ્જાહના દીકરા નાસરજંગ જોડે સગપણ થયુ હતું, તે સગાઈને આધારે, તે ખંડેરાવ જોડે સારી રીતે વર્ત્યો નહિ, અને પોતાના (બાહુ) બળપર મુસ્તાક રહી–પોતાના જોરનો ગર્વ કરી–આ બાજૂ આવવા નીકળ્યો. તેના શુભેચ્છકોએ તેને પત્ર લખી જણાવ્યુ હતુ છતા તેને તો પોતાનો મમત, પોતાનુ જોર, ને પોતાની બહાદૂરીજ બતાવવા હતાં એટલે તેના પરજ તે તો કૂદતો હતો. મરાઠાઓની સત્તા આ સૂબામા ઘણી વધી ગઈ હતી; તેને એ વાતની ખબર પડતા તે વિચારમા પડી ગયો, અને (મરાઠાઓ પ્રત્યે) વિરોધ ને ડરની ધૂળ તેના હૃદયપર પથરાઈ ગઈ.

તેની કઠોરતામા કાંટાની અણી જેવી બિલ્કુલ તીક્ષ્ણતાજ છે,
જૂના મૂળાઆ જેવી તે પગથી માથા સુધી સડેલી હતી.
તેના એક બોલથી (રૈયત) બળવો કરે છે,
અને દરેક બાજૂએથી ઘણા બખેડા ઉભા થાય છે.

જવાનમર્દખાનને તેના તરફની ખાત્રી ન હતી, તેથી પોતે ભવિષ્યમાં કેમ કામ લેવું તે બાબતનો વિચાર કરવા માટે સલાહ લેવા સભા ભરી. જાહેરમાં આવકાર આપવા અને ખાનગીમા તેને હાંકી કાઢવા તથા અટ-

કાવવા માટે તૈયારી અને બંદોબસ્ત કરવો, એવા વિચારથી શાબાન માસની ચોવીસમી તારીખે શહેરથી એક કોસ દૂર આવેલા અસારવા ગામના મેદાનમા તેણે મુકામ નાખ્યો, અને ખંડેરાવનો કારભારી ગંગાજી જે મરાઠાઓનું લશ્કર લઈ પેટલાદ પાસે આવી પહોચ્યો હતો તેની પાસે કાયમકુલીખાનને મોકલી મદદ માગી કાયમકુલીખાને તેની જોડે વાત ચીત કરી અને સિપાઈઓના ખરચને માટે રોજના હજાર રૂપીઆ ઠેરવી, તેને લઈ, રમઝાન મહીનાની પહેલી તારીખે મોજે ઈસનપુર આવી પહોચ્યો. મરાઠાઓની મદદ મળવાથી જવાનમર્દખાનનો ઈરાદો દૃઢ થયો અને તેને હીમ્મત આવી, અને ગુજરાતીઓની એક બીજી ટુકડી ઉભી કરી તેને (ફખ્રઉદ્દૌલાને) મારી હઠાવવા તૈયાર થઈ ગયો. ફખ્રઉદ્દૌલાએ વાડાસી-નોરથી શેરખાનને મોખરાની ટુકડી તરીકે પોતાના છોકરાની સાથે નીમી પોતે આગળ વધ્યો, અને ઈડરથી રાજા રાયસિંગને બોલાવ્યો, તે કપડ-વંજ કસબાની પાસે તેને મળ્યો. તેને વિવેકપૂર્વક ૭ પોશાક ને એક હાથી ભેટ આપવામા આવ્યા અને શેરખાન જોડે મોખરાની ટુકડીમા તેણે પણ જવુ એમ ઠર્યું પછી ત્યાથી કૂચ કરી, શહેરથી બાર કોસ દૂર આવેલા વહીઆવ કસબામા પોતે આવી પહોચ્યો, અને ત્યાથી સાતમી તારીખે અમદાવાદ જવાને માટે પોતાના ડેરાતંબુ ઉંચકયા. જવા-નમર્દખાને શહેરમા દાખલ થઈ જઈ પોતાના ભાઈ મફદરખાનને, થોડું લશ્કર, થોડી તોપો, તથા યુદ્ધના બીજા સામાનને સામગ્રી સાથે ગંગાધર જોડે. મરાઠાઓના લશ્કર જોડે, રહેવા માટે મુકરર કર્યો કે જેથી તેઓ આગળ જઈ રસ્તામા જ જો તક મળે તો તેની સામે થઈ જાય. તે તમામ તૈયારી કરી રસ્તે પડયો અને ત્રણ ચાર કોસપર તેમને જોતા લડાઈ શરૂ કરી. પગમા જોર રાખી, હીમ્મતથી, બાહુબળપર મુસ્તાક રહી ફખ્રઉદ્દૌલા પણ આગળ વધ્યો આવ્યો અને બોલતો રહ્યો કે

બેશક આજે હું એક એવુ કાર્ય કરીશ
કે જેના વખાણ બીજા બહાદૂરો પાસે પણ દુનીઆ ગાય
બહાદૂરી બતાવવી એવો મારો નિશ્ચય છે,
સિંહ જોડે તલવારથી મારે લડવુ છે.

બધી બાજુએથી તેમને હઠાવતો હઠાવતો, ઝપાઝપી કરતો શહેરની હદમા આવેલા રાજપુર સુધી તે આવી લાગ્યો અને મોરચાને લાયક જગા જોઈ ત્યાં મોરચા બાધી દીધા, અને પડાવ નાખ્યો. રાત્રીના

કાળા પડદાનો લાભ લઈ સફદરખાન શહેરમાં પાછો ફર્યો અને દક્ષણીઓ પોતાની છાવણીપર જતા રહ્યા અને બીજે દહાડે અદષ્ટના પરદામાથી શું બહાર આવે છે તેની વાટ જોતા બેઠા. બીજે દીવસે જ્યારે સૂર્યરૂપી વહાણે પાણી જેવા ભૂરા રંગના આકાશ પર ચાલવા માડયુ અને મદ છોડી ઉંચા ઝુંડાવાળા દીવસના પ્રકાશને પૂર્વના કારા પરથી ખેંચી લીધો ત્યારે, નયનપુરની ગઢી કે જ્યાં ફોજદારે ગર્દ રહેતો હતો અને જે જવાનમર્દખાનનાં માણસોને કબજે હતી અને જે રાજપુરની અડોઅડ હતી, એટલે પોતાના મોરચાઓ આગળ વધારી તેને કબજે લેવાનો ફ્ખ્રઉદ્દૌલાએ વિચાર કર્યો, અને લડાઈનો અગ્નિ બળવા માડયો. સફદરખાન ને કાયમકુલીખાન મદદે આવ્યા, અને દક્ષણીઓ પણ લૂંટફાટ માટે આવી હાજર થઈ ગયા. પગીઓનાં મકાનોની દીવાલો એકબીજાને એટલી અડોઅડ આવી રહેલી હતી કે તેથી ફ્ખ્રઉદ્દૌલાના માણસોને દરેક જગાએ તે દીવાલોના બચાવ નીચે રહી આગળ વધવુ સગવડ ભરેલુ થઈ પડયુ, અને ત્યાથી તેઓ તોપ ને બંદૂકનો મારો ચલાવતા ચલાવતા મોરચાઓને ગઢી સુધી લઈ ગયા, અને દીવસને છેડે ગઢી પણ હસ્તગત કરી દીધી. ફ્ખ્રઉદ્દૌલા પોતાના કુટુંબને લઈને અંદર દાખલ થયો અને ત્યા મુકામ રાખ્યો, અને શહેરનો બચાવ કરતા કોટપર ગોળા નાખવા માટે મોરચા બાધવાનો વિચાર કરવા લાગ્યો. આથી શહેરના દરવાજા વાસી દેવામા આવ્યા, અને કોટ તથા બુરજ પરથી આસ્તોડીઆ દરવાજા અને રાયપુર તરફ તોપ ને બંદૂકનો મારો ચાલવો શરૂ થઈ ગયો, અને કોટપરથી તેમજ દક્ષણીઓની મદદથી પાચ દીવસ ને રાત લડાઈનો અગ્નિ ચેતતો ને કતલનુ રણક્ષેત્ર શણગારાએલું રહ્યુ. નજમુદ્દૌલાએ ચાલુ કરેલા ધોરણ મુજબ રાજા રાયસિંગે પોતાની ટૂકડીના ખરચ માટે નાણા માગ્યા. બાદશાહી ધારાધોરણની રૂએ ફ્ખ્રઉદ્દૌલાએ કહ્યુ કે જાગીરદાર પાસે જાગીર તરીકે પરગણા હોય છતા તે બાદશાહી-સરકારી-કામ કરવા માટે ખરચના નાણા માગે એ વાજબી નથી. તેને ખબર નહતી કે કટલીક મુદત થયા એ ધારાધોરણ તો જૂના પચાગ જેવા ઉપયોગરહીત થઈ ગયા હતા અને એ દફતર (કાનૂનો) તો ગાય ચાવી ગઈ હતી-નિર્થક થઈ પડયુ હતું. આવો રોકડો જવાબ સાંભળી રાયસિંગનું મન ઉંચુ થઈ ગયુ, અને પોતે તેની જોડેની મૈત્રી તોડી નાખી, અને જવાનમર્દખાનને પોતાના ઇરાદાની ખબર આપી, અને જે વખતે રાની (સંધ્યા) રૂપી સૈનિકોએ બપોરરૂપી મુલકના લશ્કર પર હુમલો કરવા માડયો તે વખતે લગભગ મધરાતને સમયે તેનાથી છૂટો પડી સારંગપોરને

દરવાજે આવ્યો. જવાનમર્દખાન ત્યાં જઈ તેને મળ્યો, અને આ કામના બદલા તરીકે એક હાથી મોકલવાનું કહી તેને રાજી કર્યો ને જવાની રજા આપી. હવે કૃષ્ણઉદ્દૌલાની પોતાની પાસે કાંઈ ઘણું લશ્કર હતું નહિ, વળી ઘણાખરા રોજગાર વગરના સિપાઈઓ આવી એની નોકરીમાં રહી ગયા હતા, અને તેમને ખરચના પૈસા મળતા નહતા તેથી તેમનાથી ત્યાં વધારે વાર ટકી શકાય તેમ નહતું તેમ ત્યાંથી નીકળી પાછા જવાય તેમ પણ નહતુ તેથી તેમની હાલત કફોડી થઈ પડી હતી.

જ્યારે જ્યારે લશ્કર પર આફત આવી પડે છે
ત્યારે ત્યારે તેનું કારણ તેના સરદારની નાદાનીજ હોય છે.
જો ત્હારે રાજવી સત્તા પ્રાપ્ત કરવી હોય તો
લશ્કરીઓ (તલવાર વાપરનારાઓ)નાં હૃદય અને હાથ
મજબૂત બનાવ.
ત્હારે માટે માથું આપવામા કોઈ પાછી પાની
ન કરે એવું તું ઇચ્છતો હોય,
તો તારે નાણું તેમનાથી દૂર ન રાખવું જોઈએ.
યુદ્ધને દીવસે જે તને મદદ કરે
તેને આખી પૃથ્વી આપી દે તો પણ ઓછું છે.
લડાઈને પ્રસંગે ખાલી હાથનો લડવૈયો
એ શિકારમા પાખ પીછા વગરના બાજ પક્ષી જેવો છે.

રાજાનું તેનાથી છૂટા પડવું અને બીજાઓનો તેના પ્રત્યે અસંતોષ એને જવાનમર્દખાને વખતની અનુકૂળતા અને પોતાના નસીબની યારી માની લઇ, શેરખાન, કે જેના પર ઘણા ખરા નવા નોકરીમાં દાખલ થએલા જમાદારોની આખ ઠરી હતી અને જે કૃષ્ણઉદ્દૌલાના પક્ષમાં હતો, તેમની બેની વચ્ચે અણબનાવનો પત્થર ફેંકવાની (અણબનાવ ઉભો કરવાની) એક યુક્તિ જવાનમર્દખાને રચી, અને તે યુક્તિને અનુસરી પરસ્પર ભાઈચારાના સંબંધને બહાને શેરખાનને કહેવડાવ્યું કે ખંડેરાવ એક મ્હોટું લશ્કર લઈ આપણી તરફ આવે છે અને ટૂંક વખતમા (અહિં) આવી પહોચશે. કૃષ્ણઉદ્દૌલાનો સાથ પકડવામાં શું લાભ છે તે તો ચોખ્ખો જોવામા આવ્યો છે, તો પછી તેને સહાય કરતાં અટકવું એજ બહેતર છે. રાયસિંગને કૃષ્ણઉદ્દૌલાએ જે જવાબ આપ્યો હતો તેને વિશે પોતે સાંભળ્યું હતું, અને તેથી "દરવાજા (દ્વાર) તને હું કહું છું, ભીંત તું

પણ સાંભળી લેજે" (એકને કહી બીજાને સંભળાવવું) એ કહેવત મુજબ, લશ્કરના ખરચમાં કાંઈ મદદ મળશે એવી આશાનું સૂત્ર તૂટી ગયું હતું, તે સમજી જવાથી, પોતાની સ્થિતિ સંબંધે ગુંચવણમાં પડી ગયો હતો, એટલે હવે આ સંગીત સાંભળી, પોતાના પીત્રાઇ પર પાડનો ભાર મૂકવાને બ્હાને ખરચ બાબતની મુસ્કેલી ફુઝ્બઉદ્દીલાને કાને નાખી, દીવસનાજ વખતમાં પોતાના સાથીઓ તથા ઘણા ખરા જમાદારો કે જેમણે એની જોડે જવાનું પસંદ કર્યું તેમને લઈ શહેરના કોટ તરફ જવા ચાલી નીકળ્યો. ફુઝ્બઉદ્દૌલાને આ બનાવની ખબર પડતા, પોતે જાતેજ ઘોડેસ્વાર થઇ, સાહસ કરી, તેને તેમ કરતાં અટકાવવા માટે જવા વિચાર કર્યો; પણ તે તો પોતાના મુકામેથી નીકળી ચૂકયો હતો, તેથી તે તેની પાછળ ગયો અને ઝપટથી ઘોડો મારી મૂકયો; પરંતુ રસ્તાથી અજાણ હોવાથી ભૂલથી આસ્તોડીઆના દરવાજા પાસે (એકલો) મારતે ઘોડે આવી પહોંચ્યો, પણ તેને ત્યા જોયો નહિ. એટલામા કિલ્લાના રક્ષકોમાનો એક જે ત્યા હાજર હતો તેણે અજાણ્યો માણસ જોતાજ તેના પર તલવારનો ઘા કર્યો અને તેની ગરદન સ્હેજ ઘવાઇ, તેથી ન છૂટકે ગઢીમા પાછો ફર્યો, અને બોલ્યો;

કાલે રાતે મનને આહ્લાદ જનક મેળાપ થયો હતો,
આજે આ વિશ્વને બાળી મૂકે એવી જુદાઈ થઈ ગઈ.

અફસોસ ! કે વિધાતાની કચેરીનો કારકુન
એકને નામે રોજી લખે છે, ને બીજાને નામે મોતનો દીવસ લખે છે.

દીવસના ચ્હેરા પર આસમાની રંગનો બુરખો પડયો ત્યાંસુધી શેરખાન, નજમુદ્દૌલાના કોટવાલ યૂસૂફે આસ્તોડીઆ દરવાજા અને રાયપુરની વચ્ચે, કોટની દીવાલ નીચે જે બાગ બનાવ્યો હતો, તેમા રહ્યો, અને પછી બાડાસીનોર તરફ ચાલ્યો ગયો, અને જુદા જુદા સિપાઇઓ કે જેઓ તરતનાજ દાખલ થયા હતા તેઓ ન્હાસી છૂટવાના રસ્તા શોધી ત્યાથી દૂર થઇ ગયા. પોતાની જોડેના લશ્કર સાથે ગઢીમા મુકામ નાખી ફુઝ્બઉદ્દૌલા ત્યા વાટ જોતો પડયો. હવે પરાઓની બાજૂએથી સફદરખાન તો તોપ ને બંદૂકનો મારો ચલાવી રહ્યો હતો, અને બીજી બાજુએથી, દક્ષણીઓ યુદ્ધ માટે તૈયાર થઈ રહ્યા હતા, તેઓ આ બનાવ બનતો જોઇ સાહમ એકી ધસી આવ્યા અને તેને મધ્ય બિંદુ બનાવી વર્તૂળની માફક તેની આસપાસ ફરી વળ્યા, અને લડાઈ શરૂ કરી. સંધ્યાકાળ સુધી—કે જ્યારે કાળા

રંગના સૈનિકોની મોખરાની ટુકડીએ દેખા દીધી (રાત પડી) ત્યાંસુધી-યુદ્ધ ને કતલની અગ્નિ રૂપી શીખાઓ ઘડીએ ઘડીએ પ્રજ્વળતી રહી. ઘેરાઈ ગએલાં માણસો તેમનાથી બને તેટલા જોરથી દુશ્મનને મારી હઠાવવા ગોળા ફેંકવા તથા આતશી બાણ છોડવા જીવ તોડી મંડયા રહ્યા. પરંતુ સામાવાળાઓની સંખ્યા ઘણી અને પોતાની થોડી હતી, એટલે રમઝાન માસની ચૌદમી તારીખે રાતનો લગભગ એક પહોર વીતતાં તેઓ સંકડામણમા આવી પડયા અને મરાઠાઓનો જુલ્મી હાથ, જીવંત ને નિર્જીવને લૂંટી લેવા માટે લંબાયો. તેઓ ચારે તરફથી ધસી આવ્યા અને તેમને કેદ કરી લીધા.

સિંહ શ્વાનનો કેદી બને એ (પણ) વિધાતાનો લેખ.
માછલી જ્યારે મગર મચ્છના મ્હોંમાં જઈ પડે,
એટલે ન છૂટકે શરીર ને આત્મા મૃત્યુને સોંપી દે છે.

હવે પોતાનો કુટુંબકબીલો, સબંધીઓ, છોકરાઓ અને એક મ્હોટું ટોળું, જેમા સ્ત્રી, પુરૂષ, ન્હાના મ્હોટા, વગેરે હતા, તે સઘળાં એની જોડે હતા, તેઓ આગળ આવી જાનની મુસીબતમાં કદી આવી પડયાં ન હતા. ઇશ્વરને પણ ન જાણનારા મરાઠાઓએ સ્ત્રીઓના દાગીના તેમનાં હાથ અને ડોકમાથી ઉતારી લીધા અને ઇશ્વિર દુશ્મનને પણ એવી સ્થિતિ ન જોવડાવે તેવી વિચિત્ર સ્થિતી તેમની થઈ ગઇ. આ પકડાપકડીમાં કુત્બઉદ્દ્દીલાની સ્ત્રીઓમાની એક પોતાનો જીવ જશે એવી બ્હીકથી સાત વર્ષના બાળક સાથે બીજાઓથી છૂટી પડી ગઈ, અને પાસે આવેલા સૈયદપૂરના પરામા રહેનાર એક જણના ઘરમા આશરો લઇ ત્યાં છૂપાઇ ગઇ.

મનરંજન કરનાર શરાબ ને સાકીની સંગતમા
થોડા દીવસ ખુશી આનંદમા કાઢયાઃ

એટલામા એના માદમનું પરિણામ આ આવ્યુ. ટૂંકામાં બીજે દીવસે જ્યારે રાત્રીરૂપી સીદીએ રાત્રે થતા હુમલા પૂરા કરી પોતાનો મ્હેરો (પાછા જવા માટે) ફેરવ્યો ત્યારે કુત્બઉદ્દ્દીલાનો બાક્ષી મીર ફકીરઉલ્લા સિપાઇ વર્ગમાથી તેમજ લુંટાએલા તથા ઘવાએલા વેપારીઓનું મ્હોટું ટોળું, નાગું ઉઘાડું ને રડનું કકળતું, લઇ શહેર તરફ ચાલ્યો, અને અંદર પેસી, એવીજ હાલતમાં જુમા મસ્જિદમાં ઉતારો કર્યો. શહેરની વસ્તીએ ઇશ્વરની બ્હીક રાખી, તેમની ખબર અંતર પૂછી તેમની ખાતરબરદાસ્ત કરવા માંડી, અને તેમને ખાવાનું, કપડા તથા બીજી જરૂરી વસ્તુઓ પહોંચાડી, આ દુનીઆમા ભલું નામ ને પેલી દુનીઆમા સવાબ ને સારો

બદલો મળે એવું પુણ્ય પ્રાપ્ત કર્યું. ફખ્રઉદ્દદૌલાની સ્ત્રી તથા બાળકના સમાચાર જવાનમર્દખાનને મળતા તેણે હાજી નૂરૂલ્લાને સવારીનો રથ લઇ મોકલ્યો, તેમા બેસાડી તેમને તે લઇ આવ્યો, ને પોતે તેમને આબરૂભેર રાખ્યા. એટલામા ગંગાધરરાવનો મોકલેલો માણસ ફખ્રઉદ્દદૌલાના ખાજેસગ (જનાનાનો દારોગો) કે જે તેમની તપાસ ને ચોકસી કરવા નીકળ્યો હતો તેને લઇ શહેરમા આવ્યો, અને તે તેમને લઈ ગયો. નાણાની મ્હોટી રકમ, જવાહેર, કાપડ, તુર્કી ઘોડા, પહાડ જેવા હાથીઓ, હાકેમ ને અમીરના લાયકનો તમામ સાજ ને સામાન, કે જેની કીમત લાખો રૂપીઆની થાય, તે, તેમજ તેના સાથીઓના ઘોડા ને ઉંટ, અને કેટલાક વેપારીઓ જેમણે નફો ખાવાની આશાએ શાલના તાકાઓ સાથે ઉંચકી આણ્યા હતા, તે શાલો, એ સઘળુ મરાઠાઓના હાથમા ગયુ, અને તેમાથી નજીવો ભાગ જવાનમર્દખાનને મળ્યો.

હલકી તોખમનો પત્થર જો કે સોનાનો પ્યાલો ભાગી શકે છે,

પણ તેથી (તેની) પત્થરની કીમત વધતી નથી, ને સોનાની ઘટતી નથી.

દુધીના છોડની એક ડાખળી ગમે તેટલી સીધા સરોવરના ઝાડ પર ચઢી જાય, પણ આકાશ તો જાણે છે એ બેમાથી કોનુ સીર (માથુ) ઉચાઇને લાયક છે લીલુ ઘાસ જો કે લીલમ જોડે રગમા બરાબર હોવાનો દાવો કરે છે, છતા એકને વીંટીમા જડવામા આવે છે, ને બીજાને કોથળામા ભરવા.

---

## ફખ્રઉદ્દદૌલા પાસથી લૂંટી લીધેલો માલ ભેગો કરી લઈ જવા માટે ખંડેરાવનું આવવું; રંગોજીને કેદ કરવો; જવાનમર્દખાનને મળવું, ફખ્રઉદ્દદૌલાને પોતાની સાથે લઈ જઈ ગીયાસપુરની ગઢીમાં કેદ રાખવો

દામાજીનો ભાઈ ખંડેરાવ જેને ઉમાબાઈએ પોતાનો નાયબ નીમ્યો હતો તે આણી તરફ આવવા પોતાને ઠેકાણેથી નીકળી ચૂક્યો હતો, અને આ અરસામા વડોદરે આવી પહોચ્યો, અને ફખ્રઉદ્દદૌલાની ગિરફતારી તથા તેની છાવણી લૂંટાયાના સમાચાર સાભળી વગર ઢીલ ને વિલંબે એ

લૂંટમાં મળેલો માલ ભેગો કરી લઈ લેવા મહી નદી પાર ઉતરી આવ્યો અને રંગોજી કે જે બોરમદના કિલ્લામા હતો તેને પોતાની સાથે લઈ લીધો, અને રમઝાન માસની અઢારમી તારીખે શહેરની હદમા આવેલા ચંડોળા તળાવ પાસે આવી પહોચ્યો; તથા લૂંટમા આવેલો તમામ માલ ને અસબાબ રાજે કરી પોતાના કબજામાં લઇ લીધો. હવે રંગોજીને મંબધે એનું મન નારાજીની ધણથી ખરડાએલું હતુ, તેથી તેની પાસે હિસાબ લેવાનું બ્હાનું કાઢી તેને થોડા પંડીતો તથા કારકુનો સાથે કેદ કર્યો. જવાનમર્દખાન જોડે મુલાકાત કરવાનો કરાર હોવાથી કાંકરીઆ તળાવમા આવેલા નગીનાબાગમા બને પક્ષ મળ્યા, અને એક બીજાને વચન તથા કોલ આપી મામૂલી રિવાજ મુજબ પરસ્પર વિવેક બતાવી (ભેટ સોગાદ આપી) છૂટા પડયા બીજે દહાડો ખંડેરાવે ત્યાજ ગાળી (મુકામ રાખી) ફખ્રઉદ્દ દીલાને તેના સંબધીઓ સાથે રક્ષક વગરના વાહનોમા બેસાડી પોતાની જોડે લઇ પોતે આગળ ચાલ્યો.

આ હગારી દુનીયાની રીતજ છે,
કે કોઇ વખત રાચે તો કોઈ વખત તળાયે;
તેનાથી તુ કોઇ વખત આનંદ મેળવે છે, તો કોઇ વખત હાજત મંદ થઇ જાય છે,
તે કોઈ વખત જમીન પર તો કોઇ વખત આસમાન પર (લઈ જાય છે).

બોરસદના કિલ્લામાની રંગોજીની, દોલત ને નિર્ભવ, મિલકત જપત કરી લીધી, અને ત્યા પોતાનો નાયબ નીમી રંગોજીને તેને હવાલે કર્યો., અને તેને કેદમા રાખવાનો હુકમ કર્યો. મોજે ગીયાસપુર કે જે મહી નદીને કિનારે આવેલુ છે, તેનો ચાણદાર જે ગઢીમા રહેતો હતો, ને જે ગઢીનું મકાન મજબૂત હતુ, તે ગઢીમા, ચોકી માટે માણસો રાખી, ફખ્રઉદ્દદીલાને ત્યા રાખ્યો, અને પોતે કૂચ કરી સોરઠ જીલ્લા તરફ ગયો. ખંડેરાવના કૂચ કરી જવા બાદ જવાનમર્દખાને કોટના દરવાજા ખોલી નાખ્યા, અને સ્વતંત્રતા તથા સત્તાધિશતાનો શ્વાસ ખેચી, આનંદ કરતા અને હસતા હસતા નિશ્ચિંત મને પોતાના ઓહદાનુ કામ કરવા લાગી ગયો.

આનંદનો સમય પણ મેળવ (ને) મેળવ;
(કારણ) મોતી કાંઈ હમેશા છીપમા મળી આવતું નથી.

સૂબાના દીવાનના નાયબ અબદુલહુસેનખાને કેટલીક બાબતો ફખ્રઉદ્દદીલાને લખી જણાવી હતી, કે જે તેની (જવાનમર્દખાનની) મરજી

વિરદ્ધ થયુ હતુ, અને જે કાગળો તેવાને તેવા તેના હાથમા આવ્યા હતા, તેને લીધે દીવાનના તથા જાગીરોના નાયબની જગાએથી તેને ખસેડી ત્યા કાયમકુલીખાનને નીમવામા આવ્યો થોડા સમય બાદ કાઈક કારણને લીધે તેનો ભાઈ સફદરખાન તેનાથી નારાજ થયો, તેથી તે રાધણપોર ચાલ્યો ગયો શવ્વાલ મામની એકવીસમી તારીખે, શહેરમા નાયબ તરીકે કાયમકુલીખાનને રાખી, પરગણાઓની જમાબંદી કરવા, પેશકશ ઉઘરાવવા તથા જમીનદારો અને કોળીઓના જામીન લેવા માટે જવાનમર્દખાન, નીકળી પડયો સાદેક અલીખાન, મહમદ હાદીખાન અને લેખકને સાથે લીધા વાત્રક અને સાબરકાંઠાના પ્રદેશમાનુ કામ પતાવી વેનનગર કમઓ કે જે તેના ભાઇ જોગવરખાનના તાબામા હતો ત્યા થોડા દહાડા મુકામ રાખ્યો લેખકનો ભાઇ ઇમ્માઇલ મહમદખાન જે ખંભાતમા હતો તેની તબીઅત બગડવાના સમાચાર સાભળી લેખકપોતે શહેર તરફ જવા નીકળ્યો. પેથાપુર ગામ પાસે ધાડપાડુ કોળીઓ જોડે તેને ઝપાઝપી થઇ, જેમા થોડા મરાયા ને ઘવાયા થોડા તીર લેખકને પણ વાગ્યા, પરતુ પવિત્ર પ્રભુના રક્ષણ નીચે હોવાથી તેને કાઇ ઇજા થઈ નહિ

આખી પૃથ્વીની તલવાર મ્યાનમાથી બહાર આવે

છતા પણ પ્રભુની ઇચ્છા ન હોય ત્યાસુધી તે વાંકો વાળ પણ કરી શકતી નથી

(એક નસ પણ કાપી શકતી નથી)

લેખક બકરી ઇદને દહાડે શહેરમા પહોચ્યો અને ભાઇને ખંભાતથી બોલાવી લીધો જવાનમર્દખાને આગળ વધી રાધણપોર સુધી જઇ સફદરખાનનુ મન મનાવ્યુ અને તેના મનનો મેલ દૂર કર્યો, અને હિ સ ૧૧૫૮ના બીજા રબી મામની સત્તરમી તારીખે શહેરમા આવી પહોચ્યો એ અરસામા સફદરખાન પણ ત્યા આવી પહોચ્યો ખંડેરાવ કે જે સોરઠ પ્રાત તરફ ગયો હતો તે પાછો ફર્યો અને ધોળકા કસબા સુધી આવી લાગ્યો શહેરના નાયબની જગાએ મોરો પંડીતને બદલે ત્ર્યંબક પંડીતને નીમી વડોદરા તરફ રવાના થયો લેખકના ભાઈ ઇસ્માઇલ મહમદની જીદગીનો પ્યાલો છલાછલ ભરાઈ ગયો હતો તેથી શાબાન મહીનાની ત્રીજી તારીખે તે કૃપાળુ ઇશ્વરને શરણે ગયો લેખકનુ ચિત્ત હજુ તો તેના પિતાના અવસાનને લીધે શોક ને દિલગીરીમાથી મુક્ત થયુ ન હતુ, એટલામા આવી રીતની એક પર બીજી આફતે તેના મનને બાળ્યુ, અને કેરનાએ જિગર (અંત કરણ) સેકાઈ ગયા

દરેક ક્ષણે કાળ તો અત કરણ પર શોકની આફત
આવ્યા જ કરે છે,

એક આફત ટળના પહેના તો બીજી લાવી મૂકે છે

અફસોસ તેની જુવાની માટે ! જે અનિવાર્ય છે તેનો ઈલાજ ને ઉપાય ધીરજ અને ખામોશ સિવાય બીજો નથી તેથી, ન છૂટકે, ઈશ્વર તેને ક્ષમા આપે એવી પ્રાર્થના કરવામા રહ્યાયે

આપણે ન્હાનકડી ઢીંગલીઓ છીએ, અને આકાશ (ઢીંગલી નચાવનાર)
મદારી છે.

એ વાત સાચી છે, અન મજાક નથી

આ સૃષ્ટાની શેતરજી પર આપણે સૌ જ રમીએ છીએ,

અને છેવટ નાશની મહૂકમા ઢીંગલીની માફક એક પછી એક પેસી
જઈએ છીએ

નજમુદ્દીનાના નખતથી જ ખંભાત બંદરના કુરજાના દારોગાની જગાપર એ હતો, અને પોતાની સારી વર્તણુકથી વેપારીઓને રાજી રાખી આભારી બનાવ્યા હતા, એટલે નજમખાનના હૈયાની પાટીપર તેની એકખાઈનુ ચિન આલ્લખાઇ ગનગઈ ગયુ હતુ, અને તેથી તેની સનાહ લઇ તેને બનાવેલે રસ્તે પોતે કામ કરતો હતો ત નજમખાનને આ નાખુશ બનાવના સમાચાર સાભળના ઘણ લાગી આવ્યુ, અને મામુલી રિવાજ મુજબ આ લેખકપર શોક દર્શાવતો પત્ર લખ્યો અને વળી માગણી કરી કે પોતાના બીજા ભાઈઓમાથી એમને તેની જગાએ આવવાની રજા આપવી, તેથી ચાળીમબુ વીતયાબાદ કાસમ અનીએ ત્યા જવુ એવુ નક્કી કરવામા આવ્યુ તે મુજબ તે ગયો, ને નજમખાને તેને કુરજો સોપ્યો આજ વરસમા ઘણો ભારે વરસાદ પડવાથી ઘણી ખરી ઇમારતોના પાયા ને ગુબજો હાલી ઉઠયા કાયમકુલીખાનની બદલીમા ધોળકાની ફોજદારી જવાનમર્દખાને મહમદ ઉઝમત કરાણીને આપી મહમદ શાહબાઝ રેહીનાને ત્રણસે સવાર ને પાયદળ સાથે પોતાની નોકરીમા લીધો રંગોજીને કેદમાથી છૂટો કરી, તેને ઉમાબાઇના માણસો તેની પાસે લઈ ગયા, તેની પાછળ ખ ડેરાવ પણ ઉમાબાઇ પાસે જવા નીકળ્યો

---

## પોટાજી પટેલને જવાનમર્દખાન જોડે અણબનાવ થવાથી તેણે ફખ્રઉદ્દૌલાને (દાવાદાર તરીકે) ઉભો કરવો; આગળની માફક દામાજીના નાયબ તરીકે રંગોજીનું નીમાવું; શેરખાન અને ફખ્રઉદ્દૌલા વચ્ચે લડાઈ થવી, અને રંગોજીનું આવી પહોંચવું



વેરાની રકમ જે આ સમયમા શહેરની આવકમાથી કાપી લેવામા આવતી હતી તેના હિસ્સાની વહેંચણી સંબધે તથા દંડની રકમનો ભાગ પણ ઓછો વધતો મળતો હોવાથી જવાનમર્દખાન અને મરાઠાઓના પ્રતિનિધી વચ્ચે તકરાર ઉભી થવાને લીધે તેમના મન ઉચા થઈ ગયા હતા અને તેમનો સબધ બગડી ગયો હતો. પોટાજી પટેલ કે જે આ સમયમા ખંડેરાવના લશ્કરનો ઉપરી હતો, તથા તેના તરફથી કારભાર કરતો હતો, અને જે પેટલાદ પરગણાની હદમા આવી ત્યા મુકામ કરી પડયો હતો તેની પાસે એ બિશે ફરીઆદ આવતા તેણે એક યુક્તિ કરી, અને ફખ્રઉદ્દૌલા કે જેને મોજે ગીયાસપુરની ગઢીમા કેદ રાખવામા આવ્યો હતો તેને સવારી માટે પાલખી તથા હાથી, ઝુંડા ને તબુ આપી, જવાનમર્દખાનને બતાવવા (ડરાવવા) તથા પોતાની મતલબ પૂરી પાડવા (ખેતરમા ઉભા કરવામા આવતા) ચાડીઆ અને પૂતળા માફક ઉભો કર્યો આ અરસામા રંગોજી આગળની માફક પોતાની જગાએ બહાલ થવાની ખબર આવી એ વાત પ્રસિદ્ધ થતા પોતાને સારા શુકન થાય છે એમ જવાનમર્દખાને માન્યુ, અને પોટાજીની મરજી વિરુદ્ધ પણ ખડેરાવના નાયબની શહેરમાની સત્તા છીનવી લીધી, અને મહાલો તથા હવેલી પરગણાઓની આમદની પોતાને કબજે લઈ લીધી પોટાજીને ખબર પડતા દક્ષણીઓની એક ફોજ તથા કસબાતીઓની એક ટુકડી જેમને તેણે ફખ્રઉદ્દૌલાને નામે નોકરીમા રાખી લીધા હતા, તેને લઈને કુશાજી અને ગગાધરને જમાબદી કરવા તથા વસૂલાત ઉઘરાવવા તથા જવાનમર્દખાનના વસૂલાતી ખાતાના નોકરોને કાઢી મૂકવા અને મહુધા પરગણાનો તથા તેને ફરતી ચારે બાજૂની બીજી જગાઓનો કબજો કરી લેવા મોકલ્યા. ફખ્રઉદ્દૌલાને (છોકરાઓ બ્હીએ તેવા) બાહુ જેવો શણગારી એ લશ્કરનો સરદાર બનાવ્યો. રંગોજી કે જેને શેરખાન જોડે સારી દોસ્તી થઇ ગઈ

હતી, તેણે તેને લખ્યું કે પોતે આવી પહોંચે ત્યાં સુધીમાં એક લશ્કર ભેગું કરી તેની રાહ તથા વાટ જોતા બેસવું. શેરખાને આસપાસથી સિપાઈઓ બોલાવી નોકરીમાં રાખી લીધા, અને રંગોજીના આવવાની વાટ જોતો, તેના આવવાના રસ્તા પર આતુરતાની આંખ ફેરવી, કપડવણજ કસબાની સરહદ પર આવી બેઠો. હવે રંગોજી ખાનદેશને રસ્તે થઈ આ તરફ આવતો હતો તેથી તેને આવી પહોંચતાં કાંઈક ઢીલ થઈ; એટલે સિપાઈઓના અંગના ખરચ સંબંધે શેરખાનનું મન ઉચું થઈ ગયું, તેથી મહુધા તથા નડીઆદ પરગણાંનાં કેટલાંક ગામ તેણે લૂંટયા. છતા હજુ પણ રંગોજીના આવી લાગવાની તેને કાંઇ પણ ખબર ન મળેલી હોવાથી દુરઅંદેશી વાપરી, વખતને માન આપી, મહમદ ઈમામ બદીને તેની જોડે મળી જઈ મૈત્રી તથા દોસ્તી કરવા માટે પ્રયત્ન કરવા, પોહાજી પટેલ પાસે મોકલ્યો, ને પોતે કપડવણજ પાછા ફરવાને ઇરાદે મોજે કડલાલ આવ્યો. મરાઠા લશ્કર જોડે ફખ્રઉદ્દૌલા પાડોશમાં આવી પહોચ્યો હતો તેણે રાત્રે શેરખાનની છાવણી પર એકાએક હુમલો કર્યો; અને તોપ ને બંદુકની લડાઈ શરૂ થઇ. બંને બાજૂનાં થોડાં માણસ મરાયાને ઘવાયા, થોડા વખતમાજ સવાર પડે એમ હોવાથી લડવાનું મોકૂફ રાખી તેઓ એક બીજાની સામે મુકામ નાખી પડયા. મહમદ ઈમામ બદી કે જેણે પોહાજીની મુલાકાત લીધી હતી, અને શેરખાન જોડે મૈત્રીનાં દ્વાર ખોલાવ્યા હતા, તે એટલામા તેના એક વિશ્વાસુ માણસને લઈને આવી. પહોચ્યો, અને ફખ્રઉદ્દૌલા તથા મરાઠા સરદારોને તે બાબતની ખબર આપી, અને બને બાજૂના સરદારોની મુલાકાત કરાવી. ફખ્રઉદ્દૌલાએ શેરખાનને કહ્યું કે ગઈ ગુજરી ઉચ્ચારવી નહિ. હાલમા તો નસીબ સહાય કરે છે ને અભય વારી આપે છે એટલે મરાઠાઓ દોસ્તી ને મૈત્રીનો રસ્તો પકડી, આધારરૂપ ને મદદગાર થઇ પડયા છે, તેથી હીમતની કમર મજબૂત કસી ખોયુ છે તે પાછું મેળવવા મંડી જવું, અને વહી ગએલુ પાણી પાછું વહેળામા આણવુ. ટૂંકામા, મતલબ એ છે કે (આ) પરગણાઓ કબજે કરી લઈ અમદાવાદ ચાલ્યા જવું અને જવાનમર્દખાન પાસે આપણા મનની મુરાદ પુરી કરવાની માગણી કરવી.

આ સ્થિતિમા ઇશ્વરની શી ઇચ્છા છે તે જોઈએ.

વાતચીતમાં ને વચન તથા કોલ આપવામા બે દીવસ નીકળી ગયા. આવી દોસ્તી તથા મૈત્રી બાંધવા માટે શેરખાનનું મન શમવિશમ થતું હતું અને વિચાર હ્યુપચુ થતો હતો, એટલામા રંગોજીનો કાગળ આવ્યો

તેમાં પોતે તરત વંડારસીનોરની નજદીકમાં આવી પહોંચશે એવો ઈશારો હતો. આ ઉપરથી શેરખાને હચુપચુપણું છોડી દઈ, એ વાત છૂપી રાખ- વાનો પ્રયત્ન કરવા માંડયો. કપડવણજ કસબો જે તેના તાબામાં હતાં તે ત્યાંથી થોડે છેટે જ હતો, તેથી અને જે વખતે સામા પક્ષનાં આંખ કાન ગફ્લતની નિદ્રાને વશ થઈ ગયાં હતાં—

ગફ્લતને લીધે તેઓ એટલી ગાઢ નિદ્રામાં પડી ગયા કે,
જાગૃત અવસ્થા તેમને સ્વપ્નામા પણ દેખાતી નહતી—

તેથી, તે વખતે, તેમને ખબર ન પડે તેવી રીતે ત્યાથી પોતે કપડ- વણજ જતો રહ્યો. સવારને વખતે કે જ્યારે દીવસ રૂપી સમ્રાટના દ્વારપાળે અંધકારવાળી રાત્રીના મુખપરથી (પરદો) બુરખો ઉંચકી લીધો અને ઉઘ રૂપી શખ્સે નિદ્રામા પડેલાઓના મગજરૂપી ઝરૂખામાથી બેખબરીનું બીછાનું ઉઠાવી લીધુ ત્યારેજ કુષ્ણકેદ્દૌલા અને બીજાઓને શેરખાન રાતોરાત ચાલ્યો ગયો હતો અને રંગોજી આવી પહોચ્યો હતો તેની ખબર પડી. તેઓએ તરતને તગ તેની પૂઠ પકડી, પણ તેના લશ્કરની કૂચથી ઉડતી ધુળ સુધી પણ તેઓ પહોચી શકયા નહિ, અને કપડવણજ કસબાની હદમા જ્યા શેરખાને છાવણી નાખી હતી ત્યા (આવી) તોપ ને બંદુકનો મારો ચલાવી બીજી વખત યુદ્ધ રૂપી આગ ને કતલ રૂપી અગ્નિ પ્રજ્વલીત કરવામા આવ્યા. બીજે દીવસે રંગોજી પણ આવી પહોચ્યો ને શેરખાનને મળી ગયો. ખંડેરાવના માણસને કામ કરતો અટકાવવામા આવ્યો હતો તે હકીકતથી વાકેફ થતા, મોરાર નામનો માણુસ જે શહેરમાજ રહેતો હતો, તેને પોતાના નાયબ તરીકે કામપર દાખલ કરી દેવા માટે, જવા- નમર્દખાનને દિલપસંદ વચનો આપી, લખી જણાવ્યુ. હવેલી પરગણાનો અડધ ભાગ પેટલાદ પરગણાના બદલામા મરાઠાઓને લેખકના વચમા પડવાથી આપી દેવાની હકીકત જવાનમર્દખાને સાભળી હતી અને તે મનમા રાખી મૂકી હતી, તેને માટે આ વખતે યોગ્ય પ્રસંગ આવ્યો છે એમ સમજી, તેવી માગણી કરી, તે મતલબનો જવાબ મોકલ્યો. રંગોજીએ તો ગમે તે પ્રકારે આ પ્રાતમા પોતાનો પગ મજબૂત કરવાપર જ પોતાની નજર ઠેરવી હતી, તેને ન છૂટકે એ વાત કબૂલ કરવી પડી, અને (પેટલાદ પરગણા પરનો) પોતાનો હક છોડી દીધો, એટલે જવાનમર્દખાને તેના નાયબ મોરારને શહેરના મહાલોના કારભારમા દાખલ કર્યો. ટૂંકામા શેર- ખાનની મદદ અને સહાયથી બીજે દીવસે રંગોજીએ

સોનેરી રંગના દબદબાવાળા બાદશાહે જ્યારે સવારના પ્હોરમાં
પૂર્વ દિશામાંથી ઢોલ વગાડયું અને નિશાન ફરકાવ્યું,

ત્યારે કૃષ્ણઉદ્દદીવાની સામે લશ્કર ગોઠવવા અને યુદ્ધક્ષેત્રની વ્યવસ્થા કરવા માંડી.

એ બંને લશ્કરો વચ્ચેનું અંતર જેમ જેમ ઓછું થતું ગયું,
તેમ તેમ (ધૂળના ઉડવાથી) સૂર્યની આંખ છવાતી ગઈ
(તેજ ઓછું થતું ગયું).

બંને બાજૂના સૈનિકો તથા યોદ્ધાઓ, લડાઈના મેદાનમા એક બીજાના પર ચારે પગે તુટી પડવા ઘોડા દોડાવતા આવ્યા.

તેઓએ એક બીજા પર ઘોડા દોડાવ્યા
તેમની વચ્ચેની સલાહ એકંદર ઉડી ગઈ.

પહેલેજ હુમલે, થોડી ઝપાઝપી થતા, શેરખાનની જોડેના કસબાતીઓના ટકાવના પાયા હાલી ઉઠયા, અને બીજાઓની ટકી રહેવાની શક્તિના પાયાઓમા ફાટ પડીઓ શત્રુની સામે ઉભા રહેવા જેટલું જોર નહોવાથી પૂઠ ફેરવી તેઓ નાસી ગયા અને યુદ્ધક્ષેત્ર પોતાના હરીફોને સોપી દીધુ.

એ કયામત જેવા મેદાનનમાથી તેઓ ન્હાસી ગયા;
કમબાતીઓની રીતજ ન્હાસી જવાની છે.
ઢોલ વગાડનારના હાથ હેઠા પડયા,
ચામડું તુટી ગયુ ને દાંડીઓ ભાગી ગયો.
બંને સૈન્ય એક બીજાને બાઝી પડયા.
અને રાત ને દીવસ એક બનાવી દીધા.

આ સ્થિતિ જોઈ શેરખાનનો પીત્તો ઉછળી આવ્યો—શૌર્યની નસ પ્રગતિમાન થઇ—અને ન્હાસી જવા રૂપ બેઆબરૂની આંચ પોતાને લાગવા ન દેતા—

જેમ સાપ ગુચળુ વળે છે તેમ પોતે અમળાઇ પડયો
(ધુવાફુવા થઇ ગયો),
(અને) ઝેરી પાણીદાર તલવાર ખેંચી

અને યુદ્ધના મેદાનમા ટકાવ કરી ઉભા રહી, સાહસ અને શૌર્ય દાખવી, હિંમત ભર્યા કદમે આગળ વધી, શત્રુને હાંકી કાઢવાના કામમા જુટાયો. પણ પોતાના જમાનાનો રૂસ્તમ પહેલવાન હોય તે પણ એક એકલા માણસથી શું થઈ શકે? તે ગમે તેવો કાંસાના શરીરવાળા

(અસફંદીયાર) જેવો હોય તોપણ માત્ર એક એકલો યોધ્ધો શુ કરી શકે? આજ અરસામા બંદૂકની ગોળી લાગવાથી તેનો ઘોડો પડી ગયો. પોતે બખ્તર પહેરલુ હોવાથી જાણે લોખંડમા તે ગરક થઇ ગયો હોય તેવી હાલતમા તેણે પગપ્યાદા ચાલવા માડ્યુ એટલે જમણી ને ડાબી બાજૂએથી તેના શત્રુઓ આવી લાગ્યા, અને તેને તેની જીંદગીના ઘોડાની પીઠ પરથી પાડી નાખવાની અણીપર હતા એટલામા તેના ભીસ્તીએ આબે હયાત (જીંદગીનુ પાણી-અમૃત)નુ એક ચાગળુ કે જે તેની જીંદગીની મૂડી હતી, તે પીવડાવ્યુ, એટલે કે ભીસ્તીએ પોતાના ઘોડાને બહાર કાઢી, પોતે તેના (શેરખાનના) રક્ષક તરીકે ઉભો રહ્યો, અને (પોતે) આબરૂભેર મરાયો ને નીચે પડ્યો શેરખાન તેના ખાલી ઘોડા પર સવાર થઈ તે ખૂનખાર વમળ અને જીવલેણ મૃત્યુના ક્ષેત્રમાથી બહાર આવી રંગોજીને સાથે લઇ કપડવણજના કિનાની ચાર દીવાલ પાછળ ભરાઇ ગયો ને ત્યા આશરો લીધો અને પક્ષ મોરચા બાધવામા રોકાઇ ગયા અને તોપ બંદૂકની લડાઇ શરૂ થઈ કપડવણજનો ઘેરો જરા લબાયો તેથી અને અંદરનાની તેમજ બહારનાઓની મતલબ ન તો હાસલ થઇ કે ન તો બર આવી, તેથી હિ સ ૧૧૫૯મા, બને પક્ષ ગમે તે પ્રકારે રક્ષણની જગા (રક્ષકને) શોધવા લાગ્યા એટલામા એવુ બન્યુ કે બાજીરાવનો મોકલેલો મલ્હાર હોલકર માળવાની જમાબંદી કરવા તથા મહેસૂલ ઉઘરાવવા લશ્કર લઇ, ગોધરા પરગણા ને દાહોદની પાડોશમાથી જતો હતો તે ત્યા આ વખતે આવી પહોચ્યો હતો, અને લુણાવાડાનો જમીનદાર જેને વીરપૂર કસબા જોડે ટટો હતો તેણે પોતાની મતલબ પાર પાડવા તેને ત્યા લઈ આવી વીરપૂર પર છાપો માર્યો હતો તે જગા કપડવણજથી થોડેજ છેટે હતી એટલે રંગોજી તેની ખબર પડી અને તેથી તેણે પોતાની વતી મલ્હાર હોલકરને લખી જ્યારે તેની મદદ માગી તેણે જવાબ મોકલ્યો કે લશ્કરને એક મહીનો રોકાવુ પડશે તેના બદલામા તેમની મદદના મહેનતાણા તરીકે રોકડા બે લાખ રૂપીઆ તથા બે હાથી આપવાનો, પોતાના (સરદારના) મનને સતોષ થાય તેવી ખાત્રી કરી આપી, કબૂલ કરે તો તે શરતે પોતે આવવાને રાજી છે રંગોજીએ શરત સ્વીકારી પોતાના ભાઇ આકુજીને શેરખાનના કેટલાક વિશ્વાસુ માણસો સાથે જામીન તરીકે મોકલી તેને બોલાવ્યો. ફક્રઉદ્દૌલા, ગગાધર અને કુશાજીને આ બદોબસ્તની ખબર પડતા, તેમણે વિચાર કર્યો કે આવા મોટા લશ્કર સામે ટકી રહેવા જેટલુ જોર આપણામા નથી, તેથી તેમણે ઘેરો ઉઠાવી લીધો અને પાણી દારા પહેવા તો

પગરખાં કાઢી નાંખ્યા ને સફર મામની બારમી તારીખે પાછા ફરવાનું ઢોલ વગાડી ચાલતા થયા. હવે બન્યું એવું કે રંગોજીનાં મોકલેલાં માણસો તેને જઈ મળે તે પહેલાં તો મલ્હાર હોલકર કૂચ કરી આગળ ચાલ્યો ગયો હતો અને તેમની ને તેની મુલાકાત થઈ નહિ. આવો બનાવ બનવામાં રંગોજીએ પોતાના અદૃષ્ટની ફતેહ અને ઈશ્વરની સહાય જોઈ, કિલ્લા (ચાર દીવાલ) ની સાંકડી જગા છોડી પોતે બહાર આવ્યો, અને પોતાને ફાવવાનાં કામ કરવા મંડયો. ફખ્રઉદ્દૌલાને પોતાની સાથે લઈ દક્ષણીઓએ ધોળકાને રસ્તે ચાલવા માંડ્યું અને ત્યાં આવી પહોંચ્યા, અને ત્યાંના ફોજદાર મહમદ અઝમતને કાઢી મૂકી ધોળકા કબજે કરી લીધું. ખંડેરાવના માણસોએ બંડ ઉઠાવવાની તથા ફખ્રઉદ્દૌલાને (ઓઠા તરીકે) ઉભા કરવાની ખબર દામાજીને પડી એટલે ટંટાફિસાદ દૂર કરવા તેમજ પોતાને કેટલાક વરસ થયા આ સૂબા તરફ આવવાનો જોગ ખાધો નહતો, તેથી ખંડેરાવને જોડે લઈ પોતે વડોદરે આવ્યો અને રંગોજીને પોતાની પાસે બોલાવી મગાવ્યો. ગંગાધર ને કૃશાજીને ખંડેરાવને સાથે લઈને દામાજીના આવવાની ખબર પડી એટલે ફખ્રઉદ્દૌલાને પોતાની જોડે લઈ તેઓ શહેરથી સાત કોસ, દૂર આવેલા હવેલી પરગણાને ગામ જતીપૂર, કે, જેમા એક ગઢી છે, અને જે મરાઠાના હિસ્સામા આવેલું હોવા છતા આ અરસામા જવાનમર્દખાનના કબજામા આવ્યું હતું, અને જ્યાં તેટલા માટે તેના તરફથી સવાર ને પાયદળ એક ટુકડી સાથે અંબર હબશી નીમાયો હતો ત્યા આવી મુકામ નાખવાનું પસંદ કર્યું. તેમની સામે થવા જેટલુ પોતાનામા જોર ન જોઈ હબશી બહાર નીકળી ગયો, એટલે ગઢી સાચવવા ગંગાધરે પોતાના માણસો નીમ્યા. એ અરસામાં દામાજી વડોદરેથી કૂચ કરી, શહેરથી સત્તર કોસ દૂર આવેલા પેટલાદ તાબે વસો ગામે આવી પહોચ્યો. ગંગાધર ફખ્રઉદ્દૌલાને સાથે લઈને તેને જઈ મળ્યો. દામાજીનો મુકામ થોડો વખત ત્યા રહ્યો અને તેણે પોતાના ભાઈ ખંડેરાવને નડીઆદ પરગણું તથા વડોદરાની નાયબગીરી આપી ગજી કરી તેનું મન મનાવ્યું, અને તેની માગણી મુજબ બોરસદનો કિલ્લો પણ તેને સોપી દીધો. આથી વિરોધ ને અણબનાવ દૂર થઈ ગયા. મુફ્તખરખાન જોડે અણબનાવ થયો તે દિવસથી ફિદાઉદ્દીનખાન ખંભાત છોડી દહેવાન જઈ રહ્યો હતો, તે આ વખતે કે જ્યારે દામાજી અને બીજાઓ ભેગા થયા હતા ત્યારે પોતાના મનની મુરાદોમાથી કેટલીક મેળવવાને, આવી પહોચ્યો, પણ તેનું કાઇ વળ્યું નહિ. વસોથી કૂચ કરી શહેરથી દસ કોસપર આવેલા કોઠલીજ

ગામે દામાજી આવી પહોચ્યો, અને મામલત સંબધે જવાનમર્દખાન જોડે કેટલીક વાતચીત કરી ફાનોજી તાકબીરને, મગલાઓના લશ્કર તથા ફ્ખ઼-ઉદ્દદીલાને સાથે રાખી, સોરઠ જિલ્લા તરફ રવાના કરી પોતે પોતાને વતન જવા પાછો ફર્યો. રંગોજીને ફિદાઉદ્દીનખાન મહી નદી સુધી તેને વળાવવા ગયા, પછી ફિદાઉદ્દીનખાન દહેવાણ ગયો ને રંગોજી પોતાને સોપેલા કામ કરવામા ગુથાઇ ગયો. બોરસદના કિલ્લામા રંગોજી રહેતો હતો તે ખંડેરાવના તાબામા ગયો એટલે ઉમરેઠ કસબો જે, શહેરથી ત્રીસ કોસપર આવેલો છે, ત્યા રહેવાનો વિચાર કરી એક ન્હાના સરખા કિલ્લાનો પાયો નાખી, તે બાધવા થોડા માણસોને ત્યા રાખી રંગોજી જમાબંદી કરના ધોળકે આવ્યો.



## સુરતના મુબારક બંદરના મુતસદ્દી તેગબેગખાનનું આ ફાની દુનીઆમાંથી જવું; ત્યાંના મુતસદ્દી તરીકે તેના ભાઈ સફદરમહમદખાનનું નીમાવું



આ સાલમા મહાન શાબાન મહીનાની એકવીસમી તારીખ ને મગળવારે સુરત બંદરના મુતસદ્દી તેગબેગખાનના જીવનનુ એશઆરામના માલથી લાધેલુ જહાજ (વહાણ) જોરથી વાતા પ્રતિકૂળ પવનના ધક્કાને લીધે મોત તરફ ઘસડાઈ જઇ ભાગી ગયુ અને તેની આશાઉમેદના સઢનુ દોરડુ તૂટી જવાથી પ્રલયરૂપી મહાસાગરના વમળમા ડૂબી ગયુ

આ વમળમા હજારો વહાણો ડૂબી ગયા
કે જેનુ એક પાટીઉ સરખુ પણ કિનારે હાથ લાગ્યુ નહિ

અને ઘટીરૂપી આકાશ જે થોડો વખત તેની મરજી મુજબ ફરતુ હતું તેણે છેવટે તો તેના જીવનના અનાજને દળી નાખ્યુ

આ દૂનીઆ ઘટી છે, જેમા માણસો ખેચાઇ આવે છે
તે વળી એવી છે કે તેમના લોહી ચુસે છે.
તે ઉપર નીચેના બે પત્થર જુઓ
એક પત્થર આકાશ, બીજો જમીન છે,
તે બેની વચમા તુ માત્ર અનાજનો દાણો છે,
જો તું શાણો માણસ હોય તો તારો વિચાર કર,

કારણ એ ધંટી એકાએક ફરવા માંડશે
અને તારાં હાડકાંનો સુરમો (ચુરો) કરી નાંખશે.

તેનો ભાઈ સફદર મહમદખાન જે તેના નાયબના ઓહદાનું કામ કરતો હતો, તેણે શોક અને માતમમાંથી છૂટા થયા બાદ વસ્તીનાં બચાવ તથા રક્ષણ અને આશ્વાસન કરવા માંડયાં, અને એ અનિવાર્ય બનાવની હકીકત ખિલાફતની ગાદી શોભાવનાર બાદશાહના તખ્ત આગળ નિવેદન કરી અને એ બાદશાહી દરબારમાં નજરાણા તરીકે અરબ્બી તોખમના સાત પવનવેગી ઘોડા અને ચોખ્ખા સોનાની દસહજાર અશરફી રવાના કર્યા તેના વકીલ મહમદ હાદીએ સફદરજંગની મારફતે તેણે જે વખાણના લાયક કામ કર્યા હતા તે રજુ કર્યાં, એટલે તે ઔદાર્ય ને કૃપાપૂર્ણ દરબારમાથી તેને માટે એક ખિલત, હાથી, મનસબનો છઝાફો, બહાદુરનો ખેતાબ ને સુરત બંદરના મુતમદીના ઓહદાની સનદ તેના વકીલને હવાલે કરવામા આવ્યા.

---

## તાલેબ અલીખાનના ગુજરી જવાથી સૂબાની દીવાની લેખકને મળવી

તાલેબ અલીખાનના ગુજરી જવાથી, આ સાલમાં કાંઇક કારણને લીધે સૂબાની દીવાની લેખકને આપવામાં આવી. એ ટૂંક હકીકતની વિગત એ છે કે હિંદુ કોમમાથી નીચમા નીચ, બદનસલના જાદુગર (ખેલાડી), દગારા, અસૂરની ખસલત, સેતાનનો સ્વભાવ ને રાક્ષસની શિકલવાળો, હલકટ જાત, પિશાચજેવા કામ કરનાર, લોકોને પીડનાર,

ગુરૂ વગરનો, બદજાત, કાફર,
સર્વાંગે કપટી, પૂરેપૂરો ઠગ,
ભૂત જેવો ઉંચો,
બદસુરત, ધિક્કારયુક્ત ચહેરાવાળો,
કુકર્મ કરનારો, નીચ તોખમનો, વિચિત્ર રીતે શાપીત,
તેના (તે) લોહી સિવાય દરેક ચીજ હરામ (અણખપતી) હતી,

જેના દૂષ્ટ સ્વભાવમા કુદરતી રીતે કપટ ભેળવાયલું હતું, એવો એક શાપીત માણસ જેણે દરેક કાર્યમાં તેની જોડે કામ કરનારાઓ જોડે છળકપટ વાપરી બદસલાહ આપવામાં અને લોકોને ખોટે રસ્તે દોરવવામાં શ્રેષ્ઠતા મેળવી હતી,

અને જે ઘણાં વરસ થયાં લેખકના પિતા પાસે મહત્ત્વનાં રાજ્યકારોબારી કામ સંબંધે આવજાવ કરતો હતો, અને જે તે કામો કરવામાં આગળ પડતો ભાગ લેતો હતો, અને જેણે મુખ્ય મુખ્ય માણસો તેમજ પોતાના બરોબરી-આઓમા શાણા માણસ તરીકે આબરૂ મેળવી હતી, અને તેમનામાં જાણીતો ને પ્રખ્યાત થઇ પડયો હતો,—

હલકા માણસોને ઉંચે ચઢાવવા
અને તેમની પાસે સારા કામની આશા રાખવી,
તે પોતાના કારભારની દોરી ટુંકી કરવા જેવું છે,
ખીસામા સાપ પાળવા જેવું છે.—

તેણે જોયું કે કાર્યકર્તા (લેખક) નો સ્વભાવિક જ નેક જાત હતો, તેથી પોતાની બદજાતીનું બજાર ઠંડુ પડતું જોયું અને કપટરૂપી મુડી ખોટી પડી ગઈ, તેથી ભલાઈ વાપરી પોતાની સલામતી સચવાઈ રહે એવી રીતે ચાલવા માંડયું; પરંતુ વખત બેવખત કે જ્યારે તેનો પીત્તો જોર કરતો ત્યારે દરેક ચીજ પોતાના જાતી સ્વભાવ તરફ વળે છે, એ કહેવત મુજબ તે ઉંદરડીઓ દોડાવતો (કાંઈને કાંઈ ઠગાઈઓ કરતો, જાત જણાવતો).

જેની બુનીયાદ જ હલકી હોય તેના પર સારા માણસની છાપ
પડતી નથી.

અપાત્રને કેળવણી, એ ઘુમટપર અખોડ મુકવા જેવું છે.
દુષ્ટ સ્વભાવથી દોરાઈ ડખ મારી દુઃખી કરતો,
વીંછી ડખે છે, તે કાંઈ વેર લેવા ડંખતો (કરડતો) નથી.
એતો એના સ્વભાવને વશ થઇ કરડે છે.

લેખક તેને સાખી શકતો નહિ, તેથી લેખક જોડે એને બનતું નહિ. સારાશ કે મુબારેઝઉલ્મુલ્કના જવા બાદ તેના લાયકનું કાંઈ કામ નહોવાથી લેખકના મરહમ પિતાએ ભિફારશ કરી તેને નજમુદ્દીલાના ખાતામા નોકર રખાવ્યો. જ્યારે નજમુદ્દૌલાનો હાકેમ થવાનો વખત આવ્યો ને નાઝિમનો ઓદ્દો તેને મળ્યો ત્યારે તેને (નાઝિમ તરફથી) કાપડ બજારના ખાતા તથા સાયરના કરોડીની જગાપર નીમવામા આવ્યો. તેની બદફેલી તથા તેના દુષ્કૃત્યોથી આખી દુનીઆ કંટાળી ગઈ હતી. સંજોગવશાત્ કાંઈક કામમા ફિદાઉદ્દીનખાન અને તેના વચ્ચે અણબનાવ થયો. નજ-મુદ્દીલાએ તપાસ કરવા માટી અને તેની પાસેથી દંડ વસુલ લેવાની કોશેશ કરી અને અબદુલવહાબ બેગના ઉપરિપણા નીચે ક્રૂર અને કઠોર હૃદયના દંડ વસુલ કરનારાઓને તેને સોપવામા આવ્યો, અને તેમણે તેને રીબા-

વવા, મારવા કૂટવા ને બાંધવા માંડ્યો. તે ઘોરખોદૂ તરસ (જાનવર)ના જેવા કપટખોર માણસે આજેજી (અશક્તિ) ને નિરાશાનો હાથ સ્વર્ગસ્થખાનના મધ્યસ્થપણા (ભલામણ)ની દામન (પાલવ) પર નાંખ્યો. તેમણે વિચાર કર્યો કે, એ મ્હારો માણસ કહેવાય છે, અને મારે જ નામે તેને તેઓ ઓળખે છે, એટલે તેમણે તે ઉપરથી તેની ભલામણ કરી તેના પર ઉપકાર કર્યો. તેમની ખાતર નજમુદ્દૌલા અને ફિદાઉદ્દીનખાને તેનો ગુન્હો માફ કર્યો, છતા નોકરીમાથી કાઢી મૂક્યો.

જે માથાને લાયક તલવાર (નો ઘા) હોય

તેને શરબત પીવડાવવો, એ અફસોસકારક કહેવાય.

એ લુચ્ચા ઠગારાએ–બતાવે કાંઈ ને કરે કાંઈ એવા માણસે–નજમુદ્દૌલાની સ્ત્રી જોડે ઓળખાણ કરી, આબાદીની લીલાલહેર બનાવી, તેની હીમાયત (મદદ) મેળવી, તેના તાલૂકાના ગામોની વ્યવસ્થા કરવાનું પોતાને માથે લીધુ. નજમુદ્દૌલા અને તે બાઇના ગુજરી ગયા બાદ ફિદાઉદ્દીનખાન અને મુફ્તખરખાને એને પકડી કેદ કરવાનો મનસૂબો કર્યો, પરંતુ તેને ભાગ્યે નમીમે લેખક ત્યા હાજર હતો તેણે ચતુરાઇથી તે જાણી લીધુ અને તેને તે બાબતથી વાકેફ કર્યો, એટલે તેણે પોતાનાં બાળબચ્ચાને આઘાપાછા કરી દીધા, અને પોતે જાતે સ્વર્ગસ્થ ખાનનો આશરો લીધો.

દુષ્ટો જોડે ભલાઈ કરવી,
એ ભલાઓ જોડે દુષ્ટતા કરવા જેવું છે.

એ બંને ખાનોનો મામલો આગળ જણાવ્યા મુજબના પરિણામને પામ્યો, અને તેમના અધિકારની શેતરંજ વાળી લેવામા આવી, અને જમાનારૂપી ફરાસે નિઝામતના ઓહ્દાની જાજમ જવાનમર્દખાનને માટે પાથરી, અને તેનો ભાઇ સફદરખાન તેના નાયબની ગાદી પર અઢેલીને બેઠો, અને માલી ને મુલ્કી કામકાજની વ્યવસ્થા ને કારભાર તેને સોપવામા આવ્યા તે વખતે એ કપટી ઠગારાએ પાછો પોતાનો સ્વાર્થ સાધવાનો વિચાર કર્યો, કે જેથી તેને રોજીનું સાધન મળી આવે અને કર ને દંડ આપવાની જવાબદારીમાથી બચી જવાય અને સુરક્ષિત રહેવાય. સબબ એ હતો કે મુબારિઝઉલ્મુલ્કના સમયમા તથા સ્વર્ગસ્થ ખાનની દીવાનીના વખતમા નિઝામતના ઓહ્દાના કામકાજની ઝીણામાં ઝીણી વિગત અને બાબતથી તે વાકેફ થયો હતો, અને સફદરખાન તથા તેના કારભારીઓ તેનાથી અજ્ઞાન હતા.

હું કબૂલ કરૂ છુ કે ઈશ્વર કપડું આપશે, પણ તે પહેરનાર
(શરીર) ક્યાં છે ?

વળી—

જે જે વ્યક્તિએ પ્રભુની ઈચ્છા પ્રદર્શિત કરી
તેને તેના માપનોજ પોશાક સીવડાવવામાં આવ્યો

એક દુષ્ટ માણસ જોડે તેણે મળી જઈ કાવતરૂ કર્યું, અને તેણે સફદરખાન પાસે તેની કાર્યકુશળતા તથા વાક્ચાતુરીની વાત આગ્રહપૂર્વક મૂકવા માંડી મફદરખાનને પણ એવા માણસની જરૂર હતી કે જે માર્ગદર્શક થઇ પડે, એટલે તેણે તેને બોલાવ્યો આખરે વખતે ખોટુ પરિણામ આવે તેનો આગળથી વિચાર કરી ભવિષ્યમા તે નેસ, દુષ્ટ હૃદયવાળો નિશ્ચિંત રહે તેટલા માટે તેણે મિત્રભાવે કહ્યું કે, અલીમહમદખાનનો હું જૂનો માણસ છુ, નજમુદ્દૌલા પાસ પણ તેમની ભલામણથી હું રહ્યો હતો, તેથી તેમની રજા ને પરવાનગી સિવાય આ કામ માગથી માથે લઈ શકાય નહિ આવી ચાલ ચલાવવામા તેની ડહાપણ વિનાની ચક્ષુ એવી મનગમ છૂપી રીતે જોઈ રહી હતી કે, વખતે તેનો ને એનો મેળ મળે નહિ અને કોઈ આફત રૂપી અધારા ખાડામા તે પડે અથવા તો એ ઉંટનુ બચ્ચુ જોર જુલમથી વેરે પકડાઈ જાય (પોતે કાંઇ મુસ્કેલીમા આવી પડે) તો તેમની (ખાનની) મદદ ને હીમાયત મેળવી પોતે ખાડામાથી બહાર આવે ને છૂટી જાય સેતાનના એ શિક્ષકની શીખવણીથી સફદરખાને મરહૂમ ખાનને શદેરો મોકલ્યો, અને તે પોતે જે આ યોજનાને પરિણામે તેમની પાસે તે વખતે હાજર થયો હતો તેને (તેની પાસે) મોકલ્યો

હલકી તોખમના માણસપર મહેરબાની ન કર
ખાકટા અને દુષ્ટ હિંદુને દારૂ પા નહિ

તેણે તો ઉઘાડે છોગે આગ માડ્યા કામ કરવાનુ ગજને મકતે વધારી દીધુ અને સફદરખાનના મન (પ્રકૃતી) પર પણ કાબૂ મેળવી લીધો બખેડા ને ધિગાણાથી ભરેલુ તેનુ ગાયુ ચળવળવા લાગ્યુ

ઓદાની ધુમારીથી ખાવુ ફરી જાય છે
સાપ જ્યારે બળવાન થાય છે ત્યારે અજગરનુ રૂપ લે છે

સફદરખાનના ન્હાના ને મ્હોટા, જૂના ને નવા કારભારીઓને આપની માફક કરવા માડ્યુ, અને સહેરની વસ્તીના ઘર ભગાવવાન. અવાગ અને ભ્રમથી ભરેલા લશ્કરનો નાયક થઈ પડ્યો, અને આને મામનો એવો બનાવી મૂક્યો કે તેના પર અમલ કરવા સર્વ ઉપકાર ભૂલી જઈ વીસરાઈ

ગયા અને હવામા વીખરાએલી રજકણો જેવા બની ગયા. તેણે એકબે નઠારા કામમા મર્દાંગ ખાનને ખોટું લગાડ્યું અને ગુસ્સે કર્યા, અને લેખકની જોડે પણ દગાઈની (દામની) રમત રમ્યો તેમ જવાનમર્દખાન અને તેના ભાઈને જે બનાવ તથા મેળાપ હતો તેમા પણ ખલેલ પહોંચાડી.

> નીચ તોખમનો માણસ તથા ભીખારી રોટીઓ બને તે
> સારૂ નહિ.
> તે મગરૂર બની જાય છે; દોસ્ત દુશ્મનને પારખી
> શકતો નથી.
> માટીના કુંજાના ઘેરને હીરાથી નઢી લો
> તોપણ કુંજમાથી તો જે તેમા હોય તેજ નીતરશે.

ટૂંકામા લેખકના પિતાના ગુજરવા બાદ તેમની પાછળ રહેનારાઓની ઘણી ખબર અંતર રાખવા લાગ્યો અને લાંબા વખત સુધી ખાધેલું તેમનું લુણ હલાલ કરવા માંડ્યુ.

> દુખનું લશ્કર મારા (માથા) પર લઇ આવ્યો,
> હમારે ત્યા ખાધેલા રોટલા ને નિમક એવી રીતે હલાલ કર્યા.
> નીચ તોખમનો માણસ નથી વફાદારી સમજતો કે
> નથી સારૂં માઠું પારખતો.
> પવિત્ર તોખમ તેજ સઘળી ચીજનું મૂળ છે.

લેખક તરફની દુશ્મનાવટની કમર તેણે દુષ્ટતા અને વેરના કમરપટાથી મજબુત કરી અમીનનો ઓહ્દો જે લેખક ભોગવતો હતો, તેના પરથી તેને દૂર કરવાનો રસ્તો શોધવા લાગ્યો, અને સાચી દેખાય એવી યુક્તિ રચી, સફદરખાનને ધોળે દીવસે આકાશમા તારા બતાવી એવા લોભમા નાખ્યો કે કાપડ બજાર ખાનાના મહાલનો નિઝામત તરફનો કરોડીનો ઓધ્ધો, જે સરકાર તરફથી શેખરઝાને આપવામા આવ્યો છે, તે તેના તાબા કે કબજામા હોવાનું જણાતુ નથી. વળી ખુદ મામલાપ (દીલ્હી દરબાર) પાસેજ હવે શી સત્તા બાકી રહી છે કે જે તેના (બાદશાહી) મુતસદ્દીઓ પાસે હોય ? સૂબાની દીવાની, અને કાપડ બજારના મહાલના દારોગાની જગા, જ્યારે અબ્દુલ હુસેનખાન પાસથી ખુંચવી લેવામા આવી ત્યારે કોણે પૂછ્યુ હતું ? માટે હાલ જેમની પાસે દારોગા, અમીન, કરોડી, મુશરફ, તહેવીલદાર ને મુકીમના ઓહ્દા છે, તેમની પાસથી ખુંચવી લઈ, તમારા પોતાના માણસોને આપો તો તેમની પાસથી લવા-

જમ (ફી, નજરાણા)ની મ્હોટી રકમ મળે અને શેખરઝાની બાબતમાં મન નિશ્ચિંત થાય. અગર જો કે સફદરખાને તેને એવો જવાબ આપ્યો કે અમીનનો એ ઓહ્દો ઘણો લાંબો વખત મહ્ મખાન પાસે હતો અને હાલમાં તે જગાએ ફલાણો ફલાણો-લેખક છે; કરોડીનો ઓહ્દો મોહસિનખાન પાસે છે ને તે હજુરમા છે, લેખક પાસેથી અમીનનો ઓહ્દો આપણે લઈ શકીએ નહિ અને તેમ કરવું યોગ્ય પણ નથી; છતાં તે શાપિત ઠગારા ને દુષ્કૃત્યના કરનારનો મુખ્ય મુદ્દો તો લેખકને ઘેર બેસાડવાનો તથા ખરાબ કરવાનો તેમજ લાંબા વખતથી તેના મનમા વસેલું વેર વાળવાનો હતો, તેથી પોતાનું કામ કઢાવી લેવા તેણે દગાઈ અને ફરેબ વાપરી, જેથી મીઠા મીઠા શબ્દો બોલી તેની આખ ને અક્કલની નજરબંદી કરી દીધી, અને કહ્યું કે તેની પાસથી ઓહ્દો નહિ લઇ લેવામાં આવે તો બીજાઓને ખોટુ લાગશે, અને ભવિષ્યમા તેમ કરવાનુ ઠીક લાગશે તો એ ઓહ્દો પાછો આપી શકાશે. તે દુષ્ટ પ્રેરણા કરનાર, ઝાડુ મારનાર, આદમીના રૂપમા રહેનાર ખવીસે, એ ખ્યાલ તેના મગજમા ઉતારી, રસ્તો ભૂલાવી, તેની પરવાનગી લઈ, દંભ વાપરી કાંઈક બહાનુ વિચારી કાઢી, અને કપટથી દગાઈ કરવાનો વિચાર કરી, લુચ્ચાઇને પોતાની મુરાદ બનાવી, શરમના ગાલને હરામખોરીના કાળા રંગની ગળીએ રંગી, ડહાપણ રહીત બાડી આખોમા બેવફાઈની સળીથી સુરમો આજી, એબીઅલ બનાવી.

(તેને) ન લોકોની શરમ કે ન પ્રભુની બ્હીક
ઉેવટને દીવસે શું જવાબ આપશે તેના વગર વિચારે,

અગર જો કે તેના મ્હોટા નાલાયક પુત્રને કરોડીના તાલુકા (કચેરી) મા પેશકાર નીમવામા આવ્યો હતો છતા, કહ્યું છે તે પ્રમાણે

દુરદષ્ટિવાળો ભીખારી પોતાના છોકરાને આંધળો બનાવે છે
(કે જેથી તે પણ ભીખારી રહે).

પોતેજ એ સંદેશાનો વાહક બન્યો, અને શીબડી જેવો અપશુકનીઓ અને કાળી રાત્રે ઘુવડ જેવા કામ કરનારો, શરમનો બુરકો ફાડી નાખી, બેહયાઇનો કસુંબી રંગ બેઆબરુના મ્હોડા પર ચોપડી (લેખક પાસે) આવ્યો, અને કવખતના બોલના કુકડા માફક પોતે જે રાગ ગાવાનું નક્કી કર્યું હતુ, તથા તે યોજના ઘડી કાઢી હતી, તેનો અવાજ "ખરેખર, સૌથી નાપસંદ અવાજ ગધેડાનો અવાજ છે, 'એ કહેવત પ્રમાણે, મ્હોડેથી બરાડી, ગધેડાની માફક ભૂંડી લેખકની શ્રવણેંદ્રીને કંટાળો આપવા માંડી

જાહેર કર્યું કે સફદરખાનને કાયમ કુલીખાન પર અણગમો થયો છે, પરંતુ એના મનની વાત બહાર પડે અને બાધી મૂઠી છૂટી જાય એવું એ ઇચ્છતો નથી, તેથી એનો એવો ઈરાદો છે કે કાપડ બજાર ખાનાના દારોગાની જગા જે હાલ એના હાથ નીચે છે તે લઇ લેવી, અને રાજ્યકારભારની સગવડતા ખાતર કરોડીનો ઓહ્દો જેના પર (ખરી રીતે) બીજાનો હક છે, અને જે તેને (લેખકને) સોપવામાં આવ્યો છે, તે અને બીજી જગાઓ સુદ્ધાં, કે જેમાથી નથી લાભનો કે નથી નુકસાનનો સંભવ તે તથા અમીનની જગા જે જૂના વખતથી (લેખક પાસે) છે તે, હાલમા લઈલઈ એક મહીનો વીસા બાદ પાછા આપવામાં આવશે. એ વાતનો સ્વીકાર કર્યા સિવાય બીજો છૂટકો ન હોવાથી લેખક ચૂપ રહ્યો, અને તે ગીબન-ખોર, ચાડીઓ, નિંદક માણસ લેખકની ચૂપકીદીને તેની કબૂલાત સમજી ચાલ્યો ગયો અને બીજેજ દીવસે એટલે પહેલા જમાદી મામની પહેલી તારીખે લેખક પાસના સઘળા ઓહ્દા લઈલઇ, પોતાના એક હરામ પેટના બીજા દીકરાને પેશકાર બનાવ્યો કે જે શેખરઝા સાથે મળી જઈ (લેખક સામે) કાવતરૂં કરે. લેખકે દોઢ મહીના સુધી મ્હોડાને તાળુ મારી ચૂપ બેસી રહી, તેના આપેલા વચનનો અમલ થવાની રાહ જોઈ. પછી એક દીવસ તેને બોલાવી કહ્યુ કે શા માટે કરેલા કરારનો અમલ થતો નથી? ત્યારે જવાબમા કેટલાક વાહીયાત ને નિરર્થક શબ્દો કહી લીલી સુકી વાતો કરી ચાલ્યો ગયો. અને (લેખકનો) વહેમ સાચો પડયો કે તેની વાતો અર્થહીન છે, બેવફૂફીથી ભરેલી, ખોટી છે; દુરસ્ત નથી, તેમ તેમા સત્યનો અંશ નથી.

કહે નહિ ને કરી બતાવે તે પૂરો મરદ (માનવી),
કહે ને પછી કરી બતાવે તે અડધો મરદ (માનવી).
કહે ને પછી કરે નહિ તેને સ્ત્રી સમજવી,
પણ જે કહે ને કરે નહિ તેના કરતા સ્ત્રી પણ સારી.

ન છૂટકે તેને હાથે બનેલી સઘળી ઘટના મુકર્રબઉદ્દૂહઝરત બાહેરઝ-ખાનને લખી જણાવવી પડી. સંજોગવશાત્ આ વાતની તેને ખબર પડે તે પહેલા હજૂરમા રહેતા એક માણસે તેને મારી નાખ્યો. ઘણા ખગ બાદશાહી ઓહ્દાઓની નીમણૂકો કરવાનુ તેના ખાતા—તાલૂકામા—હતું તેથી ઉચ્ચ હજૂરશ્રીનો હુકમ નીકળ્યો કે ખાલસા કચેરીથી તે ઓહ્દાઓનુ લખાણુ (યાદી) તૈયાર કરી પવિત્ર હજૂરશ્રી પાસે રજૂ કરવું. તે યાદી કરનાર કારકુને બાદશાહી તાલૂકાના ઓહ્દાઓ (જે ઓહ્દાઓ પર નિમણૂકો

બાદશાહ તરફથી થતી તે)ની યાદી તૈયાર કરતાં અમદાવાદના કાપડ બજાર-ખાતાના કરોડી તથા અમીનીની ઓહ્દાઓ, કે જેના વિશેના હુમારો, તેની (બહેરૂઝખાનની) મારફત આવતા હતા, તે ઓહ્દાઓ પણ તે યાદીમાં લખી હજૂરમાં રજૂ કર્યા. ઇશ્વિરના પડછાયા—હજૂરશ્રીએ—તેમાંના દરેક ઓહ્દા પર તેના એક એક છોકરાને નીમવાનો હુકમ પોતાને મુબારક હાથે લખ્યો. જ્યારે આ સેવકના નામ સુધી આવી પહોંચ્યા ત્યારે હુકમ થયો કે એ જગાએ કોઈ બીજાને મૂકો. ત્યારે મુકરર્બ ઉલ્ હઝરત ઉલ્ ખાકાન જાવીદખાન તથા રાયરાયાન્ નાગરમલ કે જેઓ હજૂરશ્રીની મહેરબાનીનાં માણસ હતાં તેઓએ વિનતી રૂપે નિવેદન કર્યું કે અમીનનો ઓહ્દો મહૂંમ અલી મહમદખાન પાસે હતો અને હાલમા તેના છોકરા પાસે છે અને તેના બાપના ખેતાબથી પણ તેને સન્માનીત કરવામાં આવ્યો છે, એ ઓહ્દાને બહેરૂઝખાન સાથે કાંઈ નિસબત નથી (એના ખાતાનો એ ઓહ્દો નથી), તે તો માત્ર (લેખક તરફથી) એક મધ્યસ્થ હતો. તે આલા બાદશાહ ઔરંગઝેબે પરવરી કરેલા ખાનાઝાદોનો વંશજ છે. કરોડીની જગા મોહસિનખાન પાસે છે. તેની નીમણુક કરતી વખતે આ મહાન સરકારને પેશકશ (નજરાણું) આપવાનું તેણે કબૂલ કર્યું હતું પરંતુ બેહરૂઝખાનની ખાતર એ નજરાણું લેવામા આવ્યુ ન હતું. જે આગલા હુકમ થએલા તેને ખાસ મંજૂરીની સહીથી શોભાવ્યા હતા તેથી (કચેરીના) કારકુનોએ એ ઓહ્દો પણ બહેરૂઝખાનને નામે (ના ખાના નીચે) લખ્યો છે. આને લીધે ઉચ્ચ સરકાર તરફથી હુકમ કાઢવામા આવ્યો કે, તેને અમીનની જગા પૂર્ણ સત્તા સાથે ભોગવવા દેવી, અને કરોડીનો ઓહ્દો પણ અમીનને જ સોંપવો, અને નોકરી બદલ આપવાનુ નજરાણુ તે જગાના પગારમાથી કાપી લઇ હજૂરમા મોકલવું. એ પવિત્ર હુકમોના વઝીર ઉલ મમાલેકની મ્હોર સાથના બે કિત્તા (નકલો) કે જે ખાલમા કચેરીમાથી નીકળ્યા હતા તે આ અરસામા આવી પહોંચ્યા. હવે તે બુદ્ધ્રાતરમ જેવો દગારો, તે બેશરમ, દગલબાજ, જુલમી, બેવફા (હિંદુ) લુચ્ચાઇ ને કપટ વાપરી, બહારથી (લેખક માટે) લાગણી બતાવતો, પણ અંદરખાનેથી તે (લેખક) શું કરે છે ને શું મારે છે તેની ખબર રાખવા, તેની પાસે આવજાવ કર્યાજ કરતો હતો, એટલે સરકારી હુકમો જે આવી ગયા હતા તે તેને બતાવવામા આવ્યા. તેણે કહ્યું કે એ તકરારનો અંત આણવા માટે એ હુકમો મળ્યાની માહીતી સફદરખાનને આપવી જોઇએ અને એ જગાઓ તે છોડી દે (તે લેખકને પાછી આપે) તેટલા માટે એ હુકમોનો આધાર બનાવવો જોઇએ. આ રીતે એ

દુષ્ટ માણસને બહેરૂઝખાનના ગુજરી જવાની ખબર પડી, અને એ શખ્સ લેખકના ઘરનો કાળ હતો અને લેખકના ઘરની દરેક બાબતની તેને ખબર હતી, એટલે બહેરૂઝખાન તરફથી મદદ ને સહાયતા લેખકને મળતા હોવાને લીધે તેના વેરથી ભરેલી છાતીમાં જે કાંટો ખૂંચતો હતો તે એકાએક (આ પ્રમાણે) નીકળી ગયો, અને તેથી પોતાની મતલબનું તીર મુરાદના નિશાન પર પહોંચી ગએલું તેણે જોયું; ઉપર ઉપરથી બતાવવવાને પોતે આ લેખકની જોડે સફદરખાનને મળવા આવ્યો અને હુકમો બતાવ્યા. તેણે કહ્યું કે જવાનમર્દખાનને વાત કરી પછી જવાબ દઇશ. આ વખતે તેણે એક દાવ પેચ સાધ્યો. એ કમઅક્કલ, દુષ્ટ માણસ કે જે તેના મ્હોડા આગળ એ હુકમો પોતાના હાથમા રાખી બેસી રહ્યો હતો તેણે હવે ખુશા મદ કરવા પોતાનું મ્હોડું ખોલ્યુ અને કટાક્ષમા અને તિરસ્કાર દર્શાવતો બોલ્યો કે, આ જમાનામા હવે બાદશાહી કયાં રહી છે ? બાદશાહી હુકમોને કોણ પુછે છે ? હવે તો ખાનની મહેરબાની લોકો માગે છે. તેના મ્હોડામાથી બીજાં ઘણા નાલાયક વેણુ સાભળી, તે સહન કરવા રૂપી લેખકની લગામ હાથમાથી સરી પડી, અને તેની આખે દુનીઆ અંધારી અને સીયાહ દેખાવા માડી, એટલે તેના કાપી નાખવાને લાયકના હાથમાથી તેણે હુકમો ઝુટવી લીધા અને (લેખક) બોલ્યો કે તારા જેવા નાલાયકો પાસે એ હુકમની કશી કીમત નહિ હોય, પણ હમારે મન તો તે ઘણા મોઘા અને હમારી કીર્તિ, આબરૂના કારણ જેવા છે.

દીવસે વનવાગળાની આખે જણાય નહિ<br>
તેમા પ્રકાશ આપનાર સૂર્યરૂપી ઝરાનો શો વાક ?<br>
સાચું પૂછો તો એવી હજાર આખો<br>
સૂર્ય ઢકાઈ જાય તેને બદલે આધળી રહે તે બહેતર.

એટલું કહી પોતે (લેખક) ઉભો થઈ ગયો, અને સાજે જવાનમર્દખાનને મળી (તે) હુકમોથી વાકેફ કર્યો ને કહ્યુ કે,

બહાદુર પુરૂષો તો શત્રુઓના અન કરણ તોડે છે,<br>
પરતુ તને શું થયુ છે કે, તું તારા મિત્રોને તેમ કરે છે.

હવે તેના મન પર પણ થોડી બાબતો દમાવી દીધી હતી અને તેના વડે ( હમારા બે વચ્ચેની ) મૈત્રી ને દોસ્તીના પાયામા ફાટ પાડી દીધી હતી, તેથી વડવાઓએ જૂના વખતમા કરેલા ઉપકારો અને મહેરબાનીઓના હકને (તેણે) અપકારમા બદલી નાખ્યા હતા, એટલે જવાનમર્દખાન પર તેની કાઇ અસર થઇ નહિ, અને પૂછેલા સવાલનો અનુકૂળ જવાબ

મળ્યો નહિ. તે યુક્તિબાજ, કપટખોર, વિઘ્નમંતોપિ માણસે જે બીજા કારકુનો નિમકહલાલીથી લેખકને હજુ વળગી રહ્યા હતા, તેમની પાસે છૂપી ને ઉઘાડી રીતે કહેવા માડયું કે હવે તમે કઈ આશા ને ઉમેદમાં રહ્યા છો ? જે વિશ્વાસ અને ઇતબારનું સ્થાન હતું તે ચાલ્યું ગયું, એટલે હવે નોકરી પરની બહાલી તો વખતે સ્વપ્નામા જ મેળવશો. અફસોસ ! અફસોસ ! એ એક એવુ કામ છે કે જે મંબવીત નથી, ને કદી બની શકશે નહિ. મારી પીઠ પાછળ તે હસતો હતો; આ શબ્દો કે જે મારા હૃદયમા અગ્નિરૂપે બળતા હતા તે સાંભળી નિચેની કવિતાના ભાવાર્થના પાણીથી હું તેને ટાઢા પાડતો હતો.

મુશ્કેલી આવી પડે નિરાશ થયું નહિ,
કારણુ કાળાવાદળમાથી સફેદ (સુખદાયક) વરસાદ વરસે છે.
( મુશ્કેલીના ) ઉપાય શોધવારૂપી દ્વાર બંધ ન કરવું
કારણુ ઘણી કડવી ચીજો ફાયદાકારક હોય છે.

અને માથાથી પગ સુધી કપટથી ભરેલો, તે સેતાન, અપશુકનીઓ, દ્રોહી માણુસ થોડા વખત બાદ મારી માફી માગવાના બહાના હેઠળ લુચ્ચાઈને દંભના લેબાસમા સજ્જિત થઇ, મારૂં ભલું વિચારતો હોય એવું દર્શાવી, મારી પાસે આવી કટાક્ષથી કહેવા લાગ્યો કે જો સફદર-ખાનને લાચ આપવાની તજવીજ થાય તો વખતે તે રસ્તે અમીનનો ઓદ્દો પાછો અપાવી શકુ, પરતુ કરોડીની જગા કે જે બીજાની છે, અને જે હમણા તમારી પાસે છે તેનું તો કાંઈ બની શકશે નહિ. મ્હેં જવાબ આપ્યો કે મ્હેં કોઈના હકપર તરાપ મારી નથી, અને એ જગાઓ કોઈની પાસથી ઉછીની લીધી નથી, માગ બાપની જગા લઈ બેઠો છું, જો લાચ આપવાથી અને કોઈનો ઉપકાર ખેંચી લેવાથી જ તે જગાએ બહાલ થવાતું હોય તો તેવી નીચતા કરવા માટે મારૂં સર મારે ઝુકાવવું નથી. તે બક્ષિશોનો બક્ષનાર, સૃષ્ટિનુ ભરણુ પોષણ કરનાર, મારાપર એના કરતાં કાંઈ વધારે સારૂં બક્ષશે.

કવિ સાયેબ કહે છે કે,

એક દ્વાર બંધ થશે તો બીજાં દસ ખુલશે.
મુંગા માણુસની આંગળી જીભનું કામ કરે છે.
તે (લેખક) પોતાના કામકાજના વિચારમા ગુંથાઇ ગયો અને બોલ્યો કુ-
ધરની દીવાલની આસપાસ કેટલો વખત ફરવું ?
દરવાજો ખોલવાની કુંચી શોધી કાઢવી જોઈએ.

અને અદૃષ્ટ ફિરસ્તા અને નિઃસંદેહ દેવવાણીએ મારા કાનમાં કહ્યું,
બુલબુલ ! વાડીમાંથી ફુલ સુકાઇ ગયું તેનો બહુ શોક ન કર.
કારણ આજ અહવાડીઆમાં તેજ ફુલ બીજા સેંકડો
પાંદડા ને તાજગી લઇ પાછું ફરશે.

એટલે એક યુક્તિ વિચારી, લખી પૃથ્વીપતિની દરબારમાંના વકીલ રામનારાયણ તથા સુજાતખાન કે જે બહેરૂઝખાનનાં છોકરાંઓની વાલી હતી તેમના પર પત્રો લખી, એક કાસદ જોડે, તેમના પર મોકલી. હવે નસીબ એ યુક્તિને સાનુકૂળ હતું એટલે આગલા અને આ પત્રો મળતાની સાથે, (કારણ તેઓ આ પત્રો મળવાની વાટ જોઈને બેઠાં હતાં એટલે,) એ વાલીએ એ નિવેદન પત્રો પૂજ્ય બાદશાહ પાસે રજૂ કર્યાં. તેના પર પોતાના હસ્તાક્ષરે હુકમ લખી વિભુષિત કર્યા અને સખત બાદશાહી હુકમ નીકળ્યો કે સૂબાના દીવાન પર પણ એક તાકીદ હુકમ મોકલવો. સુરત બંદરના મુતસદી તેગબેગખાન તથા ખંભાત બંદરના મુતસદ્દી નજમખાનના નામ પર ઉચ્ચ બાદશાહી હુકમ નીકળ્યા. તેમજ કાપડ બજાર ખાતાના દારોગાના પર તેની નકલ સુભાગ્યની પાવડી જોડે પ્રસિદ્ધિનો પ્રકાશ પામી (મોકલવામા આવી). તે હુકમ એવા હતા કે વેપારીઓ તથા ધંધાદારીઓનો માલ રવાને થયાના કાગળો પર અમીન અલી મહમદખાનની મ્હોર ન હોય તો મંજૂર કરવા નહિ અને તેમની પાસે બીજી વખત મહેસુલ લેવું. મજકુર હુકમ લેખકને મળ્યા. પાટનગર જોડે તથા પાસેના બંદરો સાથે વેપાર કરનાર વેપારીઓનો માલ રવાના કરવાની હમણાજ મોસમ હતી એટલે એ વાત પ્રસિદ્ધ ન કરતા પોતાના મન સાથે વિચાર કર્યો કે પૂજ્ય બાદશાહના એ હુકમ કાપડ બજારના દારોગાને પહોંચાડવાનું સુભાગ્ય પ્રાપ્ત થયુ હશેજ, ને તેથી વેપારી માત્રોના ગુમાસ્તાઓએ ત્યાં લખી પણ વાળ્યું હશેજ, અને તેથી તે (હુકમ) આપોઆપજ બહાર પડશે. વળી બાદશાહે ખાસ પોતાને હાથે લખ્યુ હતું કે સૂબાના દીવાનને પણ લખી જણાવવું, તેથી ખાલસા શરીફા કચેરીના કારકુનોએ ઓહ્દા બાબતની હકીકત, પ્રકાશમાન બાદશાહને જણાવી કે, તાલેબ અલીખાન જે કે એ ઓહ્દો શોભાવતો હતો, તેણે તેની નીમણુક થઈ ત્યારથીજ ત્યા જઈ તે ઓહ્દો સંભાળી લીધો ન હતો, અને હજૂરથીની તહેનાતમાજ ગુજરી ગયો હતો; ત્યારબાદ ત્યાના દીવાન તરીકે કોઈની નીમણુક થઈ ન હતી. હવે જ્યારે ઈશ્વરની મરજી પણ એવીજ થઈ હતી કે એ બહાને એ ઓહ્દો લેખકને મળે, તેથી હુકમ કરવામાં આવ્યો કે તે (ઓહ્દા)ને પણ અમીનના ઓહ્દાની

જવાબદારી હેઠળ મૂકવો અને વઝીર ઉલ્‌મમાલેકની મહોરસાથનું એ દીવાની ઓહદાનું કામકાજ કરવા બાબતનું ઉચ્ચ બાદશાહી ફરમાન વકીલને સોપવામા આવ્યું અને કોરાનના "કદાચ તમે કંઇ ચીજ નાપસંદ કરો અને તેજ તમારે માટે વધારે સારી હોય" એ પૂરેપૂરા માર્ગદર્શક વાક્યનો મર્મ—

અરે ! આ દુનીઆમા ઘણાએ કામ
એવા થાય છે કે જેથી (દુનીઆમા) ઉથલપાથલ થાય છે,
જોવામા તે દુષ્ટ તથા ભારે લાગે છે
પરંતુ તેમા સંપૂર્ણ રીતે સુખ ઢંકાએલુ હોય છે.

જાહેર થયો અને—

ઇશ્વરેચ્છા હોય તો શત્રુ પણ ભલું કરનાર થઈ પડે છે,

એ કડીનો ભાવાર્થ પ્રસિદ્ધ થયો. દીવાનીની બાબતમા અરજી થવાને તથા ફરમાન તૈયાર કરવામા લગભગ ત્રણ મહીના થઈ ગયા એટલામા પાટનગર તરફ જનાર કાફલાને ઉપડી જવાનો વખત આવી પહોચ્યો અને સાથી આવતા કાગળોમા કાપડબજારખાતાના હજૂરથી નીમાતા દારોગાપર તેમજ બંદરોના મુતસદ્દીઓપર નીકળેલા હુકમો તફસીલવાર, અમદાવાદના વેપારીઓ તથા માલધણીઓને જણાવવામા આવ્યા .તેમણે તે હકીકત જવાનમર્દખાનને જાહેર કરી તેનો રસ્તો કાઢવા કહ્યું એ ખાતા લેખકને પાછા સોપવા એ સિવાય બીજો રસ્તો કે ઉપાય તેને દેખાયો નહિ, તેથી સૂબાના કારકુન મીઠાલાલને તેણે એ હુકમનુ સત્યાસત્ય નક્કી કરવા મોકલ્યો, એટલામા દીવાનીના ઓહદાનુ ફરમાન પણ આવી પહોચ્યુ.

રાત પૂરી થઈ, પ્રકાશમાન દીવસ ઉગ્યો,
રાતના તારા ગયા ને ખરૂં પરોઢ ફાટયુ,
(વહેલુ) સવારની શરૂઆતથી મારૂં સુભાગ્ય જાગૃત થયું
વાતચીતનો આનંદ મહારા દિલને વધારે (સુખકર) લાગવા માડયો.

(લેખકે) પોતે જ તે હુકમો જવાનમર્દખાન પાસે જાહેર કર્યા, અને (તેમના વચ્ચેની) જૂની મૈત્રી કે જે વિશે વારવાર આગળ લખવામા આવ્યું છે તેનાપર નજર રાખી, મિત્રોમાતો વળી પરસ્પર ફરીઆદ (નારાજી) કરવાની હોય ! એવા શબ્દો બોલી ફરીઆદ શરૂ કરી અને કહ્યું કે—

હે જવાનમર્દ ! જવાનમર્દી (મ્હોટાઈ) બે બાબતમા હોય છે,
મ્હારી તરફ કાન માડ એટલે તને સાચું કહુ.
એક તો એ કે મિત્રોને ક્ષમા આપવી,

અગર જો કે તેમનામા સેંકડો ભૂલો ક્ષણે ક્ષણે જોવાણુંઆવતી હોય
તો પણ; બીજું એ કે તારા તરફથી કોઈ પણ વખત
એવું કામ ન થવું જોઈએ કે જેને માટે તારે તેમની
માફી માગવી પડે.

બંને ભાઈઓએ આધગમા અવરા સોગંદ લઇ એક બીજાની માફી માગવા માંડી, અને (જવાનમર્દખાને) કહ્યું કે, હમને હરગીઝ આ કામ માટે આવો વિચાર કે આ કૃત્યનો આવો ખ્યાલ મગજમા આવેલો નહિ. તમારો જૂનો ને તમારૂં લુણ ખાધેલો માણસ આ અયોગ્ય કામ કરવા હમને ખોટે રસ્તે દોરી ગયો, અને હમે દોરવાઈ ગયા. મેં જવાબ આપ્યો કે, જેવી તે મહાન ઇશ્વરની ઇચ્છા. ટૂંક વખતમા તેને તેના કૃત્યની સજા ને કામનો બદલો મળશે.

આસમાન તેને બદલો આપશે
આસમાન નહિ આપે તો લુણ તો આપશે જ,

તે પવિત્ર ઇશ્વર જ ખરેખરો વેર વાળનાર છે, તેથી ટૂંક સમયમા તેણે તેના પર વેર લીધુ. તેના આખરના દીવસો કે જ્યારે તેને નરકના અઘોર ખાડામા પડવાનો સમય નજદીક આવ્યો હતો, ત્યારે તેની કહા પણ વિનાની આખોએ તેની છોકરી ને મ્હોટા કુપાત્ર છોકરાને મરતા તેમજ તેના પૌત્રો ને દૌહીત્રોને નિરાશ્રિત માબાપ વગરના થઈ ગએલા જોયાં. હરામીથી મેળવેલા દગલાઓ પવનની જેમ ઉડી ગયા (નાશ પામ્યા) એટલે પોતે પણ દુખી થઈ તેમને જઈ મળ્યો.

વહીદ (કવી) કહે છે —

મીઠાની કણી અને હીરાની કણી એ બેને જોવામા મળતાપણું છે,
પણ જે માણસ ભૂલથી હીરાની કણીને મીઠું સમજી ખાઈ જાય છે
તે જીવતો રહેતો નથી

ખરેખરી રીતે આ દુનીઆ એક માપ (પ્યાલી) જેવી છે
કે જેવી તે ભરાય છે તેવી દરેક વખતે ખાલી થાય છે.
હવે જ્યારે તે શાપીત માણસના મોતથી દુનીઆ ખાલી થઈ
તો હવે પછી તે ફરીથી ભરાશે એવું હું ધારતો નથી.

આ લાબી હકીકત વાચનારાઓના મનને કંટાળો આપનારી થઈ પડી હશે તેમજ સાભળનારાઓના માથાના દુઃખાવાનું કારણ થઈ પડી હશે, પરંતુ (લેખકનું) હૈયુ ભરાઇ આવ્યુ હતું તે એ રીતે ઠાલવ્યું. વળી

એમાંથી એ ધડો લેવાનો છે કે એવું કોણ છે કે જેણે કાંઈ કામ કર્યું ને તેનો બદલો તેને ન મળ્યો ? (મતલબ કે "કર ને જો")

ખબરદાર ! એ તો તું જાણજે જ કે ઇશ્વરે જે આપેલું હોય છે,
તે કોઈ ગમે તેટલી કોશેશ કરે પણ તારી પાસથી ઝૂંટવી લઈ
શકતો નથી.

વળી જો આખી દુનીઆ પણ તે ન ઇચ્છતી હોય
તો પણ શું થયું ? બેશક તેની ઇચ્છા મુજબ જ થશે.

ટૂંકામાં તેણે દીવાની કચેરીના કારકુનોને તેમનાં દફતર સાથે કાયમકુલીખાનને ઘેરથી બોલાવી મંગાવ્યા, અને આ હુકમોના વસીલાથી બધા ઓદ્દાઓની પાછી સોંપણી (લેખકને) કરવામા આવી, અને ઝીલ-હજ માસની આઠમી-તારીખે કે જે યુમઉલ તરવીયતનો દીવસ હતો તે દીવસથી પોતાના ઓદ્દાની ફરજો બજાવવા માંડી, ને કમબખ્ત વિરોધી તથા હલકી તોખમના ઇર્ષ્યાખોરોનું બંને આલમમાં કાળું મ્હોઢું થયું.

અરે ઇર્ષ્યાખોર ! તું મર, કે જેથી તૂં છૂટે, કારણ આ તારૂં
દુઃખ એવું છે,
કે જેની મુસ્કેલીમાથી તારો મોત સિવાય છુટકો નથી.
જુલ્મી માણસ સમજ્યો કે તે હમારા પર જુલમ ગુજારે છે,
પરંતુ એ જુલમ તો એની ગરદને (વળગી) રહ્યો; અને હમે તો
ત્હેમાથી છૂટયા.

સંજોગ એવો બન્યો કે એ અરસામાં અહમદ અને મહમૂદ (પયગંબર) ની મોહર સાથની માલસનમીઓ સુરત બંદરે પહોચના પાસ થઇ, કબૂલાઇ નહિ, અને જેમ ખોટો માલ તેના ધણી પામે પાછો જાય છે તેમ પાછી ફેરવવામાં આવી, કે જેથી તેનો દાખલો રહે. તેના બદલામા પોતાની (લેખકની) મ્હોર સાથની માલસતમીઓ કરી આપવામા આવી. હિ. સ. ૧૧૬૦માં જવાનમર્દખાને બાદશાહી હુકમ આવેલો હોવાનું બહાનુ બનાવી વેરાની વસૂલાતમાં અશરફી લેવાનો નવો રિવાજ પાડી તે લઇ પણ લીધી. શહેરથી ચાર કોસ દૂર આવેલા અસલાલી ગામ પાસ કાઇક કામ કરવાને રંગોજી આવ્યો, અને કાયમ કુલીખાન તથા લેખકને જોડે લઇ જવાન મર્દખાન તેને મળી પાછો ફર્યો, અને રંગોજી ચાલ્યો ગયો. ધોળકાના ફોજદારનો નાયબ અલાદાદ કસબાતી કે જેને ત્યાના એક બીજા કસબાતી જોડે અણબનાવ થયો હતો તે માર્યો ગયો. કડીના કસબાતીઓએ ત્યાના નાયબ ફોજદારને પણ તેની જોડે મોકલી દીધો (મારી નાખ્યો). કડીની

ફોજદારી સફદરખાન પાસે હતી તેથી તે જરૂરીઆતી લશ્કર લઈ ત્યા ગયો અને તેમને નસીહત આપી કાઢી મૂક્યા બદ્દે સૂબા મહમદ મુનવ્વર-ખાન બેકાર થઈ પડવાથી અને બીજી કાઇ જગાએ દાખલ ન થઈ શકવાથી દમણ તરફ ચાલ્યો ગયો મહુધા અને મહેમદાવાદ પરગણામા કોળીઓના બખેડાને લીધે ગરબડાટ થઈ રહી હતી તેથી તે કામ પર મહમદ શાહ ખાઝ શેહીતાને નીમવામા આવ્યો તે ત્યા જઈ બંદોબસ્ત કરી પાછો ફર્યો.

---

## મુબારક સુરત બંદરના કિલ્લેદાર બેગલર(લગર)ખાન ઉર્ફે ગદાબેગનું આ આસમાની રંગના કિલ્લામાં-થી વદાય થવું; ખંભાત બંદરના મુતસદ્દી નજમખાનની હસ્તીની હોડીનું નાશ-ના વમળમાં ગરક થવું; તથા તે અરસામાં બનેલા બનાવો

---

આજ વરસમા બેગનર(નગર)ખાનના ગુજરવા બાદ તેના ભાઈ અયબક ખાન કે જેને પોતાના ભાઇના મરણ પામવાને લીધે મુબારક સુરત બદરના લોખડી પાયાના કિલ્લાની કિલ્લેદારી પર બાદશાહે નીમી તેના ભાઇનોજ ખેતાબ આપી સન્માનિત કર્યો હતો, તેણે થોડો વખત તે ઓહ્દાની ફરજ બજાવી, એટલામા તો ફરતા આસમાનના ગનોનમાથી એકાએક વિધિનો પત્થર આવી તેની પાર્થિવ હસ્તીના ઉચ્ચ ઘૂમટ પર પડયો, અને આનદનો વિધાતક ચોકીદાર તેના શારિરીક આકૃતિ (દેહ)ના કિલ્લાની કિલ્લેદારીના ઓહ્દા પરથી દૂર કરવાનું વિધાતાની શક્તિવાળુ ફરમાન લાવ્યો, અને સફર માસની એકવીસમી તારીખે ચાર તત્ત્વોથી બનેના આ મકાનમાથી તેને બહાર કાઢી કબરના પત્થરની સાકડી જગાની કોટવાળી પર નીમી ત્યા મોકલ્યો અને કુરાનની—તમે ગમે ત્યા હો તોપણ મોત તમને પકડી પાડશે, અગર જો કે તમે મજબૂત બાધેલા કિલ્લાઓમા હો એ પવિત્ર આયતની સચ્ચાઈ જાહેર થઇ

તુ બારણુ બધ રાખશે તેથી વિધિ પાછો નહિ ફરે,
અગર જો કે તારૂ બારણુ ખરેખરા લોખડનું હશે તો પણ
જ્યારે આસમાનના ઉચ્ચ તખ્ત પરથી તકદીર નીચે ઉતરે છે,

ત્યારે દીવાલ ગમે તેટલી ઉંચી હોય તોપણુ તેથી કાંઇ લાભ
થતો નથી.

હવે જ્યારે પોતાની હયાતી અને અક્કલ હુશીઆરીના વખતમા તેણે જોયુ કે જીદગીનો અંત પાસે આવે છે અને શરીરની ઇદ્રિયો મંદ પડતી જાય છે તથા નબળાઇ ને નાતવાની જોર પકડતા જાય છે, ત્યારે દીર્ઘદષ્ટિ વાપરી–વિચાર કરી શાણપણુનો આશરો લઇ ગગન જેવા ઉચ્ચ દરબારમા પેશકશ (નજરાણુ) મોકલી, વિનતીપૂર્વક એવી ભલામણ કરી કે પોતાના મરણ બાદ કિલ્લેદારનો ઓદ્ધો તેના જમાઇ અને સફદર મહમદના પુત્ર વિકાર મહમદખાનને આપવો, અને ત્યા (દરબારમા)થી તે ઓદ્ધાની સનદ મેળવી લીધી. તે ઉપરથી તેણે કિલ્લાને સાચવવા તથા તેના બચાવનુ કામ કરવા માડયુ. વળી એજ અરસામા ખંભાત બદરના મુતમદ્દી નજમખાનની આશા ઉમેદોનો મછવો કિનારા ન દેખાય એવા વિનાશના મહાસાગરમા લગર નાખવાને સ્થાને—હુબી જવાને, પહેલા રબી માસની દસમી તારીખે જઈ પહોચ્યો, અને જમાનાની ચઢતી પડતીના તોફાની મોજાંઓને લીધે મોતને કિનારે પહોચ્યો, અને તે પોતાના કૃત્યો તથા કામોના માલની ગાસડીઓ "તે તેનો બદલો છે કે જે તેઓ કરતા હતા" એ કુરજા પર ઉતારી નજમુદ્દૌલાનો છોકરો મુફતખરખાન કે જેને મોમિનખાનના ખેતાબથી સન્માનિત તથા વિભૂષિત કરવામા આવ્યો હતો અને જેણે પાટનગર જવાને ઇરાદે પોતાનુ રહેવાનુ સ્થળ ફેરવવાનુ ધાર્યું હતુ તેણે આ બનાવના સમાચાર સાભળી પોતાનો વિચાર ભાગી પડયો, અને તે આબાદ બદર સાચવવા તથા સભાળવાનુ શરૂ કરી આ અનિવાર્ય બનાવની ખબર ધર્મરક્ષક બાદશાહના તખ્તને પગથીએ પહોચાડી ફિદાઉદ્દીનખાન કે જે આગળથી જ રજાડાએલો હતો અને ઝાલીમ જાલીયાના ફાળીને ગામ દદેવાણમા જઇ રહ્યો હતો, અને જે આ ગોકપ્રદ ઘટનાના સમાચાર સાભળી, તેની પાછળ રહેલાઓને દિલાસો આપવા તથા ફાતીયા પઢવા આવવાનો હતો તેને આવતા અટકાવવામા આવ્યો, એટલે પાછો પડી તે ચાલ્યો ગયો, અને તેમના વચ્ચે આગળના કરતા પણુ અણબનાવ વધી ગયો.

દુશ્મનોના ભાલાના જખમની અસર એક ક્ષણુ પણુ મારા મન
પર રહેતી નથી,
પરંતુ મિત્ર તરફથી સ્હેજ કાટો પણુ ખૂચાડવામા આવે તો મને
બહુ ખોટુ લાગી જાય છે.

કહેવાણમાં રહેવાથી અને કોળીઓની મોબતથી થોડા વખત બાદ તેનું મન કંટાળી ગયું અને મનમાં તિરસ્કાર પેદા થયો, તેથી રંગોજીને લખી જણાવી પોતાના કુટુંબકબીલા સાથે આવી તે ઉમરેઠ રહ્યો; અને ત્યાં તે આબરૂભેર અને નિરાતે રહેવા લાગ્યો. એજ અરસામા પ્રકાશમાન હજૂર તરફનો તેમના ફરમાન સાથનો એક પત્ર પીઝર મારદીન તથા દાસપક (બાલછર–જટામાસી) નાં તેલ જે યૂરોપનાં શહેરોમાંથી આણવામા આવે છે તે મોકલવા માટે, (સેવક) લેખકના ગગનસમ ઉચ્ચ દરબારમા રહેતા વકીલને આપવામા આવ્યો હતો તે આવી પહોચ્યો. ઘણી તપાસ કરતા દાસપકનું તેલ થોડું મળી આવ્યું તે એક પત્ર સાથે મોકલી આપ્યું અને તે પવિત્ર હજૂર પાસે રજૂ થયું, અને કૃપા તથા મહેરબાનીની રાહે લેખકને કીમતી પોશાક બક્ષવામાં આવ્યો. મેશવા નદીના પ્રદેશના 'નાસરદાર' નામે કોળીએ બંડરૂપી માથું ઉચક્યું હતુ, અને ટંટાફિસાદનુ મૂળ થઇ પડ્યો હતો તેનો બંદોબસ્ત કરવા જવાનમર્દખાને શાહબાઝ રોહીલાને લશ્કર લઈને મોકલ્યો. તેણે તેની જોડે થોડો વખત લડાઇ કરી ને તેમા નાસરદાર માર્યો ગયો.

---

## કાનાજી તાકબીરનું સોરઠ જિલ્લામાંથી ફખ્રુદ્દૌલા સાથે પાછા ફરવું; પોતાના હિસ્સામાં ફારફેર (પડવા)ને લીધે જવાનમર્દખાન અને રંગોજી વચ્ચે અણબનાવ થવો; તેણે બખેડો ઉઠાવવો, અને બોરસદનો કિલ્લો તાબે કરવો

---

કાનાજી તાકબીર જે ફખ્રઉદ્દૌલા જોડે સોરઠ તરફ જઇ તે જીલ્લાની જમાબંદી કરી ખંડણી ઉઘરાવતો હતો તે કામ પુરૂં કરી વંથળી કસબે જઈ પહોચ્યો, તેને ઘેરોઘાલી, બહુ પ્રયત્ન ને કોશિશથી જીતી લઇ લૂંટી લીધો. કમઅકલી ફખ્રઉદ્દૌલાએ જાણે એ જીત પોતે મેળવી હોય તેમ બનાવી પોતાની પ્રતિષ્ઠા તથા નામના વધારવા સોનાની એક ચાવી, એક (નિવેદન) પત્ર અને એકવીસ અશરફી, પોતાના તરફથી ભેટરૂપે, ઉચ્ચ દરબારમાં રવાના કર્યા, અને મહાન બાદશાહ પાસે તે રજૂ થયાં. ટૂંકામા, હવે મરાઠાઓને પાછા ફરવાનો સમય આવી પહોચ્યો હતો, એટલે કાનાજીએ

તેને ધોળકે પહોંચાડી દીધો. ત્યાંનો કસબાતી મહમદ જાનબાઝ કે જે ત્યાંના ફોજદારના નાયબ તરીકે કામ કરતો હતો, તેને કાઢી મૂકવામાં આવવાથી તે શહેરમાં આવ્યો, અને કૃષ્ણઉદ્દદીલાનાં માણસોએ મરાઠાઓની મદદથી તે જગાનો કબજો લઈ પોતાના તાબામાં લીધી. રંગોજી બને તેટલી ઝડપથી ઉમરેઠથી ત્યાં આવી તેમને મળ્યો. એજ અરસામાં, વેરા અને દંડની રકમમાંથી પોતાને ભાગે આવતી રકમમાં ફેરફાર હોવાને લીધે તેને જવાનમર્દખાન જોડે વાતચીત ચાલી અને તેનું પરિણામ એ આવ્યું કે તેમના વચ્ચે અણબનાવ થયો. આને લીધે કાનાજી અને કૃષ્ણ-ઉદ્દદીલાનું આવી પહોચવું, એ સમયની બલીહારી અને પોતાના નસીબની યારી, સમજી તેમની મદદથી શહેરથી ૭ કોસ દૂર આવેલા ધોળકા તાબાના સાનંદ ગામ પર છાપો માર્યો અને જીવંત (પ્રાણીઓ) અને નિર્જીવ (વસ્તુઓ) લૂંટી લઈ ત્યા મુકામ કર્યો. જવાનમર્દખાનને તેની ખબર પડતા એક લશ્કર તૈયાર કરી તથા તોપખાનાની સામગ્રી સાથે લઈ રાતે છાપો મારવાને વિચારે તે સાબરમતી નદી ઉતરી ચાલી નીકળ્યો. પરંતુ રાતે એક પહોર વીત્યા બાદ એમ કરવું સલાહ ભરેલું ન લાગવાથી પોતાની લગામ પાછી ફેરવી શહેર તરફ પાછો ફર્યો. કાનાજીએ કૃષ્ણઉદ્દદી-લાને રંગોજીને સોપ્યો, અને પોતે પોતાના વતન તરફ જવા રવાના થયો. રંગોજીએ કૃષ્ણઉદ્દદીલાને પોતાની સાથે રાખી સાબરમતીને કિન.રે શહેરથી ચાર કોસ પર આવેલા બાંચર ગામે મુકામ નાખ્યો. આગળ કહી ગયા મુજબના કરાર પ્રમાણે હવેલી પરગણાના મરાઠાઓના હિસ્સાના ગામ જવાનમર્દખાને પોતાના હાથ નીચે લઇ લીધા હતા, તેથી હવે જ્યારે મિત્રતા શત્રુતામા ફેરવાઇ ગઈ, એટલે તેણે (રંગોજીએ) આખા પરગણામા કઠોર અને જુલમી ઉઘરાતદારો નીમીદઇ ચારે ભાગ વસૂલ કરી લેવારૂપી ઝરો (વહેવડાવવો) જારી કર્યો, અને ત્યાથી મુકામ ઉઠાવી બે કોસ દૂર આવેલા ઈસનપૂર ગામે આવી ડેરા ઠોકયા. તેની સામે થવા તથા તેને પાછો હઠાવવા જવાનમર્દખાને પણ નયનપૂરની ગઢીમા આવી મુકામ કર્યો, અને દરરોજ બંને પક્ષના લશ્કરો એક બીજાની સામે થતા અને તોપ બંદૂકની લડાઈ લડતા. હવે કૃષ્ણઉદ્દદીલા રંગોજીના હાથમાં આવી પડયો હતો, એટલે તેને તે જગાએ બેસાડી દેવાનો ખ્યાલ તેના મગજમા આવ્યો હતો, અને તેથી પોતે તે બાબતની તદબીરમા હતો, અને તેટલા માટે જમાબંદી કરતો કરતો અને વસૂલાત ઉઘરાવતો ઉઘરાવતો બીજા ગામ-ડાઓ તરફ ચાલતો થયો. તેના મનની છૂપી વાતની જવાનમર્દખાનને

ખબર પડતા, મહમદ શાહબાઝ રોહીયો કે જે પૂર્વે ઇડરમાં રાજા રાયસિંગ પાસે નોકર હતો તે વાત ધ્યાનમા રાખી તેને તેની પાસે મોકલ્યો કે જે તેનું મન મનાવી તેને પોતાના કાર્યમા સહાયક ને ભાગીદાર બનાવે. શાહબાઝે જઈને રાજાના એક વિશ્વાસુ માણસને ખરચની રકમ નક્કી કરવા તથા બીજી વાતચીત કરવાને પોતાની જોડે આણ્યો. હવે ફૂખ્ર-ઉદ્દૌલાથી જો તે છુટો પડી જાય તો તે વખતે તેને એક હાથી ભેટ આપવાનુ પોતે વચન આપ્યુ હતું, પણ તે વચનનો અમલ કર્યો ન હતો, તેથી તે વચન પાળવાની તથા લશ્કરના ખરચ માટે નાણું પહોચાડવાની જવાબદારી જવાનમર્દખાને માથે લઈ તે ( વિશ્વાસુ ) માણસને જવાની રૂખસદ આપી. આ વખતે જિલ્લામા આવેલા વસાદ ગામે ફૂખ્રઉદ્દૌલાને એવી રીતે અધિકાર અપાવવાના વિચારમા રંગોજી હતો કે જેથી તે તેની સત્તાથી બેમાડેલો ગણાય, અને એ વાત અમલમા મૂકવાના તે રસ્તા શોધતો હતો. જવાનમર્દખાનની માગણી અનુસાર રાજા રાયસિંગ આવતો હતો, તેના આવવાના માર્ગમા પોતાના માણસો મોકલી આકર્ષક વચનો આપી પોતાના પક્ષમા આવવા જણાવ્યુ તેણે તે વાત સ્વીકારી અને તેની જોડે મળી ગયો, આમ બનવાથી તેને હીંમત આવી અને તેણે પોતાનો ઇરાદો દૃઢ કર્યો વળી શેરખાનને પણ બોલાવ્યો, તે પણ આવી તેને મળ્યો. શહેરને ઘેરો ઘાલવાની કમર કસી બાધવામા આવી.

આપણી ગમે તે તદબીર તે માત્ર વિધાતાની રમત સિવાય બીજું કાંઈ નથી.

આ અરસામા પેટલાદમા તેના તરફથી જે માણસ નાયબ તરીકે કામ કરતો હતો તેના માર્યા જવાની ખબર મળી. હરીઆ નામનો ખ ડેરાવે ખોળે લીધેલા છોકરો, કે જે બોરસદના કિલ્લેદારની ફરજ બજાવતો હતો તેણે પેટલાદની સરહદમા આવી લુંટફાટ કરવા માડી, એટલે તેને મારી હઠાવવા રંગોજીનો નાયબ તેની સામે ચયો પરંતુ તેને બંદૂકની ગોળી વાગવાથી તે નાશ (નીસ્તી)ના જંગલના રસ્તો કાપતો થયો (મરી ગયો). હવે જ્યારે ઇશ્વરની ઇચ્છાજ એવી થઈ હતી તેથી રંગોજીનો નાલાયક ઇરાદો અમલમા મૂકાતા ઢીલમા પડયો, અને તેણે બોરસદનો કિલ્લો લેવા તથા બીજો નાયબ નીમવા માટે તે બાજુ (જવા) મ્હોડું ફેરવ્યું અને બોરસદના કિલ્લાને ઘેરો ઘાલ્યો. હરીઆએ બચાવ કર્યો અને બંદૂક તોપનો જંગ શરૂ કર્યો. ઘેરામા પડેલા કેટલાક માણસોને રંગોજી જોડે સારૂ હોવાથી થોડાજ વખતમા તે માણસો જોડે મળી જઈ તેના (રંગોજીના) માણસો નીસર-

ણીઓ ગોદડી ઉપર ચઢી ગયાં, અને કિલ્લો છીની લીધો, એટલે હરીએ બહાર ચાલ્યો ગયો. આગલા રિવાજ મુજબ મરાઠાઓના નાયબની જગાએ ખંડેરાવના નીમાવાની મ્હોડાની ખબર આવી ગઈ હતી તેથી રંગોજીની મરજી વિરુદ્ધ તેના તરફથી નાયબ તરીકે નડીઆદમાં જનાર્દન પંડિત કામ કરતો હતો તેને શહેરમા બોલાવી (નાયબનું) કામકાજ તેને સોંપ્યુ, અને રંગોજીના માણસને કાઢી મૂક્યો

આ હલકટ દુનીઆ હમામના વાટકા જેવી છેઃ
(કારણ) દરેક વખત તે જુદા જુદા મેલા (મલીન) માણસોના હાથમા જાય છે.

## સુરત બંદરમાં બંડ થવું; ત્યાંના મુતસદ્દી સફદર મહમદખાનનું બહાર નીકળી પડવું; અને સૈયદ મોઈન ઉદ્દીનખાન ઉર્ફે સૈયદ અચ્છનનું દાખલ થવું

શેતરંજના ખેલાડીરૂપી ફરતા આસમાને તથા હાથચાલાકી કરનાર–મદારીરૂપી–કપટી જમાનાએ આજ સાલમા સુરત બંદરના મુતસદ્દી સફદર મહમદખાન તથા સૈયદ મોઇન ઉદ્દીનખાન ઉર્ફે સૈયદ અચ્છન વચ્ચે શત્રુતા અને ટંટાની શેતરજી પાથરી લડાઈનો પાયો નાખ્યો અને યુદ્ધનું ક્ષેત્ર તૈયાર કર્યુ. ટૂંકમા જણાવેલી આ હકીકતની વિગત અને વાતનુ વર્ણન એ છે કે તેગબેગખાનના ગુજરી જવા બાદ જ્યારે ધર્મરક્ષક બાદશાહી દરબારમાથી સુરત બંદરની હકૂમતના ઓહદાનુ માન સફદર મહમદખાનને મળ્યુ હતુ ત્યારે સૈયદ અચ્છન જે તેગબેગખાનની હયાતીમા બક્ષીના ઓહદાનુ કામ કરતો હતો તેને આગલા રિવાજ મુજબ બહાલ કરવામા આવ્યો હતો. વિધાતાની લેખણીએ જેટલો વખત તેમના વચ્ચેના સંપ વિશે લખ્યુ હતુ તેટલો વખત તેમણે સંપમા ગુજાર્યો.

તેલ ને પાણીની માફક આ કપટી માણસો
એક વાસણમા ઉકળે છે ખરા, પણ મળી–એક થઈ જતા નથી.

કેટલાક કારણો તથા મુલ્કી પ્રશ્નોને લીધે તેમજ તેગબેગખાનની હયાતીમા શાહ વેપારી પર જે જુલમ ગુજારવામા આવ્યો હતો, તેને તેમ જ બીજાં કામોને લીધે, આસફજાહ નિઝામ ઉલ્ મુલ્કે તેને દૂર કરવાનો વિચાર મનમા કરી રાખ્યો. પરંતુ એ ઉદ્દેશ પોતે છૂપાપણાના પડદા

પાછળ રહી પાર પાડવા ઇચ્છિતો હતો તેથી તેને વિરો હમેશા પોતાના મન સાથે ધડભાંજ કર્યા કરતો હતો. સૈયદ અબ્દ્લનો મ્હોટો ભાઈ સૈયદ મીરન કે જેનું મૂળ વતન દારઉલ્સરૂર (આનંદનું સ્થાન) બુરહાનપોર હતુ અને જે અમ્મામા (પાઘડી) પહેરનાર સૈયદ વર્ગમાંનો એક ગણાતો હતો, તેના પર એની નજર ઠરી.

દાઢી, માફાનો છેડો, ઉનની ગોદડી, દંડ (લાકડી), અને દંત મંજન,
એ બધુ (એની પાસે) હતુ પરંતુ જે જોઇએ તેજ ન હતુ.

તેનો ભાઈ તેગબેગખાનપાસે રહેતો હતો ને તેનો બદલી હતો, અને તેમના સગપણની તેને ખબર હતી, તેથી એ છૂપી વાત તેને સોંપી (જણાવી) અને તે ખાનગી રાખવા તેને આગ્રહ કર્યો.

છૂપી વાત પડદા પાછળથી બહાર આવે એ સલાહ ભરેલું ગણાય નહિ.

આ કામ પાર પાડવાને પોતે તેને સુરત બંદર તરફ મોકલ્યો, કે જેથી ત્યાં જઇ એ કામ કરવા માટે પોતાના ભાઈને લલચાવે ને ઉશ્કેરે. "સાંભળ્યુ અને હુકમ ઉઠાવ્યો" એ (કુરાનના) શબ્દો ઉચ્ચારી માથા અને આંખથી–ખરા દિલથી–તેમ કરવાનુ સ્વીકારી બહારથી પોતાના ભાઈની મુલાકાત લેવા જાય છે એવુ બહાનુ બતાવી, સૈયદ અબ્દ્લ ત્યાંથી નીકળી પડ્યો, અને સુરત બંદરે આવી પહોચ્યો. સૈયદ અબ્દ્લનો ભાઇ થાય છે તે વાત લક્ષમાં રાખી તેગબેગખાને તેને માન આપી તેની મહેમાનગીરી કરી. આસફજાહે પોતાના મન સાથે જે વાત નક્કી કરી રાખી હતી તે તેણે પોતાના ભાઈને ખાનગીમાં જણાવી અને થોડો વખત ત્યાં રહ્યો. હવે દરેક કાર્યને માટે તેનો સમય નિર્માણ થએલો હોય છે, તેથી તેટલા વખતમાં સૈયદ અબ્દ્લ કશુ કરવાની હિંમત કરી શક્યો નહિ, અને જેમ જેમ પોતાના ભાઈની ખાતર તથા આસફજાહની આજ્ઞા મુજબ વર્તવા વિચારના મહાસાગરમાં હાથપગ પછાડી કોશેશ કરતો ગયો તેમ તેમ કિનારો મળવો દૂર થતો ગયો. સૈયદ મીરને જોયુ કે કામ તો કાંઈ આગળ વધતુ નથી એટલે પોતાને અમન ઠેકાણે તે પાછો ફર્યો, અને જે બન્યુ હતુ તે આસફજાહને જણાવ્યુ અને દરેક ચીજને માટે ચોક્કસ વખત (સમય નિર્માણ થએલો છે) એ પુસ્તક વાંચી કહ્યુ કે,

દરેક કામ તેને સમયે પાર પડે છે.
દરેક મેવાનુ ઝાડ તેની મોસમે મેવાદાર થાય છે.
આપણી હરકોઈ મકસદ આપણે પાર પાડી શકીએ,

પરંતુ આવતી કાલનો નિર્માણ થએલો ખોરાક આજે મેળવી શકતા નથી.

આસફજાહે પોતાની ઇચ્છા અને મરજી વિરુદ્ધની આ હકીકત સાંભળી એટલે સૈયદ **મીરન** જોડે જે સદ્‌ભાવથી એ પહેલેથી વર્ત્તતો હતો તેમાં ફેર પડયો. પરંતુ જ્યારે તેગબેગખાનના મોતના કાસદે આવી (યમરાજાના) આમંત્રણનો પત્ર આપી, જીંદગીના શહેરમાંથી તેને કાઢયો, અને સફદર મહમદખાને હાકેમની ફરજો બજાવવા માંડી તથા બક્ષીની જગાનું કામ આગળની માફકજ સ્વતંત્રતાથી સૈયદ અચ્છને કરવાનું ચાલુ રાખ્યું, ત્યારે **આસફજાહે** ફરી પાછો સૈયદ **મીરન**ને આગ્રહ કર્યો, એટલે તે મર્હૂમના મોતના ફાતીયા પઢવા તથા દિલાસો આપવાને બહાને (સુરત) આવ્યો, અને તેણે આસફજાહે આપેલી આજ્ઞા ફરીથી પોતાના ભાઇને આગ્રહપૂર્વક કહી બનાવી. પરંતુ વિધાતાએ નિર્માણ કરેલા તેના તકદીર પ્રમાણે તથા ઇશ્વરની ઇચ્છાનુસાર થવાને અદૃષ્ટના છૂપા ચોપડામા થોડા વખતના વિલંબ ને ઢીલ લખેલા હોવાથી, તેના પ્રયત્ન તથા કોશેશ લાભદાયક નીવડયા નહિ.

દરેક કામનો નિર્માણ થએલો સમય આવી ન પહોચે,
ત્યાંસુધી કોઇપણ મિત્રની મદદ ફાયદો કરી શકતી નથી.

સૈયદ **મીરન** શુ મ્હોડું લઇને પાછો જાય ? આમ હોવાથી ન છુટકે ત્યાંજ રોકાયો અને અશક્તિના બીછાના પર પડી ગુજરી ગયો, અને તેની (એ) મુરાદ તેની જોડેજ ભૂમીદાહ થઈ. એમ કહે છે કે પાછા જઇ આસફજાહને શુ મ્હોડું બતાવવું તથા તેની પાસે શી રીતે માફી માગવી તે ન સુઝવાથી શરમના માર્યો, કાનેલ ઝેરનો ઉપયોગ કરી, એ લજ્જાસ્પદ સ્થિતિમાથી પોતે છુટો થયો. આસફજાહની સત્તાનો વિચાર લક્ષમા રાખી તેની મહેરબાની મેળવવાની મનસાથી સૈયદ અચ્છન યોગ્ય પ્રસંગ ને તકની રાહ જોતો બેઠો. છેવટ લોકોના નહિ ઇચ્છવા જોગ કામો અને ધિક્કારયુક્ત કાર્યોની દુષ્ટતાને લીધે ઢીલમા રહેલા ઇશ્વરના હુકમના ગીરીની મુદ્દત પૂરી થતા તે હુકમ છુટયો, અને ઇશ્વરની એવી ઇચ્છા થઇ કે ત્યાંના રહેવાશીઓના જાનમાલનો વિનાશ થઇ જાય. આ પ્રમાણે વિધાતાનો હુકમ અમલમા આવ્યો, અને નક્કી થએલે દીવસે સૈયદ અચ્છન પોતાનાં ખાસ માણસોની એક ટુકડી લઇ કિલ્લા તરફ જવા નીકળ્યો. હવે એ તેની જોરના સબપણ તેમજ પોતાના બક્ષીના હોદ્દાની રૂએ વગર વાધે કે અટકાવે કિલ્લામા હમેશા આવજાવ કરતો હતો તેથી (આ

વખતે પણ તેવી રીતે) અંદર દાખલ થઈ ગયો, અને કિલ્લાનો દરવાજો પોતાનાં માણસોના હવાલામા આપ્યો, અને ઉતાવળથી (દોડી) જઈ વિકાર મહમદખાન કે જે કિલ્લેદાર હતો તેને પકડી કેદ કર્યો.

એ કિલ્લામાં જુની દુશ્મની મઝવન કરી.

અને પછી હાકેમના વામની જગા કે જેને દરબાર કહે છે તેણી તરફ નજર ફેરવી તેના પર તોપના ગોળા ફેંકવા માંડયા. આવું કાંઇ બનશે તેનો ખ્યાલ સફદર મહમદખાનને સ્વપ્ને પણ આવેલો નહિ તેથી તે એકાએક આશ્ચર્યના સમુદ્રમાં ગરકાવ થઈ ગયો, અને ન છૂટકે તેને મોરચા ને માચડા બાંધી લડાઇ માટે તૈયાર થવા હુકમ કાઢવો પડ્યો. (છતા) મૈત્રીદાવે સંદેશો કહેવડાવ્યો કે—

તાજી સંપત્તિ મળવાથી જૂની મૈત્રી ભૂલી ન જા,
કારણ એ સંપત્તિ ધોબીને ત્યા ગીરવી રહેનાં કપડા જેવી છે.

સુરત બંદરના કોટની દીવાલો લગભગ ત્રણ મહીના સુધી રાત દીવસ તોપના મારાથી લુહારની ભઠ્ઠીની માફક મળગતી રહી. એકે રસ્તે મામલો આગળ વધતો જણાયો નહિ તેથી સૈયદ અચ્છીને એક તદબીર વિચારી કાઢી અને મલ્હાર નામનો મરાઠો જે દામાજી તરફથી વડોદરામા તેના નાયબ તરીકે કામ કરતો હતો તેને, તે મદદે આવે તો તેના બદલામા રૂપીઆ અગીઆર લાખ આપવા અને તે રકમ વસૂલ થાય ત્યાં સુધી મહેસૂલની આવકમાથી ત્રીજો ભાગ તેણે લેવો, એવો કરાર કરી પોતાની મદદે આવવા બોલાવ્યો. એ કોમ હમેશા આવી રીતની માગણી અને એવી જાતના કામો મેળવવા ઇચ્છા રાખતીજ હોય છે, તેથી તેણે હા કહી અને આવ્યો પણ ખરો; અને ચારસો બહાદૂર દક્ષણી સવાર લઇ તાપી નદીને માર્ગે, નદીપર પડતી બારીને રસ્તે કિલ્લામા દાખલ થઇ ગયો, એટલે સૈયદ અચ્છીને થોડા શૂરવીર અને ખાસ લડવૈયાઓની એક ટુકડી સાથે તેની જોડે થઇ જઇ દરબાર સર કરવા તથા મોરચાઓ પર છાપો મારવાનું કામ શરૂ કર્યું. જે સરદારો શહેરના રસ્તા તથા ગલી કુંચીઓથી વાકેફ હતા તેઓ મરાઠાઓની ટુકડીને સાથે લઈ જે ગલીનો બીજો છેડો દરબારમા પડતો હતો તે ગલીમા પેઠા. સંજોગ એવો બન્યો કે એ ગલીના મધ્ય ભાગમા આવેલા એક ઘરમાં નાદરશાહ તરફથી વહાણ ખરીદવા તથા કેટલાક વહાણ બંધાવવા માટે મહમદબેગ નામનો એક શખ્સ અત્યાર પહેલા આશરે ચારસેં મોગલોની જોડે આવી ઉતર્યો

હતો, તે ખજોરો આવતો જોઈ હમેશા પોતાના માણસોને હથીઆરબંધ રાખી પોતાના ઘરને સાચવતો હતો આ ટંટા બની બની વચ્ચે છે તેની તેને પરવા ન હતી આ વખતે પોતાના આનુ રિવાજને અનુસરી રસ્તામા ઘણાખરા ઘર લૂટતી લૂટતી મરાઠાઓની એક ટુકડી ત્યા આવી પહોચી અને તે તેમને અટકાવવા ખડો થઈ ગયો અને બંદૂકની ગોળીઓની લડાઈ શરૂ થઇ નજીક મસ્જેદે મોતની છપ્પી જગાએથી નીકળેલી એક ગોળી મરાઠા સરદાર મલ્હારને વાગી તે વાગતાની સાથે તે મરણ પામ્યો મરાઠાઓ તેની લાશ ઉપાડી (પાછે પગે) ચાલતા થયા મરાઠાઓની ટુકડી ઉપરિ વગરની થઈ જતા તેઓ પોતાને અમન સ્થાને જતા રહ્યા આ મામલો લબાયાથી જાનમાલને નુકસાન પહોચવાથી સેંકડો વેપારીઓ અને શહેરના વતનીઓની ખાનાખરાબી થઈ, અને કેટલીએ સુંદર ઇમારતો તોપના ગોળાના મારાથી જમીનદોસ્ત થઇ ગઇ, અને શહેરની તથા બાજૂમા અને આસપાસ આવેલી માલમત્તા ને કાપડથી ભરેલી અસંખ્યાબંધ દુકાનો અને વખારો લૂટાઈ ને આગમા બળી ગઇ જે જીવતા બાકી રહ્યા તે હાવભાવની ભાષામા નીચેના શબ્દો ઉચ્ચારતા રહ્યા

> જો રાજાઓ સનાહ સપની બત્તી ચેતાવે તો
> શહેર ને લશ્કર બનેને સુખ રહે,
> પરંતુ વેર લેવાના મેદાન તરફ વળે, તો
> આમશની બનાને પૃથ્વી પર ખેચી લાવે છે

નાના મોટા ઉચા નીચા, શહેરવાસીઓ આથી કટાળી ગયા આ સ્થિતિ સફદરમહમદખાને જોઇ અને પોતાનામા કિલ્લો સર કરવા જેટલી શક્તિ નથી તે પણ તે સમજી ગયો સદર (શહેર)ના વેપારીઓ તથા મુખ્ય માણસો જોડે પોતે તેગબેગખાનના સમયમા નાયબ હતો ત્યારથી તેને અણબનાવ ચાલતો આવતો હતો અને આ બખેડાના રગામમા એક પણ માણસ તેની મદદે ન આવતા સૌ પોતપોતાને ઘેર બેસી રહ્યા હતા, તેથી પરિણામ ખોટુ આવશે એવુ તેણે ધારી લીધુ અને તેથી ત્હેને બ્હીક લાગી કે આ સાર્વજનિક બળવામા વખતે પોતે પણ હોમાઇ જાય, તેથી ન છૂટકે કપટ ભરેલી (વરૂ ને ઘેટા વચ્ચેની) સનાહ કરવાના સદેશા ચલાવ્યા અને પોતાના સબંધીઓને બીજા એક ઘરમા રાખી પોતે દરબાર ખાલી કરી આપી, અને પોતે પોતાના ખાસ માણસોને લઈ આલમપનાહ કિલ્લામા આવેલા તેગબેગખાને બધાવેલા મહમદી બાગમા શહેર છોડી

જવાને ઇરાદે, મુકામ કર્યો તથા મુસાફરી માટે તૈયારી કરવા માંડી અને સિપાઈઓને પગાર ચુકાવવા માડયો. સૈયદ અબ્દુલ્લા હવે સ્વતંત્રના અને સંપૂર્ણ સત્તાનો શ્વાસ ખેંચ્યો, અને અલીનવાઝખાન નામનો પોતાનો ભાણેજ કે જે સફદરજંગ મહમદખાનનો જમાઇ પણ થતો હતો તેને મુતસદ્દીનો નાયબ નીમી દરબારમા (રહેવા) મોકલ્યો. તેણે બુરજ, ગઢ અને શહેરનું રક્ષણ કરતા કોટના દરવાજાનો બચાવ કરવા માટે પગલાં ભરી તે કામ વિશ્વાસુ અને અનુભવી માણસોને સોપ્યું, અને પોતાના મામાની સુચના મુજબ આસફજાહના નામની દાંડી પીટાવી. હવે નિશ્ચિત મને સૈયદ અબ્દુલ્લા કિલ્લામાં રહેવા આવ્યો. ન છૂટકે ખરચખુટણ માટે તથા સિપાઇઓના પગાર ચૂકવી આપવા માટે પોતાની જોડે જે આણ્યું હતું તે સર્વસ્વ સફદરમહમદખાને વેચી નાંખ્યું. તેના હાથી સૈયદ અબ્દુલ્લાએ વેચાતા લઈ લીધા. આટલું કરવા છતા પણ પોતાની જવાબદારીમાથી તે છૂટી શક્યો નહિ અને તેના સંબંધીઓ પાસે જે કાંઈ હતું તે એને હાથ આવી શક્યું નહિ, તેથી તે શોક અને ચિંતાગ્રસ્ત થઈ ગયો. તેગબેગખાનનો મિફતાહ નામે એક મીઠો ગુલામ તેનો વિશ્વાસુ અને તેની છૂપી વાતોથી માહીતગાર હતો, તે તેની જોડે બહાર આવતો રહ્યો હતો. તેણે સફદરમહમદખાનને જણાવ્યુ કે આ બાગ બંધાતો હતો તે વખતે બહુ અગમચેતી ને દૂર અંદેશી વાપરી તેગબેગખાને, અમુક હોજની નીચે, જેમ અંધારા જંગલમા અમૃતના પાણીનો ઝરો છૂપાએલો રહે છે, તેમ થાપણ તરીકે મ્હોટી રકમના સોનાના સિક્કા દાટેલા છે; મને તેની ખબર છે. એવી કહેવત છે કે ચળકતુ નાણુ અંધારાના (દુઃખના) દીવસો માટે છે, તો આનાથી બીજો કયો પ્રસંગ તે નાણાને ઉપયોગમા લેવા લાયક ગણાય? સફદર મહમદખાને તેના બતાવ્યા મુજબ ખોદ્યુ, તો તેની વાત સચ્ચાઈથી પૂર્ણ જણાઇ. આ હકીકત બનવાથી પોતાના કામમા જીવ આવ્યો સમજી, પોતે મુસાફરી કરવા (ચાલ્યા જવા)નો વિચાર કર્યો હતો તે માંડી વાળી અમલ વિચાર કરી રાખ્યો હતો તેને મક્કમપણે વળગી રહેવાની મજબૂત કમર કસી, સિપાઈઓને ભેળા કરવા તથા શહેરનો બચાવ કરતા કોટ આગળ મોરચા બાંધવા મંડી ગયો.

ફરી લડાઈ કરવાનો વિચાર કર્યો,<br>
બંધ થઈ ગએલા ટંટાના બારણાને ફરી ખોલ્યું.<br>
નિરાત પહેરણમા માથું ઘાલી છૂપાઇ ગઈ,<br>
નિશ્ચિંતપણાની બત્તી બુઝાઈ ગઇ.

લડવૈયાઓ બુરજો તરફ ધસ્યા

અને કોટની દીવાલો સર કરવાની યોજનાઓ ઘડવા માંડી.

બન્ને પક્ષ તરફથી કાસાની તોપોની ભીતરમા અગ્નિ સળગાવાયો. બંદર (શહેર) વાસીઓને હજુ પહેલા હુમલાની આફતમાંથી પૂરેપૂરી આરામેશ મળી નહતી, અને જેઓ હજુ તે લડાઇમા માર્યા ગએલાના શોકમાથી છુટા થઈ પૂરો આરામ પામ્યા નહતા, તેમના હોશકોશ આ સૂતેલો ટંટો કે જે બરાબર આંખ દાબી પોઢયો નહતો તેને ફરીવાર બીછાનામાથી માથું ઉંચકતો તથા ફરી પાછા લડાઈની જ્વાળા પ્રગટાવતો જોઇ, ઉડી ગયા દરરોજ બન્ને પક્ષના માણસો વિનાશના રસ્તા તરફ દોડતા જવા લાગ્યા. યાકૂતખાન ડંડાગજપુરીના વકીલ હાફેઝ મસુદખાન, આરબ અને તુર્કી વેપારીઓ, તથા અંગ્રેજ, વલંદા અને ફ્રેંચ ટોપીવાળાઓની જમાતે, વિચાર કર્યો કે સૈયદ અચ્છનને હજુ પોતાના ઓહ્દાનો અખત્યાર મળ્યો નથી, તેમ તે પોતાની સત્તા જમાવી શકયો નથી, એટલે વખતે તે હારી જાય, અને મલાહ કરી દે. આસફજાહના નામની દાંડી પીટાઈ હતી તે તેમને કાને પડી હતી, તેના પર લક્ષ આપી તે વાત પણ તેમણે પોતાની નજરમા ગણી વળી વખતે સફદર મહમદખાનને ફરી અધિકાર પ્રાપ્ત થાય તો તે તેમની જોડે કેવી રીતે વર્તે તેનો પણ તેમને ભય લાગ્યો. વળી સૈયદ અચ્છને પણ તેમની પાસ મદદ ને સહાય માગેલી હોવાથી તેમણે માહોમાહે એકબીજા જોડે વચન તથા પ્રતિજ્ઞાથી બધાઈ, તેને ઉતાક (ગુલામને છૂટા કરવો) તથા તલાક (છુટા છેડા કરી આપવા)ના સોગન ખાઇ પાકા અને દઢ કરી, કરાર કર્યો કે હવે પછી સફદર મહમદખાન યા બીજા કોઈને તેઓ હકૂમત ભોગવવા દેશે નહિ, અને તેમનાથી બની શકે અને તેમને મળી શકે તેટલી શક્તિ વાપરી તેઓ તેને અટકાવશે અને પાછો હઠાવશે આ વાત નક્કી કરી એક દસ્તાવેજ બનાવી તેનાપર સૌએ પોત પોતાના નામની સહીઓ કરી અંગ્રેજોનો કપ્તાન મી. લામ [લૅમ્બ] એ દસ્તાવેજ પર સહી મિક્કો કરવામા વિલબ ને ઢીલ કરતો હતો. પણ પાછળથી બીજા બધાઓએ તેને આગ્રહ કર્યો અને પોતે તેની વિરુદ્ધ થઈ શકયો નહિ તેથી વિરકને ખાતર તેને પણ મહી સિક્કો કરી આપવા પડયા. તેમાના દરેકે યુદ્ધસામગ્રિ તથા લડાઈના હથીઆરો અને શસ્ત્રોથી સજ્જ થઈ, કોટના બુરજ ને ગઢીઓ પોતપોતામા વહેચી લઈ, પોતાને માથે જવાબદારી અને જુમ્મેદારી લઈ, તેને સાચવવા તથા તેને માટે લડવા મંડી ગયા; અને જે બન્યુ હતુ તેના વર્ણનનો એક પત્ર જેને

મેજર કહે છે, તે લખી કાઢી, તૈયાર કરી સૈયદ અચ્છનને અધિકાર સોંપવામાં આવે તો હમે ગચ્છ છીએ, એવું ચુપની ઉચ્ચ દરબાર પર મોકલવા તેને સોંપવામાં આવ્યો, અને તે તેણે રવાના પણ કરી દીધો. આમકબતહને સૈયદ અચ્છનના કાગળ પરથી તથા ભરૂચના નાયબ ફોજ-દાર તરફથી આ બનાવની ખબર પડી હતી, તેણે શાહુવેપારી મુલ્લા ફખ્રુદ્દીન કે જે તેગ બેગખાન અને સફદર મહમદખાન જેઓના આ બનાવને લીધે ઘરબાર છોડી નાઠિગેદીના જંગલમાં રખડતો હતો અને જે થોડાજ વખતમા પોતાના વતનમાં તેની સાથે પાછો ફરવાની ઉમેદમા ફરતો હતો તેને એક ખિલત (પોશાક) તથા હાથી ભેટ આપી અજ્મે-રીખાન નામના જમાદાર જોડે તેણે વદાય કર્યો. સ્વતંત્ર અધિકાર તથા બાદશાહી બક્ષેશોની ભેટ સૈયદ અચ્છનને આપવા બાબત ખાસ અરજી મોકલી છે તેની ખુશખબર તેને લખી મોકલી તથા મ્હોટા મ્હોટા સૈયદો, બુઝર્ગ શેખો, મુખ્ય મુખ્ય માણસો અને વડાઓને, હાફેઝ મસૂદખાન, વેપારીઓ અને ટોપીવાળાઓ, એ સૌને સૈયદ અચ્છનની મદદ તથા મદા-યગા રહેવાનુ તથા તેનો પક્ષ લેવાનું લખી મોકલ્યું. અજ્મેરીખાન જોડે જવાની શાહુ વેપારીને રજા મળવાથી તેઓ જે વખતે સફદર મહમદખાને ફરી બખેડો ઉભો કર્યો હતો અને તે બખેડો પૂરજોશમા ચાલી રહ્યો હતો તે વખતે આવી પહોચ્યા, અને તેઓ પણ એ બખેડામાં ભાગ લેવા મંડી ગયા. ટૂંકામા તોપ બદૂકની લડાઈ ને યુદ્ધમા કેટલાક મહીના ચાલ્યા ગયા, પરંતુ સુરતના કિલ્લાના દરવાજા ખોલવાની (આશાની) સુરતની આખ ઉઘડતી લાગી નહિ સફદર મહમદખાનની સાથમાના કેટલાક અનુભવી ને વિશ્વાસુ માણસો, જેવા કે હુસેન બેગખાન અને મીર અબદુસ્ સમદ એ ભોનના શહેર તરફની મહ્ફરે નીકળી ગયા હતા. સઘળા વેપારીઓ તથા શહેરવાસીઓ તેની સામે થવા માટે એક થઈ ગયા હતા, એવું તેણે જોયું અને તેથી તેને લાગ્યુ કે મ્હારૂં કાંઈ વળે તેમ નથી, માટે ટંટારૂપી હાથ પાછો ખેંચી લીધો અને વહાણમાં મુંબઈ જઈ ત્યાથી ઠઠ્ઠા જવાને વિચારે રવાના થઈ ગયો. આ અરસામા ખબરપત્રીઓ તેમજ બીજાઓના લખાણો પરથી ઉપજતા બનાવોની હકીકત ઉચ્ચ અને પૂજ્ય બાદશાહની હજુર એક પછી એક અને સતત રજુ થતા સફદરજંગ મીર આતશ (તોપખાનાનો ઉપરિ) કે જે પોતાના વતનમાંથી પાછા ફરતા સુરત બંદરે આવી પહોચ્યો હતો અને જે સાદેક અલીખાન કે જે અમદાવાદમાં રહેતો હતો તેને ઓળખતો હતો, તેની મારફત, તેના (સાદેક અલીખાનના) પર ફરમાન

મોકલવામાં આવ્યું કે તેને સુરતના મુતસદ્દીના ઓદ્ધાપર નીમવામાં આવ્યો હતો. પોતાને હાફિઝ મસુદખાન તથા બીજાઓ જોડે ઘાડ મૈત્રી તથા જૂની ઓળખાણ હતી તે વાત ધ્યાનમાં રાખી સાદેક અલીખાને તેમને એ હકીકત લખી જણાવી. તેમણે જવાબ આપ્યો કે તેમને માફ કરવું કારણ તેઓ સૈયદ અચ્છનને વચન ને કોલ આપી, તે કોલ સોગનથી પાકા કરી,બંધાઇ ગયા હતા. એજ અરસામાં વેપારીઓની દરખાસ્ત (મેઝર) તથા આસફજાહની અરજી અને સૈયદ અચ્છને કરેલાં કામોની હકીકત રાજ્યના સ્થંભો (મુખ્ય કારભારીઓ)ને મળી, એટલે મુતસદ્દીના ઓદ્ધાની સનદ, મનસબનો ઈઝાફો, બહાદુરનો ખેતાબ, ઉચ્ચ દરબારમાંથી અપાતી ભેટો સાથે, સૈયદ મોઈનઉદ્દીન ઉર્ફે સૈયદ અચ્છનના નામની, તથા કિલ્લેદારની સનદ તેના છોકરા સૈયદ હફીઝ ઉદ્દીનખાનના નામની, બક્ષવામાં આવી. થોડો વખત રહી આમફજાહે મોકલેલો અજમેરીખાન જમાદાર કુદરતી મોતે મરી ગયો, અને તેની જોડે આવેલા માણસો દક્ષણ તરફ પાછાં ફર્યાં. સૈયદ અચ્છન અને શાહવેપારી વચ્ચે થોડો વખત તો મૈત્રી ને દોસ્તીનો સંબંધ ચાલુ રહ્યો પરંતુ કોઈ અમુક કામને લીધે તેમના વચ્ચે અણબનાવની ધૂળ ઉડતા એ દોસ્તી અદાવત અને દુશ્મનાઇમા બદલાઈ ગઇ. યુક્તિ કરી સૈયદ અચ્છને શાહવેપારીને કિલ્લામા બોલાવી કેદ કર્યો. અંગ્રેજોનો કપતાન મીસ્તર લામ, તેનો અને પોતાનો ધંધો એક (બંને વેપારીઓ) હોવાને લીધે તેના તરફથી વચમા પડયો અને વાતચીત કરી, અને એક તદબીર વિચારી કાઢી એવુ જણાવ્યુ કે કેટલીએક બાબતો સંબંધી શાહ વેપારી જોડે તેને દરબારમા મ્હોડામ્હોડ વાતચીત થાય તોજ તેનો ખુલાસો થઈ શકે અને તેમ હોવાથી તેની હાજરીની જરૂર છે, એવી માગણી કરી. સૈયદ અચ્છન તેના કપટથી દગાયો અને તેને બહાર આવવા દીધો. મીસ્તર લામ તેના બહાર આવવાની વાટ જોતો કિલ્લાની બહાર આવી ઉભો હતો, તેણે તેને બહાર લાવવાની સાથેજ પોતાને ઘેર મોકલી દીધો અને પોતે દરબારમા આવી હાજર થયો, અને નાયબ મુતસદ્દી અલીનવાઝ ખાન જોડે સમયોચીત થોડી વાતચીત કરી પાછો ફર્યો, અને પોતાના મકાનને કિલ્લેબંધી કરી, વાટ જોતો બેઠો, એમને એમ થોડા દહાડા કાઢી નાખ્યા, ને પછી વેશ બદલાવી શાહવેપારીને વહાણ મારફતે મુંબઇ પહોચાડી દીધો. આ કાયમનું રહેઠાણ રાખી ફરી કેદ પકડાવાની બ્હીકથી પોતે મુક્ત થઈ ગયો.

---

# મુબારક સુરત બંદરપર મરાઠાઓના હિસ્સાનું નક્કી થવું



આ સમયમાં મરાઠાઓના બખેડાએ સુરત બંદરની પાસેના પીલાજી ગાયકવાડની સરદારી નીચે દેખા દીધેલી (પરંતુ) તે વખતે તેની સત્તા તથા તેનું જોર એટલાં બધાં જામેલાં નહિ અને તેથી ત્યાંના મુતસદ્દીઓ તેમની સામે થઈ તેમને મારી હઠાવી શકતા. આ બાબત તેની યોગ્ય જગાએ લખાઈ ગઈ છે; પરંતુ જેમ જેમ મહીનાઓ અને વરસો જતાં ગયાં તેમ તેમ તેમની સંખ્યામાં વધારો થતો ગયો અને તેઓ નાના પરગણાં લૂટવા તથા તારાજ કરવા તેઓ પોતાનો હાથ લગાવતા ગયા, તે એટલે સુધી કે છેવટ પોતાના અધિકારના સમયમાં રૂસ્તમઅલીખાનને એક લશ્કર તૈયાર કરી દર વરસે તેમની સામે થવા તથા તેમને મારી હઠાવી તેમની પૂઠ પકડવા નીકળવું પડતું. એ રૂસ્તમઅલીખાન કે જે પીલાજીના રસ્તામાં કાંટારૂપે હતો તેના ગુજરયા બાદ, મહી નદીને પેલે પારનાં સઘળાં પરગણાં તથા સુરત બંદરની સરકાર, કોઈ પણ બીજાની ભાગીદારી સિવાય વગર ખટપટે તેના તાબામાં આવી ગયાં. બહેરામખાનમાં તેની સામે થઈ, તેને મારી હઠાવવા જેટલી શક્તિ કે જોર હતાં નહિ પણ સુરતનાં પરગણાંઓમાં પાકતું અનાજ સુરત સિવાય બીજે વેચાવા જતું નહતું, અને ત્યાંના ખેડુતો ત્યાંના મુતસદ્દીથી બ્હીતા રહેતા અને ગભરાતા હતા તેથી તેમના મનનું સમાધાન તથા સાંત્વન કરવા, મુતસદ્દીની જોડે વિવેકને રસ્તે ચાલી એવો ઠરાવ કર્યો કે ખેડુતો જે અનાજ લાવે તેનો અમુક હિસ્સો તેને મળે, કે જેથી ખેડૂતો નિરાંત રાખી પોતાના ગામમાં આબાદ થઈ રહે તથા પોતાના કામકાજ માટે તેમજ અનાજ વેચવા સાટવા નિરાંતે સુરત બંદરે આવજાવ કરે. "વાડ ગાળ પણ હોય નહિ," એ કહેવત મુજબ

લડાઈમાં ઉતર્યો હતો કે જેનું વર્ણન આગળ આવી ગયું છે, તે વખતે તેણે દામાજી ગાયકવાડના કાકાનો છોકરો કેદારરાવ કે જે સુરત બંદર સરકારના પરગણાનો તાલુકદાર હતો તેને જો તે પોતાના પક્ષમાં રહે તો ત્રણ લાખ રૂપીઆ આપવાનો કરાર કરી બોલાવ્યો હતો પરંતુ સફદર મહમદખાનવાળી ઘટનાનું પરિણામ જે રીતે આગળ જણાવવામાં આવ્યું છે તે રીતે આવ્યું અને સૈયદ અચ્છન પોતાનો અધિકાર સ્વતંત્રપણે ભોગવવા લાગ્યો, તેથી તક મળતાં કેદારરાવે બખેડો ને ધિંગાણું ઉભા કરી સંદેશો મોકલ્યો કે જો સફદર મહમદખાન એ હોદ્દાપર આવ્યો હોત તો કરેલા કરાર મુજબની રકમ તેને આપત પરંતુ હવે જ્યારે એ હોદ્દાનો અધિકાર તેને મળ્યો છે તો તેણે તે રકમ તેને (કેદારરાવને) આપવી જોઇએ આ બખેડાને લીધે થોડો વખત વેપાર તથા મુસાફરી માટે રસ્તા ને માર્ગ બંધ થઈ ગયા સૈયદ અચ્છનને એ બાબતનો નીકાલ આણવાનો બીજો કાંઇ રસ્તો મુઝયો નહિ ત્યારે લાચાર થઇ વિધિએ નિર્માણ કરેલુંજ બને છે, એ વિચારને વશ થઈ, જ્યાં સુધી એ રકમ ભરાઈ રહે ત્યાં સુધી (સુરત) બંદરની મહેસૂલની આવકનો ત્રીજો ભાગ તેણે (તનખા તરીકે) લેવો એવું નક્કી કરી કેદારરાવના નાયબને બોલાવી તેને એ કામમાં દાખલ કરી દઇ ભાગીઓ બનાવ્યો કરાર થયા બાદ અને તેની રકમ તેને મળી ગયા બાદ કેટલાએક એવા બનાવો બન્યા કે જેને લીધે તેને એ કાઢી મુકી શક્યો નહિ અને સુરત બંદરની આવક ત્રણ ભાગે વહેંચાવા માડી એક ભાગ મુતસદ્દીનો અને બીજો બક્ષીનો કે જે યાકૂતખાન ડંડારાજપુરીના નાયબ હાફેઝ મસુદખાનને તેના તનખા પેટે આપવો પડતો, અને ત્રીજો ભાગ મરાઠાઓનો આ પ્રમાણે નક્કી થયું આ અરસામાં વઝીર ઉલ્મુલ્ક એતમાદ ઉદ્દૌલાની મહોર સાથનો પરવાનો, બાદશાહી કચેરીના આ સેવક (લેખક)ના નામપર આવ્યો કે જેમાં લખ્યું હતું કે બદીઉદ્દીનખાન ખબરપત્રીના મોકલેલા માણસને કાપડખાતા અને સાયરમહાલના તેના કામપર દાખલ કરી દેવો, તેનો અમલ કરવામાં આવ્યો આજ સાલના મહાન શાબાન માસની વીસમી તારીખે લગભગ બપોરે ધરતીકંપ થયો કે જે લેખક જેટલો વખત આ મુલકમાં રહ્યો હતો તેટલો વખત કદી થયો નહતો જેમ પવનની લ્હેરકી આવીને ચાલી જાય તેમ થઇ ગયો કેટલાએકને તો તે લાગ્યો (જણાયો) પણ નહિ

## એક વરસના સખત દુકાળનું પડવું, કે જેને ગુજરાતના લોકો તરલોતરો ( તોતેરો ) કહે છે

આ સાલના શામત આપનાર બનાવોમાનો એક, સખત દુકાળનું પડવુ, એ હતો જેનું કારણ આપણા એટલે માણસોના દુષ્કૃત્ય અને પાપને લીધે આકાશમાથી વરસના વરસાદનું અટકવુ એ હતુ ગુજરાતના લોકો એને તરલોતરો કહે છે, કે જેનો અર્થ વિક્રમ સવત ૧૮૦૩ ની સાલ છે, વળી તણખીયો કાળ એટલે કે ઘાસનો દુકાળ કે જેને ફારસીમા સુમે તમેનો (તમેનામા સુકામણા) કહે છે તે નામે પણ એ જાણીતો છે. એવુ કહેવાય છે કે આગલા જમાનામા અને પાછલા સૈકામા પૂર્વે પડેલા દુકાળોમા આવો દુકાળ પડેલો (કોઇને) સાભરતો નથી, કે જ્યારે આકાશમાથી પાણીનું એક પણ ટીપુ નીચે પડેલું નહિ કે ઘાસનું એક તણખલુ પણ જમીનમાથી ઉગેલુ નહિ તો પછી ખેતરોમા ઉગતા પાકનું તો શુ જ કહેવુ? અને આ કાળ પડ્યો તે બીજી વિપત્તિઓ અને આફતો ઉપરાત

[ લેખકનું બનાવેલુ કાવ્ય ] :—

એવુ સુકામણું વરસ આવ્યુ
કે દુનીઆની વસ્તીના હોશકોશ ઉડી ગયા,
આકાશના બારણા તદન બધ થઇ ગયા,
ઘાસનું મૂળીઉં સરખુ પણ જમીનમા ઉગ્યુ નહિ,
ન્હાના મ્હોટાનો વિલાપ આકાશ સુધી પહોચ્યો,
(અને) તેમણે જીવવાની આશા છોડી દીધી.

ઉંચ નીચ—ખાસોઆમ—સઘળી વસ્તીને જોડે લઈ, વરસાદ પડે તેને માટે પ્રાર્થના કરવાને જવાનમર્દખાન ત્રણ દીવસ ચાલુ બહાર પડ્યો, અને આંખોરૂપી નદીઓમાથી આસુઓની ધારા ચાલવા માડી, પરતુ તેના જ બાબમા શરમિંદગી અને પશ્ચાતાપના પરસેવાના રેલા સિવાય બીજું કાંઈ પરિણામ આવ્યુ નહિ અને પૃથ્વિની ચારે તરફ ઘણીએ ઇંતેજારીની નજર નાખવામા આવી પરતુ દિલગીરીની હાયના ધુમાડાની કાળાશ સિવાય એક પણ વાદળાનો ડાઘો સરખો દેખાયો નહિ, અને દુકાળગ્રસ્ત માણસોના આર્તનાદના અવાજ સિવાય ગડગડાટનો બીજો અવાજ કાને પડ્યો નહિ દીવસે દીવસે અનાજના ભાવનુ પલ્લુ તથા દાણાની કીમતનું ત્રાજવુ ઉંચે

ચઢતાં ગયાં, અને તપાગનાં તાજવામાં ત્રણશેર ને ચારશેર તોળાવા લાગ્યાં. એક વિચિત્ર સ્થિતિ અને આશ્ચર્યકારક હાલને દેખાવ દીધો. ગામડાના લોકો જે ઘાસનાં મૂળીઆં ખાઇ ક્ષુધાનો અગ્નિ શાંત કરતા હતા તેમનાં ટોળેટોળાં મોતની ખીણને રસ્તે પડી ગયા. માણસ જાતનાં દુષ્કૃત્યોનો ભોગ થઈ પડેલાં બીચારાં મુંગા જાનવરો ઘાસ ન મળવાથી દુબળાં પડી જઈ ટોળાંબંધ વિનાશના ચારીઆણ તરફ ચાલ્યા ગયાં.

મુડદાલ માંસ ખાવું (મુડદાનું ભક્ષણ) હલાલ ગણાયું, અને તેને અનુમતિ અપાઇ. ભીખારી અને મુફલેસોના માગી ખાવાના પાત્રો જેવા તળાવો અને જળાશયો સૂકા ને ખાલી થઇ ગયા. દાણાનો દુકાળ તો હતો તે ઉપરાંત પાણીનો પણ દુકાળ પડયો. સાબરમતી એક ( ન્હાનો ઝરો ) લીટી જેટલી થઇ ગઇ, કે જેથી જીવથી હાથ ધોઈ નાખવા (મરવા) માટે વજૂ (પાણીથી સાફ) કરવા માટે તયમમ (માટી) થી ચલાવી લેવું પડતું, અને "હે પૃથ્વી, તારૂં પાણી તું ગળી જા; હે આકાશ, ત્હારૂં પાણી તું પાછું ખેંચી લે; અને જમીન ઉપર પાણી ઓછું થઇ ગયુ" એ કોરાનના સૂત્રની હકીકત ઝાહેર થઈ. પરગણા અને ગામડાની આખી રૈયત અને વસ્તી, તેમા ખાસ કરીને, પાટણ જીલ્લામાં, પાણી ન મળવાને સબબે પાણી બહાર પડેલા માછલાની માફક તરફડતી હતી, અને બાપદાદાના ઘરબાર જોડે સંબંધ છોડી વતન તજી દઇ નિરાશાના જંગલમા ભટકતી થઈ ગઈ, અને તેમના કાફલા ને કાફલા માળવા તરફ તથા આજુબાજુ ચાલ્યા ગયા. આ ફાની દુનીઆનો ત્યાગ કરી કેટલા ચાલ્યા ગયા તેની સંખ્યા ગણાતી નથી કે શુમાર રહ્યો નથી. તે સમયમા જે જે ગામ ઉજ્જડ ને દીવો દેવતા વગરના (ખાલી) થઈ ગયાં તે તે હજુ સુધી આબાદ થયા નથી, અને ઘર છોડી ગએલામાથી એક પણ માણસ પોતાને વતન પાછું ફર્યું નથી. આવતે (પછીને) વરસે ઇશ્વરની કૃપા પાછી વરસી ત્યા સુધી એ સ્થિતિ લંબાઇ. છેવટે જે જીવતા રહ્યા હતા તેમને તે દયાસાગરે પેતાનો દયાભાવ દર્શાવી, "અને પ્રભુ આકાશમાથી પાણી નીચે મોકલે છે અને પછી પૃથ્વીને પાછી સજીવન કરે છે, તેના મોત બાદ"–કોરાનના એ સત્યપૂર્ણ સૂત્રની સચ્ચાઈ સાબિત કરી; અને તરસ્યા તથા જેનો જીવ તાળવે આવી અટકયો હતો એવા નિરાશાની ખીણમા પડેલા માણસોના ગળામા અમૃત રેડી આફતમાથી તેમને છોડવ્યા.

જો કે હમે દુષ્ટ છીએ પરંતુ તું તો ભલુંજ કરે છે.
જો કે હમે ગુન્હા કરીએ છીએ પરંતુ તું તો ક્ષમાવંતજ છે.

હમારા મનની દુષ્ટતાની કાઈની ખબર નથી
એ બધા સગર્ભ છે, તેને છુપાવનાર તું છે

હિ સ ૧૧૬૧ મા ખંભાત બંદરના મુતસદ્દી નજમખાનના ગુજરવાની ખબર ધર્મધુરંધર બાદશાહના તખ્ત પાસે રજૂ થઈ ત્યારે તે આચાર્ય ને કૃપાપૂર્ણ દરબારમાથી વઝીર ઉલ્ મમાલેકના મહી સિક્કા સાથનું મોમિનખાનના નામનું ફરમાન (નિમણુકપત્ર) કાઢવામા આવ્યુ અને તેણે તે ઓદ્ધાનો અધિકાર ભોગવવા માંડ્યો

---

## જતીલપૂરની ગઢી સર કરવા માટે જવાનમર્દખાને શેખ અબદુલ વાસે બક્ષીને લશ્કર સાથે નીમવો: પોતાનુ કામ પાર પાડયા સિવાય તેનુ પાછુ ફરવુ

---

હવેલી પરગણામા આવેલી જતીલપૂરની ગઢી મરાઠાઓના માણસોના હાથમા પડવાની તથા તેમાથી અબર હબશીના બહાર આવતા રહેવાની હકીકત અપૂર્વ કૃતમથી પૂર્વે લખાઇ ગઈ છે તે કિલ્લો તેમના હાથમાથી છોડવી પાછો હસ્તગત કરવાની મતલબથી આ અરસામા જવાનમર્દખાને લશ્કરની એક ટુકડી તથા થોડી ન્હાની મ્હોટી તોપો આપી અબદુલ વાસે બક્ષીને મોકલ્યો, અને તેણે ત્યા જઇ તેને ઘેરો ઘાલવા તથા મોરચા બાંધવાનું શરૂ કરી દીધુ રંગોજી પાડોશમા પેટલાદ કસબાની હદમા આવી પહોચ્યો હતો, તેને એ બાબતની ખબર પડવાથી ભગવાન નામના એક માણસને દક્ષણીઓની એક ટુકડી આપી, ઘેરામા પડેલા માણસોની મદદે મોકલ્યો તે ગતોગત છાપો મારવા નીકળી પડ્યો અને દીવસરૂપી જરી કામના પીળા વાવટાનો (પૂર્વના) ક્ષિતિજમાથી પ્રકાશ થતાની સાથે ત્વરાથી કૂચ કરી અચાનક ત્યા આવી પહોચ્યો, અને તેમની છાવણીપર તૂટી પડી લડાઈ કરવા માંડી અબદુલ વાસે તથા તેના સાથીઓને આ બનાવ બનવાની તથા આ ઘટના ઘટ્યાની ખબર ન હોવાથી તેઓ બેદરકાર રહ્યા હતા તેમાના ઘણાખરા તો ગઢીની સામે નાખેલા મોરચાઓ પર નીમાએલા હતા બીજા કેટલાક હજુ ગફલતીની ઉંઘમાથી ઉઠ્યા ન હતા, અને થોડાક માણસ જાતની કુદરતી હાજતો પૂરી પાડવામા રોકાએલા હતા

એવામાં આ અણધારેલી, ઇશ્વરના કોપ જેવી, આફત એકાએક આવી પડી. સૈયદ મીરા વલદ સૈયદ નુરલા અને સૈયદ ફકીરલા વલદ સૈયદ કાસમ, જેમણે બહાદૂરી અને વીરતા બતાવવાને વિચારે ન્હાસી જવાની શરમ વ્હોરી લીધી નહિ, તેમને ઘોડેસ્વાર થવા જેટલી પણ ફુરસત ન મળવાથી તેમણે પગપ્યાદા લડવા જવાની હીમત કરી, અને એકબીજાને કહ્યું કે,

કાતો મતલબ પાર પાડવા આકાશ પર ઉડીશું,
યા તો બહાદૂરો માફક લડતા માથું આપીશું,

અને શત્રુને મારી હઠાવવા તેની સામે થવા ચાલ્યા. શત્રુ જ્યા હતો ત્યાં જઈ તેનો રસ્તો રોકી હાથોહાથની લડાઇ કરી વીરતા ને શૌર્ય સંપૂર્ણપણે શોભાવ્યાં, અને યુદ્ધક્ષેત્રને લોહીથી રંગી, આબરૂભેર (પોતાના ચ્હેરાને પ્રકાશમાન બનાવી) મુઆ. મરાઠાઓએ પોતાને જુલમી હાથે છાવણી તથા યુદ્ધ સામગ્રી લૂંટવાની ધૃષ્ટતા કરી. અબદુલ વાસેના સાથીદારોને ભેગા થઈ જઇ દુશ્મનની સામે થવા જેટલી પણ ઇશ્વરી પ્રેરણા મનમા થઇ આવી નહિ અને "જેણે માથુ બચાવ્યું તે ખરેખર સુખી થયો" એ પાઠ વાચી, જે જ્યાં હતો ત્યાથી તેણે એ ભયંકર યુદ્ધ ક્ષેત્રમાથી શહેર તરફ મ્હોડું માડી, સાજ પડતા, નીચી મુડીએ તૂટેલી લગામ ને ભાગેલે ઢોલે, ઘર ભેગો થઇ ગયો.

આવી રીતે જીવવા કરતા મરવુ વધારે રૂડું:
કે જે જીંદગીથી ત્હારા ચ્હેરાપર શરમ છવાઇ રહે.

વિજયી સદર માસની અઢારમી તારીખે આ બનાવ બન્યો. લૂંટમા મળેલી માલમતા લઇ ભગવાન પાછા ફરવાનુ ઢોલ વગાડતો રંગોજીને જઈ મળ્યો.

---

## રંગોજીની ફેરબદલીમાં ખંડેરાવનું નીમાવું, તેનું આવી પહોંચવું, બોરસદને ઘેરો ઘાલવો અને રંગોજીનું કેદ પકડાવું

---

ઉમાબાઈ કુદરતી મોતે મરી જતા, તેના છોકરા આણુરાવ સેનાપતિની સ્ત્રી અંબીકાબાઈએ કારભાર કરવાની જવાબદારી લીધી હતી, તેથી ખંડેરાવે તેનો વસીલો શોધ્યો, અને તેણે ગુજરાતના ચાર હિસ્સા,'

તેના (ખંડેરાવના) ભાઇ દામાજીને તેના નાયબ તરીકે નીમી, રંગોજીની ફેરબદલીમા તેને સોપ્યા, અને રવાના કર્યો. રંગોજીએ બખેડો ઉઠાવ્યો હતો, હરીઆ નામના તેના દત્તક પુત્ર પાસેથી બોરસદનો કિલ્લો લઇ લીધો હતો, તેમજ તેના તરફથી જનાર્દન પંડિત નાયબ તરીકેની ફરજો અદા કરતો હતો, તે હકીકતથી વાકેફ થતાજ ખંડેરાવ વીજળીને વાયુને વેગે ત્વરાથી આ તરફ આવવા નીકળી પડયો. રંગોજીને તેની મતલબ શું હતી તેની ખબર પડવાથી, ફખ્રઉદદૌલા, શેરખાન, અને રાજા રાયસંગ ને સાથે લઇ, એક લશ્કર તૈયાર કરી, તેની સામે થઇ તેને મારી હઠાવવાનો મન સાથે નિશ્ચય કરી પેટલાદ કસબાની હદમા દાખલ થઇ લડાઇ કરવા આવી ઉભો. પરંતુ છેવટ પરિણામ માઠું આવે તેવા વિચારથી લડાઇના મેદાનમાં ન ઉતરવું તથા દામાજીના માનની ખાતર લોકોના દેખતા ઝાહેરમા ખંડેરાવની સામસામા આવી ઉભા રહેવું સલાહ ભરેલું ન લાગવાથી તે પાછો ફરી બોરસદના કિલ્લામાં ભરાઇ બેઠો. ખંડેરાવ ઝપટ ને ત્વરાથી ચાલતો આવી પહોચ્યો, પરંતુ તેની જોડે આવેલા સૈન્યની સંખ્યા મ્હોટી નહતી, તેથી ખંભાત બંદરના મુતસદ્દી મોમિનખાન કે જેને અને રંગોજીને અણબનાવ હતો તેની તથા જવાનમર્દખાન પાસતી મદદ ને સહાય મેળવવા તેમને લખી મોકલ્યુ. મોમિનખાને થોડી ન્હાની મ્હોટી તોપ તથા સ્વાર અને પ્યાદાની એક ટુકડી આપી આગા અહમદ હુસેનને મોકલ્યો અને જવાનમર્દખાને શાહબાઝ રોહીલાને, તેના સાથીઓ અને બીજી એક ટુકડી સાથે, જનાર્દન પંડિતને તેની જોડે રાખી, મોકલ્યો. બોરસદ લેવાને વિચારે ખંડેરાવે ત્યા આવી ઘેરો ઘાલ્યો, અને રંગોજીને ઘેરી લીધો. લગભગ પાચ મહીના સુધી તોપ બંદૂકની એક સરખી લડાઈ ચાલી. એ અરસામા એક દીવસ રંગોજીનો ભાઈ આફજી એક દિશાએથી દક્ષણીઓની ટુકડી લઈ, અને બીજી દિશાએથી રાજા રાયસંગ, પોતાના મારવાડીઓ તથા સાથીદારોની ટુકડી સાથે ખુલ્લા મેદાનમા, હારબંધ ગોઠવાઇ લડાઇ કરવાને ઇરાદે, કિલ્લાની સાકડી જગામાથી બહાર નીકળ્યા. શત્રુની સામે થઇ મારી હઠાવવા તથા તેમને રસ્તામાંજ મળવા માટે ખંડેરાવે પણ પોતાની કમર મજબૂત કસી, લશ્કરને ગોઠવવા માડયુ, અને આફજીની મોખરાની ટુકડીપર છાપો મારવા ઘોડેસવારો, યુદ્ધાકાંક્ષિત વિરલાઓ તથા ઝડપી ચાલના ઘોડાવાળા બારગીરોને મોકલ્યા. તેઓ તરતજ માગતે ઘોડે હુમલો કરવા દોડતા આવી તેની સામે થઇ ગયા. "હવે મરાઠાઓનો" ચાલુ રિવાજ કે જે લડાઈ લડતી વખતે

ન્હાસી જવાનો દેખાવ કરવાનો છે તેને અનુસરી આફૂજીએ મ્હોડું પાછું ફેરવ્યું એટલે બારગીરોએ તેની પૂઠ પકડવી માંડી વાળી, અને રાજા રાયસંગ કે જે ડંકાનિશાનવાળા હાથીને મોખરે રાખી, દમામ ને દબદબા સાથે એક બાજૂથી આવતો હતો, તેનાપર ઘોડા દપટાવી તૂટી પડયા, અને ડંકાનિશાનવાળો હાથીને તો પહેલેજ સપાટે કબ્જે કરી, તેના (રાજા રાયસંગ) પર હુમલો કરવા મંડી ગયા. તેમની સામે ટકી રહેવા જેટલુ જોર તેના પગમા રહ્યું નહિ, એટલે બહુ પ્રયત્ન ને કોશશ કરી–જેમ તેમ–એ ખૂનખાર વમળમાથી છૂટી કિલ્લાનુ રક્ષણ શોધ્યું. બારગીરો તેની પાછળ પડયા અને કેટલાએકને મારી નાખી, કેટલાએકને ઘાયલ કરી, કિલ્લાના દરવાજા સુધી તેમની સાથે રહ્યા,–તેમને ત્યા પહોચાડયા. ટૂંકામા ઘેરાની મુદત ઘણી લંબાઈ હતી તેમજ ખોરાકની તથા યુદ્ધની સામગ્રી પણ ખૂટી ગઈ હતી તેથી રાજા રાયસંગની જોડે આવેલા મારવાડીઓ, ગુજરાતીઓ, શેરખાનના સાથીઓ, અને બીજા જુદા જુદાં ખાતાના માણસો, જેવા કે પ્યાદા, તોપખાનાના અમલદારો ને તોપચીઓના દિલ ઉઠી જવા માડયા હતા, માટે તેમણે નક્કી કરેલા પગારની રકમ ઉપરાત વધારેની માગણી કરી ટંટો ફિસાદ ઉભો કરી મામલો એટલે દરજ્જે બગાડી મૂકયો કે ન છૂટકે રક્ષણનુ સ્થળ શોધવા માટે રંગોજીને સલાહ કરવા તથા કિલ્લો સોપી દેવાનો સદેશો બહાર કહેવડાવવો પડયો. શેરખાન અને રાજા રાયસગ શાહબાઝ રોહીલાની જવાબદારી જેને બાહેધરી કહે છે તેને આધારે બહાર આવ્યા અને શેરખાન વાડાસીનોર ને રાજા ઇડર તરફ રવાના થઈ ગયા. રંગોજી ને ફ્રખ્રુદ્દૌલા ખંડેરાવને મળ્યા. ફ્રખ્રુદ્દૌલાને તેના ખરચ માટે થોડી મદદ આપવાનુ નક્કી કરી ખંડેરાવે પેટલાદ મોકલ્યો, અને રંગોજીને કેદ કરી પોતાની પાસે રાખ્યો. પોતાની મદદમા આવેલા આગા મહમદ હુસેન તથા મહમદ શાહબાઝને પોશાક આપી વદાય કર્યા. આ બનાવમાથી એક ઘટના એ બની કે ફિદાઉદ્દીનખાન જે રંગોજીની હુકમથી ઉમરેઠમા રહેતો હતો તેણે વધારેવાર ત્યા રહેવું સલાહ ભરેલું ન ગણવાથી તે કપડવણજ જતો રહ્યો અને ત્યાથી મોજે આતરસુબા કે જ્યાં જીતા જમાદાર રહેતો હતો ત્યા આવી રહ્યો.

---

# તાજ ને ગાદીના વારસ સૌભાગ્યવતા બાદશાહજાદા અહમદશાહ બહાદૂરના વિજયી વાવટાનું અહમદશાહ અબદાલીની સામે ફરકવુ; હઝરત ફિરદૌસ આરામગાહ મહમદશાહ બાદશાહનું આ અનિત્ય સ્થાનમાંથી નિત્ય સ્થાનમાં કૂચ કરી જવુ



આ અસ્તિત્વવાળી તથા વિનાશવત દુનીઆમા ઇશ્વરની એવી ઇચ્છા પ્રદર્શિત થઈ છે અને અલ્લાહ તરફથી એવો હુકમ જારી થયો છે કે દરેક જીવત પ્રાણીએ આ ફાની જહાનમાથી વદાય થવુ જ જોઈએ તથા આ ક્ષણભગુર સ્થાન છોડવુજ જોઈએ, તેને મોતના પ્યાલામાથી કડવો શરબત પીવાનો જ છે એ અપ્રિય ઘટના સબંધે, રાજા ને રક તાલેવત ને ગરીબ સૌ સરખાજ છે એ બા તમા કાઈ ઉપાય કે ઇલાજ કામ લાગતો નથી

આ ન્હાના ને મ્હોટા કે જે ઇનસાનને નામે ઓળખાય છે
તેઓ ગગના હાથપરની આગળીઓ જેવા છે
આજે તમાનો કોઇ ઉચે તો કાઈ નીચે દરજ્જે હોય છે,
પણ આવતી કાલે જ્યારે તેઓ (ઘોરમા) નિદ્રાવશ થશે ત્યારે
સૌ સરખા થઈ જશે

તે એક એવો વારી રસ્તો છે કે રાત ને દીવસની ક્ષણોમાથી એક ક્ષણ કે સમયોમાથી એક સમય, એવા નથી કે જે વખતે વિનાશ (મોત)ને પથે જનાર, ન્હાના કે મ્હોટાના પગરવથી તે ખાલી રહેતો હોય, અથવા તો કાઈ રીતની ખલન થતી હોય

માનો જરૂર કોઈ એવો નથી કે જે છેવટ મરણ ન પામ્યો હોય
પોતે એકે કાઈ લાવતો નથી, કાઇ લઇ જતો નથી
અગર જો પેગબર નોહા જેટલી લાબી ઉમર તને પ્રાપ્ત થાય
તોપણ આખરે તો (તારો) એજ હાલ થશે
એવો એકે સૂર્ય સપૂર્ણતાની ટોચે પહોચ્યો નથી
કે જ્યાની આપત્તિના નક્ષત્રે તેને નીચે ન નાખી દીધો હોય
વિવિધ પ્રકારના ચિત્રોવાળી આ ધર્મશાળા તેજ સ્થળ છે
કે જ્યા ફરેદૂને પોતાની બાદશાહીનો ગાલીચો બીછાવ્યો હતો,

આ તે જ ઉંચે। મહેરાબ છે કે
કે જેની નીચે નીચે દાગ જેવો પાદશાહ બેઠા હતો.

શોક ઉપજાવવના, કાળજું બાળી નાંખતા આ વર્ણનની મતલબ એક અનિવાર્ય બનાવનું બનવું છે; એટલે કે તખ્ત ને તાજના માલેકનું મોત-ખંડણી અને વેરા લેનાર, મહમદશાહ બાદશાહનું અવસાન. અલીમહમદ રોહીલો કે જે બાદશાહી હુકમને તાબે થવાના રસ્તાથી આઘો જઈ અજ્ઞાનના અંધારા જંગલની વાટે ચઢી ગયો હતો તેને શિક્ષા કરવા તથા નસીહત આપવા તે હજુરશ્રીની છેલ્લી સવારી ગોઠવવામાં આવી હતી અને જેમણે વિજયનો વાવટો ફરકાવતાં તેના રહેઠાણ સુધી પધારવા તસ્દી લીધી હતી, અને તેના કાનમાં આધિનતાની કડીઓ પહેરાવી સાચા રસ્તાના ધોરી માર્ગપર ચઢાવી, વિજય તથા ફતેહ મેળવી, જેઓ ઉગતા સૂર્યની માફક શહેરોમાં શ્રેષ્ઠ એવા શાહજહાનાબાદના પાટનગરમા આવી પહોચ્યા હતા; તેમને આ ફાની જહાનમાંથી નિત્યતાના પ્રદેશ તરફ પ્રયાણ કરવાનું ટોલ વગાડવાનો સમય પાસે આવી પહોંચ્યો હતો; વળી દૈવી ફરાશે હજુરશ્રીને બીરાજવા માટે તે પવિત્ર દુનીઆમા ગાદી તૈયાર કરી રાખી હતી, તેથી તે શ્રેષ્ટત્વપુર્ણ દેહરૂપી પ્રદેશમા કાંઇક બખેડો અને નાજુક અંગોમા બેચેની દેખાવા માડયા, અને તેથી તેમની ધન્ય પ્રકૃતિના સમતોલપણામાં ખામી આવી ગઈ

જ્યારે મોતને હાથે કૂચ કરવાનું ઢોલ વાગે,
ત્યારે મારી બંને આંખો ! તમે માથા પાસથી વદાય માગી લો.
ઓ હાથની હથેલી ! હાથના કાંડા અને બાજુ !
તમે સઘળા એકબીજાને છેલ્લી સલામ કરી લો.

પ્રભુ કૃપાના ભંડારી એવા બાદશાહની કચેરીના દરબારીઓ મારફતે દારઉલસલતનત લાહોર શહેરના ખબરપત્રીઓના પત્રોપરથી આવી પરિસ્થિતિ હતી તે સમયે ખબર પડી કે એક મ્હોટું સૈન્ય લઇ અહમદશાહ અબદાલી કાબુલની રાજધાની આગળથી પસાર થઈ આ તરફ આવે છે. તે ઉપરથી ઉચ્ચ બાદશાહના એવા ફરમાનને પ્રચલીત થવાનું માન મળ્યું કે, વઝીર ઉલ્ મમાલેક કમરૂદ્દીનખાન, અબુલમનસૂરખાન સફદરજંગ મીરઆતશ, અને સાદાતખાન ઝુલફિકારજંગની સરદારી નીચે, મ્હોટા મ્હોટા અમીરો તથા ઉચ્ચ બક્ષીઓ, તથા આમેરના જમીનદાર ઈસરસંગને જોડે રાખી, તોપખાનાની ટૂકડી, યુદ્ધના હથીઆર તથા સાધન સાથે

લઈ એક મ્હોટુ જબરૂ લશ્કર તૈયાર કરી તેની સામે થઇ તેને મારી હઠાવવા જલદીથી રવાના કરવુ રાજ્યના સ્થંભો હુકમને તાબે થઇ યુદ્ધને માટે સામાન તથા સાધનો તૈયાર કરવા મંડી ગયા, અને ટૂંક મુદ્દતમા ખિલાફત રક્ષક બાદશાહની દરબારમાંથી રજા મળતા ચાલી નીકળ્યા એ નક્ષુ મજલ કરતો કાપ્યા બાદ સૌ સરદારો પોતાને સરખા દરજ્જા તથા હોદ્દાના ગણતા હોવાથી એક બીજાને તાબે રહે તે મુશ્કેલ લાગતું હોવાથી તેમણે તે બાબતનો વિચાર કરવા એક સભા ભરી, અને સૌનો મત એવો થયો કે પૃથ્વી અને પૃથ્વીવાસીઓના બાદશાહજાદા અહમદશાહ બહાદૂરને તેમની સાથે આવવાની રજા આપે એવી પવિત્ર હુજૂરશ્રી પાસે દરખાસ્ત મૂકવી, કે જેથી તેના વિજયી ઉપરિપણા નીચે રહી તેઓ આ મહત્ત્વના કામને સપૂર્ણતાએ પહોચાડે સાદાતખાને પાટનગરમા આવી ઉમરાવોની અરજ હુજૂરશ્રી પાસે કહી જણાવી બાદશાહે તેની પ્રશસા કરી તે કબૂલ રાખી, અને બાદશાહજાદાને જવાની રૂખસત આપી હુજૂરશ્રીની તબીએત પવિત્ર પ્રદેશો તરફ પ્રયાણ કરવા જવા વગણુ ને આતુરતા રાખતી હતી તેથી જો કે બાહોશ હકીમોએ યોગ્ય ઉપચારો કરી તેમનો રોગ મટાડવા ઘણો પ્રયત્ન કર્યો પણ કાઈ ફાયદો થયો નહિ

જ્યારે કજા આવી પડે છે ત્યારે વૈદ બેવકૂફ બને છે.
દવા પોતે પણ ગુણકારી થવામા પાછી પડે છે

હિ સ ૧૧૬૧ ના બીજા રબી માસની છવીસમી તારીખની રાતે, ' જ્યારે તેઓનુ મોત આવે છે ત્યારે એક ઘડી પણ મોડુ થતું નથી કે વહેલુ થતુ નથી ' એ કુરાનના વાક્ય મુજબનો સમય જ્યારે આવી પહોચ્યો ત્યારે ઈશ્વરના તેડાગરનુ તેડુ સ્વીકારી તેમના (બાદશાહના) પવિત્ર આત્માનુ પક્ષી ઉચ્ચ સ્વર્ગના માળા તરફ ઉડી ગયુ પરતુ ઇજ્જત ઘા પડદા અને પાતિવ્રત્યના ચક્ર પાછળ રહેનાર બેગમોએ રજનુ તથા (રાજના તાબાની) મિલ્કતનું રક્ષણ કરવાની વાત ધ્યાનમા રાખી, ભાગ્યશાળી બાદશાહજાદાના વિજયી વાવટાના આવી પહોચના સુધી, તેમના અવસાનને છૂપુ રાખ્યુ, અને (રાજ્યના) તાજને મહોરના વાગમની પાસે એક ઝડપી કાસદને મોકલ્યો સરહિંદની પાડોશમા જે વખતે અબદાલીની ફોજ સાથે બન્ને બાજુના લશ્કરોનો ભેટો થઇ રહ્યો હતો અને એકબીજાને મારી હઠાવવા વ્યૂહરચના થઈ ગઈ હતી, અને દૈવે ધારેલુ હોવાથી તોપના એક ગોળાએ વઝીરઉલ્ મમાલેકનો ભોગ લીધો હતો, અને બીજે દીવસે

અબદાલીઓ હાર ખાઇ ચાલ્યા ગયા હતા અને બાદશાહજાદાનો વિચાર તેમની પૂંઠ પકડવાનો થયો હતો, તેજ વખતે એ મોતનો મ્હેરો (સ્નાનના સમાચાર) લાવનાર કાસદ ત્યા જઈ પહોચ્યો અને એ ભયાનક ખબર તેને કહી. તે ઉપરથી તેણે પોતાનો વિચાર માંડી વાળ્યો અને માતમ તથા શોક કરવા માંડી વિજયી અશ્વની લગામ પાટનગર તરફ ફેરવી, અને પહેલા જમાદી માસની પહેલી તારીખ ને મંગળવારને શુભ દીવસે પાણીપત તાલુકાના લોંગ ગામે પોતાના વડવાઓની ગાદીપર બેસવાની પહેલી વખતની ક્રિયા કરી; બુરહાન ઉલ્મુલ્ક સફદરજંગે તેના મસ્તકપર બાદશાહી છત્ર ધર્યું અને કુરનશ કરી, બાદ તેઓ આગળ વધ્યા. પાટનગરની હદમા આવી પહોચ્યા બાદ ઈશ્વરની દયાથી વીંટળાએલા તે બાદશાહની લાશને હઝરત નિઝામઉદ્દીન ઓલીઆની કબર પાસે દાટવામા આવી. હુજૂરશ્રીની ઉચ્ચ આજ્ઞા અનુસાર તેમનુ નામ ફિરદોસ આરામગાહ એવી રીતનુ જમાનાના પૃષ્ઠપર લખવામા આવ્યુ.

રાજ્યની નિત્યતા અને શાશ્વત સાર્વભૌમતા કોઇને પ્રાપ્ત થઇ નથી.
હમેશ સુધીનું રાજપદ અને સદા ટકે એવી બાદશાહી તો માત્ર
ઇશ્વર માટેજ છે.

---

## હઝરત અબુલનસર મુજાહેદઉદ્દીન અહમદશાહ બહાદૂર બાદશાહે ગાઝીનો અમલ; ફખ્રુદ્દોલાની સૂબેદારી; નિઝામી (ફોજદારી) કામકાજ જવાનમર્દખાને અને દીવાની કામકાજ કચેરીના સેવકે (લેખકે) કરવુ

---

વિધાતા જેવી શક્તિવાળા, શનીના ગ્રહની ઉંચાઈવાળા, ઇશ્વરના પડછાયા, અહમદશાહ બાદશાહના આકાશ જેવા દબદબાવાળા તબુઓ પાટનગરની હદમા જ્યારે નંખાયા, ત્યારે મ્હોટા મ્હોટા અમીર ઉમરાવો, રાજ્યના ધુરંધરો, રોજઅફ્ઝુનખાન નાઝર, તથા મકરેબ ઉલ્ હઝરત જાવીદખાન, પાલખી, છત્ર, કસબી સાયબાન (ચંદરવો), પહાડ જેવા (શરીર વાળા) હાથી, અને ઝડપી ઘોડા સાથે લઇ, તેમની કદમબોસી (પાદચુંબન) તથા સ્વાગત કરવા આવ્યા અને તેમની સેવા કરવાનો ઉચ્ચ દરજ્જો

પ્રામ કર્યો. હુજૂરથી પોતે પાલખીમા બીરાજ્યા અને માથાપર સલતનત અને પૃથ્વીપતિપણાનું છત્ર ઓઢી, સ્વારીબંધ અને દબદબા સાથે પાટનગરમા આવેલા અર્કના કિલ્લા અને પોતાના મહેલ તરફ જવા નીકળી પડ્યા. પહેલા જમાદી મામની છઠ્ઠી તારીખે શુક્રવારને શુભ દીવસે, જે વખતે જોશીઓના કહેવા મુજબ મંગળ મુહૂર્ત હતું તે વખતે, પોતાના વડવાની હકૂમતના અને પાદશાહીના તખ્તપર વારસ તરીકે તેમજ પોતાની લાયકાતથી, જેવી સત્તાથી મત્ય મધ્યમા ગેહેલું હોય છે તેવી સત્તાથી તથા સોનાપર જેવી મજબૂતાઈથી સિક્કાની છાપ પડે છે તેવી મજબૂતાઈથી બીજી વખત આરોહણ કર્યું (બેઠા). મ્હોટા મ્હોટા આબરૂદાર ઉમરાવો તથા લશ્કરી અને શહેરી, આખી પ્રજાએ યોગ્ય નજરાણાં તેમની પાસે ધર્યા, તેમના ઉચ્ચ મસ્તકપર સોના ને ઝવેરાતના નોછાવર ઉરાડી પ્રભુની પ્રશંસા કરવા અને ઉપકાર માનવા તેમજ તેમને ધન્યવાદ આપવા, પોતાના જીભ અને મ્હોને ખજૂર ને મધ જેવા મીઠા બનાવ્યા, તથા રીતસરની કુરનસ બજાવી નીચે મુજબ નિવેદન કર્યું.

બાદશાહી સુભાગ્યને યોગ્ય તુંજ છે.
પ્રભુનો પડછાયો બનવા યોગ્ય તુંજ છે.
કાગાખાનના બાગનુ ફૂલ તુજ છે.
કાગચાગના રાજપુત્રાનો કુળદીપક તુંજ છે.
પેઢ દર પેઢી તુ બાદશાહ ને બાદશાહજાદો છે.
તુ જુવાન છે નેમ નસીબવાન ને શાણો છે.
સૌનો હાથ તારો પાલવ પકડે છે,
હમે સૌ તારા સેવક છીએ; અને તારી આસપાસ રહીએ છીએ
દાવિદ્ર દૂર કરાવવા હમે બે જગાએજ હાથ જોડીએ છીએ"
એક તારી પાસે, બીજે (પ્રભુ પાસે) નિમાઝ વખતે.

આ પવિત્ર કચેરીમા મુજરો કરવા આવનારાઓને બાદશાહી ઉદારતાથી નવાજવામા આવ્યા. બુરહાન ઉલ્ મુ'ક અબુમનસૂરખાન સફદરજંગને ખાસ પોશાક, ચાર તખ્ત, સરપેચ, કલગી સાથનો તોરો, અને રત્નજડીત કલમદાન આપી, મ્હોટા વઝીરને ઓહદે નીમી, મોઆઝમનો ખેતાબ વાપરવાની રજા આપી, વઝીર ઉલ્ મમાલેક બનાવ્યો. સાદાત ખાનબહાદૂર ઝુલફિકારજંગને ખિલત, સરપેચ, તોરો, રત્નજડીન મૂઠ સાથની તલવાર અને ઢાલ આપવાની કૃપા કરી, તેને મીર બક્ષી તથા અમીર ઉલ્ ઉમરાનાં પદ આપવામાં આવ્યા. ગઝ્નફરજંગની મ્હોટા પ્રશ્નોના ઉકેલનું કામ

મર્ફ્રઅ ઉલ્ હઝરત જાવીદખાનની મગીન સનાદ તથા તેના શક્તિમાન હાથમા સોપવામા આવ્યુ, અને ખાસ પોશાકથી તેની ખાએલીઅત ભરેલી દેહને શોભાવવામા આવી રાય રાયાન નાગરમલને કીમતી પોશાક આપી ખાલસા શરીફાની દીવાની તથા દીવાને તનના ખાતાના મહત્વના કામોનો સરન્જામ સોપવામા આવ્યો એ ઉચ્ચ દરબારના સઘળા નોકરોને તેમની જગા તથા ઓહદાને લાયક ખિલત (પોશાક), ઝવેરાત, હાથી, ઘોડા વગેરેની બાદશાહી ભેટોથી નવાજી તેમની ઈચ્છાઓ પૂર્ણ કરવામા આવી તેમની ગાદીનશીનીની ખબર અમદાવાદમા પડી ત્યારે જવાનમર્દખાને આનદની નોબત વગાડવાનો હુકમ કર્યો અને રૈયતે સુખ રહેનમા રહેવુ એવી દાંડી તેમને ઉચ્ચ નામે પીટાવી, અને પ્રજા તથા લોકોને તે બના વથી માહીતગાર કર્યા, મિમ્બરપરથી તમના ઉચ્ચ ઈલકાબોનો ખુતબો પઢાવ્યો, અને ટકશાળમા અશરફી તથા રૂપીઆના સિક્કાઓ (ના ચ્હેરા) એ અહમદશાહ બહાદૂર બાદશાહે ગાઝીના નામથી નવો આનદ પ્રાપ્ત કર્યો



## મહારાજા બખ્તસીગની સૂબેદારી, જવાનમર્દખાને નિઝામતનુ કામ કરવુ અને ઉચ્ચ આકાશના દરજ્જાની દરબારના સેવકે (લેખકે) દીવાની કામ કરવુ



મહારાજા બખ્તસીંગ જે જોધપૂરના મરહૂમ જમીનદાર અભેસિંગનો ભાઇ થતો હતો અને જે થોડા વખત પહેલા હઝરત ફિરદોસ આરામ ગાહના હુકમ મુજબ પોતાના જોડીદારોને લઇને હજૂરશ્રીની પાસે હાજર થઈ જઈ ઉચ્ચ દરબારની સેવામા આવી રહ્યો હતો, અને જેને હજૂર શ્રીના ગુજરી જવા બાદ પોતાની પવિત્ર નોકરીમા લઈ સન્માનિત કરવામા આવ્યો હતો, અને જે પોતાનો ભાઈ જ્યારે ત્યા અધિકાર ભોગવતો હતો ત્યારે અમદાવાદ આવ્યો હતો અને સૂબાથી વાકેફ (થયો) હતો, તેણે આ અરસામા અમીર ઉલ ઉમરા સાદાતખાન મારફતે ત્યાની સૂબેદારી પોતાને મળે એવી અરજ ગુજારી તેના ભાઇના અધિકાર વખતે મારવાડીઓએ જે જુલમ ગુજાર્યો હતો તથા ત્રાસ વર્તાવ્યો હતો તેની અમીર ઉલ્ ઉમરાને ખબર હતી, તેથી કેટલીએક શરતો જે તે લખી આપે તે શરતો મુચરકા

રૂપે લખી આપી તે પ્રમાણે ચાલવાનો સ્વીકાર કરે તો તે હજૂરશ્રી પાસે રજૂ કરી તેની માગણીનો સ્વીકાર કરાવવાની જવાબદારી લે એમ જણાવ્યું; તેણે તે મુજબ લખાણ કરી આપ્યું.

## મુચરકાની વિગત

એવી કે, કૃપા અને મહેરબાનીને લીધે બાદશાહી કચેરીનો સેવક ગુજરાત સુબાની નિઝામત મેળવવા ભાગ્યશાળી થયો છેઃ તે સેવક ઇકરાર કરે છે કે નીચે લખેલી શરતો મુજબ કાયદાસર બાદશાહી નોકરી પોતે કરશે, તથા તે શરતોની વિરુદ્ધ ચાલશે નહિ.

૧. ખાલસા શરીફાના તાબાના મહાલ કબજે નહિ કરું. વસૂલાતી અધિકારીઓને તેમનું કામ કરવા દઈ મદદ ને સહાય આપતો રહીશ.
૨. બાદશાહી નોકરીઓ પરના અમલદારોને તેમના ખાતાના નિયમ મુજબ કામ કરવા દઈશ, અને સારી વર્તણુકથી તેમને રાજી રાખીશ.
૩. જે મનસબદારોના તનખાની ગુજરાતમા જાગીરો છે તે જાગીરો જપ્ત કરીશ નહિ, અને તેમની રાજીરસ્તમંદીના પત્રો હજૂરશ્રીની સેવામા મોકલતો રહીશ.
૪. ગુજરાત સુબામા રહેતા મુસલમાનોને મારી સારી વર્તણુકથી રાજી રાખતો રહીશ, અને વગર કારણે કોઇને ત્રાસ કે ઈજા આપીશ નહિ.
૫. હઝરત ખુલ્દમકાનના સમયમા સૂબેદારો પ્રકાશમાન હજૂરશ્રીને પેશકશ તથા નજરાણા રૂપે જે કાંઇ મોકલતા હતા તે, આ સેવક પણ, સુબાનો બંદોબસ્ત કર્યા બાદ મોકલતો રહેશે
૬. મુસલમાની શરે મુજબના મુકદ્દમા તથા દાવાઓના ફેંસલા કરવા માટે ન્યાયની કચેરીનો દારોગો કોઈ મુસલમાનને નીમીશઃ નહિ તો હજૂરશ્રીએ નીમવો.

અમીર ઉલ્ ઉમરાએ આ મુચરકો (હજૂરશ્રીની) પ્રકાશીત નજર નીચે નાખ્યો (મંજૂર કરાવ્યો) અને તે મહીનાની ચૌદમી તારીખે ઉચ્ચ તથા કીર્તિવંત કચેરીમાથી ખાસ ભેટ તરીકે ૭ પોશાક, સરપેચ, રત્નજડીત મુઠવાળી શમશેર મહારાજા અભેસિંહને આપવામા આવ્યાં, અને કુમ્રુદ્દીખાની ફેરફારીમા અમદાવાદની સૂબેદારીપર તેને નીમવામા આવ્યો, અને દારલખૈર અજમેરના સુબાનો તથા જોધપોરનો બંદોબસ્ત કરવા માટે જતા અમીર ઉલ્ ઉમરાની સાથે જવાની તેને રુખસદ મળી. સૂબાની તેમજ મરાઠાઓની ખરી હકીકત તથા હાલત જાણવા માટે તેણે ખાનગી

રીતે પોતાનાં માણસો મોકલ્યાં અને તેઓ ત્યાની ઝીણામાં ઝીણી વિગતથી વાકેફ થઈ પાછાં ફર્યા અને જણાવ્યું કે—

જે આબાદ મિસર તેં જોયું હતું તે વેરાન થઇ થયું છે,
જે વાડી કે તેં જોઈ હતી તેમા હાલ એક ફુલ પણ ઉગતું નથી,
પાનખર ઋતુ બેસી ગઇ છે, વસંત ઋતુની લીલોતરી ચાલી ગઇ છે.

એ જવાબદારી માથે લેવાની પોતાનામા શક્તિ ન જોઈ એટલે તેણે આણી તરફ આવવું માડી વાળ્યું. મહમદ શાહબાઝ રોહીલાએ ઘણી મહેનત લીધી હતી તેને પગારના બદલામા જવાનમર્દખાને આ અરસામાં પોશાક તથા એક હાથી ભેટ આપી, કડી પરગણાનો બંદોબસ્ત કરવા મોકલ્યો. એજ અરસામા હાથી રસ્તામા મરી ગયો. ખુશાલચંદ નગરશેઠ કે જેની જીંદગીનુ પાત્ર છલોછલ ભરાઇ ગયુ હતુ તેણે ઉછીની લીધેલી પોતાની જીંદગીરૂપ મુડી યમના દૂતને પાછી સોપી દીધી. મહમદશાહ બાઝ કડી જિલ્લાનુ કામ પૂરૂ કરી પાછો આવ્યો. ખેતરમાનો પાક કાપવાની મોસમ આવી પહોચી હતી તેથી સાબરકાંઠા જિલ્લાની જમાબંદી કરવા તથા પેશકશ ઉઘરાવવા સફદરખાન નીકળી પડ્યો. રાઘો શંકર નામનો માણસ ખંડેરાવના નાયબ તરીકે શહેરમા આવ્યો. દક્ષણથી ખબર આવી કે આસફજાહ નિઝામ ઉલ્ મુલ્ક પોતાની જીંદગીરૂપી માલમતા આ ફાની દુનીઆમાથી હમેશની દુનીઆમા લઈગયો (મરી ગયો) હતો અને તેનો મ્હોટા છોકરા નાસરજંગે દક્ષણના સરદારનો અધિકાર લીધો હતો. મહારાજા બખ્તસિંહને ગુજરાતનો સૂબો નીમ્યો હતો એ ખબર સાભળી વધારે ઢીલ યા વિલબ કરવા ફક્રુદ્દૌલાને પોતાના હકમા મુનાસેબ ન લાગવાથી, સત્તા ભોગવવાની પોતાની કાલ્પનિક આશાનુ સૂત્ર તોડી નાખી, ગોધરાને રસ્તે તેણે ખુજસ્તેબુનીયાદ (બરહાનપોર) શહેર તરફ જવા વિચાર કર્યો. બાલાજીરાવ વલદ બાજીરાવ શાહુ રાજાના મુખ્ય કારભારીએ પોતાના બાપની જગાએ પેશવા તરીકેનો અધિકાર મેળવ્યો હોવાથી તેણે પોતાનાં માણસો મોકલ્યા, જેઓ રંગોજી કે જેને ખંડેરાવે પૂરી રાખ્યો હતો તેને છોડાવી પોતાની જોડે લઇ ગયા. ખબરપત્રી મીરઝા લોહરાસ્પને પોતાની જગાનો હવાલો મળેલો નહિ કારણ મુનશીઓને કોઈ પૂછતુંજ ન હતું, અને તેથી તેની સ્થિતિ કફોડી થઇ પડી હતી. તેણે જ્યારે અમીર ઉલ્ ઉમરાની જોધપોર આવવાની ખબર સાભળી ત્યારે તેની જોડેની આગળની ઓળખાણ પીછાણને આધાર, પોતાની જગાએ મુરાદબેગને નામનો નાયબ

નીમી," પોતે તે તરફ રવાના થયો. મહારાજા બખ્તસિંગની સુબા તરીકે નીમણુંક થએલી હોવાથી, પાણી પહેલાં પાળ બાંધવી, એવો દીર્ઘદૃષ્ટિથી વિચાર કરી, એક હકીકત બને તે પહેલાં તેનો ઉપાય કરવો એ ધોરણ ધ્યાનમાં રાખી, જવાનમર્દખાને સુબાની ખરી હાલત દર્શાવતું એક મહઝર-વિનંતીપત્ર-મ્હોટા સૈયદો, બુઝુર્ગ શેખો, આબરૂદાર માણસો, તેમજ હિંદુ મુસલમાન વેપારી વર્ગના મ્હોટેરાઓની સહી મહોર સાથનું તૈયાર કરી, ઉચ્ચ દરબારમાં મોકલ્યું.

## વિનંતી પત્રની નકલ.

એવી કે, પ્રભુના પડછાયા ! પ્રભુ તેમની ગાદીને હમેશની બક્ષો ! આખી મુસલમાન કોમના વડા સૈયદો, માનવંત આલીમો ( વિદ્વાનો ) તથા ધર્મરક્ષક બાદશાહની નોકરીમાના મુનસદીઓની એ અરજ છે કે જ્યારે મહારાજા અભેસિંગ અમદાવાદ શહેર તથા ગુજરાત સુબાના પરગણાંઓ પર સુબેદાર તરીકે અધિકાર ભોગવતા હતા ત્યારે ગરીબ માણસોના માલ ને તેમની મતાની જે લૂટફાટ થઇ હતી, દારેના ખજાના હાથ કરવાના ખ્યાલથી તેમના ઘરબારનો જે નાશ કરવામા આવ્યો હતો, ઈસ્લામ ધર્મની જે ગેરઆબરૂ તથા મુસલમાનોની જે નામોશી કરવામાં આવી હતી, મસ્જિદો તથા મ્હોટા માણસોના જે મકાનો તારાજ કરવામા આવ્યાં હતા, અધર્મ તથા જૂઠાણા ભરેલા જે રિવાજો પ્રચલિત કરવામા આવ્યા હતા, ગલીએ ગલીએ ને બજારે બજારે ખુલ્લે છોગે જે રીતે દારૂ અને ડુક્કરના વેચાણ સાટાણ થતા હતા, તે વાત આપના કે પાસેના કોઇપણ માણસથી છૂપી કે ખાનગી રહી નથી. તેની જોડે આવેલા રાજપુતો કેટલીએક મુસલમાન સ્ત્રીઓને લોભ લાલચ બતાવી, અને બીજીઓને તેમની મરજી વિરૂદ્ધ અને જોરજુલમ વાપરી, મહાન પેગંબરના ધર્મમાંથી વટાળી પોતાની જોડે મારવાડ લઇ ગયા છે. ઈસ્લામની મ્હોટી મુસીબત તો એ છે કે એ મુસલમાન સ્ત્રીઓ હજુ સુધી તે મુલકમા જીવતી બેઠેલી છે, અને એ કાફરોના હાથમાંથી તેમને છોડવવાનો કોઇ પણ ઉપાય મુસલમાનો પાસે રહ્યો નથી. શહેરને જે વખતે ઘેરો ઘાલવામા આવેલો તે વખતે મુસલમાન કોમના મ્હોટા નાના દરેકે પોતાના ઘરબારથી મન ઉઠાવી લઈ, પોતાની માલમતા તેમના હાથમા પડી રહેવા દઇ, બાદશાહી હુકમને તાબે થવા, સઘળા મનુષ્યોમા શ્રેષ્ઠ એવા પેગંબર-ઈશ્વર તેમને સલામત રાખો-ના ધર્મની આબરૂ રાખવા ( તેને રક્ષવા ) શહેરમાંથી બહાર નીકળી પડી જેહાદ ( ધર્મયુદ્ધ ) કરવા માટે ઈસ્લામના લશ્કરમા

જોડાયા. આને લીધે તેમને મુસલમાનો તરફ વેરભાવ પેદા થયો છે, અને તેમના પ્રત્યે તો ઘણી દુશ્મની કેળવે છે. તેમનો દુષ્ટ ઈરાદો એ હતો કે આ મુસલમાની નગરને નાગોર ને ઝાલોરના જેવું મારવાડની એક જમીનદારી (જાગીર)ની દશાએ પહોંચાડવું, અને મુસલમાનોની જડ ઉખેડી નાખવી. પરંતુ ઇશ્વરની સહાય અને બાદશાહના સુભાગ્યવડે, તે ઇરાદો પાર ન પડવા દેતાં હમે હમારૂં રક્ષણ ને બચાવ કર્યા છે. હવે હાલમાં ધર્મધુરંધર ને પૃથ્વીરક્ષક બાદશાહની દરબારમાંથી એ અભેસિંગના ભાઇ બખ્તસિંગને ગુજરાત સૂબાની સુબેદારી પર નીમવામા આવ્યો છે એવી ખબર જાણી શહેરની મુસલમાન તથા બીજી રૈયત વ્યગ્રતાના વમળમાં પડી ગઈ છે, અને તેણે પોતાના વહાલા વતનને છોડી દેવાનું નક્કી કર્યું છે. તેટલા માટે હમે આશા રાખીએ છીએ કે તે ઘણાજ કૃપાળુ ઇશ્વરની મરજી સાચવવા તે છેલ્લા પેગંબરની રાછરજામંદી મેળવવા ખાતર, આપ હમારી એટલે આ શહેરની મુસલમાન તથા બીજી (કોમની) વસ્તીની હાલતપર રહેમ લાવી, આ હમારી વિનંતીને આપની મ્હોર તથા આપના દસ્તખત (સહી)થી વિભૂષિત કરો, કે જેથી સુલતાનોને પણ વંદ્ય એવી આપની કચેરીમા હમારી આ વિનંતીને મહત્ત્વનો દરજ્જો મળે અને તેમની (મારવાડીઓની) તજવીજને સ્વીકારનો દરજ્જો મળે નહિ, જેથી હમો નિરાત મને મુસલમાની શહેરમા વસી, વિધાતા જેવી સત્તાવાળા, ધર્મરક્ષક, ઇન્સાફ આપનાર શાહનશાહનુ રાજ અમર તપે અને જાવેદાની (હમેશગી) પામે એવી દુઆ પ્રભુ પાસે માગતા રહીએ. પત્ર પુરો થયો. પરંતુ આ પત્ર પહોચતા પહેલાજ આ બાજૂ આવવાનો પોતાનો ઇરાદો તો મહારાજાએ માંડી વાળ્યો હતો. હિ. સ. ૧૧૬૨ મા કેટલાક અરબ્બી ઘોડા તથા બીજી કેટલીક કીમતી ભેટો સુરત બંદરેથી વઝીર ઉલ્ મમાલેકને માટે માણસો લઇ જતા હતા, તેમની પાસથી ખંડેરાવે વડોદરામાં તે પડાવી લીધા; એ બાબતમા વઝીરે પોતે કેટલાએ કાગળો તેને તથા બાલાજીરાવ પેશવાને લખ્યા પણ કાઇ વળ્યું નહિ.

---

## મહમદ શાહબાઝ રોહીલાનું ખૂન થવું

---

આ સાલના બનાવોમાનો એક, મહમદ શાહબાઝ રોહીલાનું ખૂન, એ છે. ટૂંકામાં જણાવેલી આ હકીકતનો વિગતવાર અહવાલ એ છે કે,

નજમુદદોલાની હકુમતના વખતમા બે ત્રણ અફગાન સ્વાર તથા થોડા પ્યાદા પોતાની સાથે લઇ એ આ પ્રાતમા આવેલો અને જ્યા સુધી તેના દાણો પાણી તેના નસીબમા લખેલા હતા ત્યાસુધી તેના નોકર વર્ગના સમૂહમા પોતે રહ્યો—તેની નોકરી કરી—અને પછી બનગર્દ થયો પછી એજ પ્રાતમા ઇડર અને બીજી જગાએ નોકરી કરી થોડા થોડા અને બીજા સાધનો ભેગા કર્યા અને જે વખતે રંગોજીએ બખેડો કર્યો તે વખતે મુફતખારખાન પાસે આવી તેની જોડે મળી જઇ, બહાદૂરી બતાવી તેની જોડે થોડો વખત રહી, થોડી આબરૂ તથા દુનીઆની માલમતારૂપી કાંઇક સપત્તિ મેળવી ત્રણસો ઘોડીના સ્વાર અને પ્યાદા લઇ સંજોગવશાત્ એ અમદાવાદમા આવ્યો, ત્યા થોડા વખત અને ટૂક સમયમા તેના પેટ (પિત્તા)નો પ્યાલો અહંભાવ અને અહંકારના મદથી છનાછન અને ગર્વની મદીરાથી ભરપૂર થઇ ગયો ગાંડાઇ ને આપવડાઇના મૂળ રોપાયા અને પોતે કાંઇ મ્હોટો માણસ હોય એવુ તે સમજવા લાગ્યો

દારૂ પીને પણ ભાન રાખી બેસવુ સ્હેલ છે,<br>
પરતુ જેને દોલત મળે ને તે મસ્ત ન થાય, તો તેજ ખરો<br>
માણસ કહેવાય

દીવસે દીવસે મ્હોટાઇ ને ગર્વનો સામાન વધારી, આપવડાઇની દુકાન શણગારવામા વૃદ્ધિ કરતો ગયો અને મગરૂરીનો સુગધી ધૂપ તેના છળકપટથી ભરેલા હૃદયરૂપી ધૂપદાન (ગર્વ)ના અગારાપર બળવા માડ્યો, અને અહંતાની વરાળની ગધ તેના ઉચ્ચ અભિલાષાના પહેરણમાથી તેના જીવના નાક સુધી પહોચતી થઇ, તે એટલે સુધી કે ઘેનઠાના કાળા કાગડાએ તેના મગજના મહેલમા માળો બાધ્યો, અને તેના ચિત્તને વ્યગ્ર કરી મૂકી, મગરૂરી કે જે માણસની ધિક્કારયુક્ત વાસનાઓમાની એક ખસલત અને તિરસ્કારયુક્ત દુર્ગુણોમાનો એક દુર્ગુણ છે તેની નજાસત (અપવિત્રતા)થી નજીસ (મલીન) કરી નાખ્યુ દરેક મિજલસમા તે પોતાને માટે ઉચ્ચસ્થાન તથા સર્વોપરિપણુ મનાય એવી જગા શોધ્યા કરતો

કપાળ પરના વાળના ગુચ્છા (ચોટલી) ઉચ્ચ સ્થાનને લીધે કાંઇ<br>
વિશેષ દરજ્જો મેળવી શકતા નથી

પરતુ કાન આગળના જુલ્ફા નીચે નમેલા હોવાથી ચદ્ર જેવા<br>
ગાલ પાસે રહેવાનો અધિકાર મેળવે છે

જવાનમર્દખાનના મ્હોટા ન્હાના સઘળા ઓખતીઓને તિરસ્કારની નજરે જોતો, પરસ્પર વાતચીત ને બોલચાલમા પણ વાહીઆત ઉચરતી તેની જીભની લગામ તેના અખત્યારરૂપી હાથમા ન્હેતી નહિ સત્યના માર્ગથી દૂર જઈ, પાથરણુ જોઈ પગ લબાવવો, એ સલાહનો તેણે ત્યાગ કર્યો

પગ પહોચે તેના કરતા વધારે જે લબાવે છે

તે ટૂક વખતમા પોતાની જિંદગી પૂરી કરે છે

હવે તેના પગારની રકમ ઘણી ચઢી ગઈ હતી તેથી તે વાતનો વિચાર કરી જવાનમર્દખાન તેની કડવી ઓમતને મીઠી ગણી બધુ સહન કરી જતો હતો, અને વખત આવે જોઈ લઇશ એમ ધારી રાખી તેના ધિક્કારયુક્ત વચન તથા કાર્ય સબધે આખ આડા કાન કર્યા કરતો હતો, અને જાણે પોતે કશુ ન સમજતો હોય તેમ ખૂબ મીઠાશ પીરસતો, પોતાના બળને લીધે આવી સભ્યતા તેના તરફ બતાવવામા આવે છે એવુ રોદીલો સમજતો.

મગરૂરીની મદિરાએ તેને એટલો બેહોશ બનાવી દીધો

કે ઝેર ને મધ વચ્ચેનો તફાવત તે જાણી શકતો નહિ

છેવટે મામલો એટલે દરજ્જે પહોચી ગયો અને હૂપદનો કીડો તેના માથામા એટલો બધો સળવળવા માડયો કે જ્યારે મુફ્ફરખાનને પરગણા ઓનો બદોબસ્ત કરવા મોકલવામા આ યો ત્યારે તેની જોડે જવાને તેને આગ્રહ કરવામા આવ્યો, ત્યારે તેણે તેમ કરવા ના કહી હુકમનો અનાદર કર્યો અને કહ્યુ કે મને એકલાનેજ જો એ કામ સોપવામા આવે તો હુ તે (કામ) કરૂ, બાકી કઇ બીજાની જોડે (બીજાના હાથ નીચે) હુ નહિ જાઉં પોતાના ભાણેજ નિઝામને પોતાના માણસની ટૂકડી જોડે તેની સાથે મોકલ્યો અને પોતે થોડા માણસ રાખી ફોજદારનુ કામ કરવા માડ્યુ જવાનમર્દખાને જોયુ કે હવે તે એ બા પડયો છે, તેથી તેના પર વેર લેવાનો અને તેનો નાશ કરવાનો રસ્તો શોધવા લાગ્યો, અને જૂના વખતના પોતાના ખાસ માણસો કે જેમને પણ એની વર્તણુકથી ખોટુ લાગ્યુ હતુ તેમની સલાહ લીધી અને કહ્યુ,

સ્નેહ છોડી દેવી એવો મારો મત છે,

તેના પ્રત્યેની મારી દુશ્મની જાહેર કરૂ (એવો મ્હારો મત છે)

તેના તરફથી મ્હારે ઘણુ દુખ સહન કરવુ પડે છે,

શા માટે કોઈએ પણ પગ નીચે કાંટા રહેવા દેવા જોઇએ ?

મ્હારા હૃદયપર એણે પોતાના વાણીરૂપી ભાલાથી જે જખમ કર્યો છે તેનાપર હાલમા એવી તક આવી છે કે હું મલમ લગાડી શકુ, અને

ત્હેણે મારેલી મ્હોટાઇઓ તથા ( પગાર સંબંધી ) કરેલા તકાદાથી છુટી શકું. સૌનો એવો મત થયો છે કે કાંઈ બહાનું કાઢી એને બોલાવી મંગાવી એનું કાટલું કાઢવું. સોમવાર ને મહરમ્માસની ચૌદમી તારીખે, દીવસને અંતે, કે જ્યારે તેની જિંદગીનો સાંજ રૂપી અસ્ત થતો સૂર્ય તેની નાશરૂપી દીવાલની ધારપર આવી પહોચી પીળાશ પકડતો હતો તે વખતે યમરૂપી દૂત તેને બોલાવવા ગયો અને તેના પહેરણનો ગળેબંધ પકડી ભદ્રમા લઇ આવ્યો અને દરવાજા સુધી પહોંચાડયો. ત્યાં તેણે જોયું તો લોહીતરસ્યા વરૂ જેવા કેટલાક માણસો હથીઆરબંધ ને તૈયાર બેઠેલા હતાં. તપાસ કરતા એવી ખબર પડી કે તેઓ તો પોતાના પગારને માટે તકાદો કરવા આવી બેઠા છે. એ છળકપટ તે સમજ્યો નહિ ( પગાર માગવાની મતલબથી તેઓ આવ્યા છે એમ સમજ્યો ), અને તેટલા માટે તેને ત્યા બોલાવવામા આવ્યો હશે, અને એ માણસોને સમજાવી ઠંડા પાડી તેમની જોડે વાતચીત કરવી, એવી તેને બોલાવવામા મકસદ હશે એવા ખ્યાલમા રહ્યો. જેવો તેણે ( પોતાની ) કબરગાહરૂપી અંદરના ચોકમા પગ મૂકયો કે મહમદ મુબારેઝ સબ્જવાનીનો એક સાથીદાર, દલેર બાબી, કે જેણે બખ્તર પહેરેલુ હતુ ને જેને એ કામ માટે નક્કી કરવામા આવ્યો હતો, તે આકાશમાથી ઉતરી આવતા વજ્રના જેવો, યમદૂતની માફક, એકાએક તેને આવકાર આપવા નીકળી આવ્યો, અને તલવારનો ઝટકો મારી તેને ઘાયલ કર્યો. આ બનાવથી તે ગુચવણમા પડયો અને પોતાના એક નોકર પાસે તલવાર હતી તે લઈ મ્યાનમાથી ખેચી તેની સામે થયો; પણ તે એક બાજૂ ખસી ગયો. શાહબાઝને એમ લાગ્યું કે જવાનમર્દખાન બહાર હોવો જોઈએ, અને જે થવાનુ હોય તે તેની હાજરીમા જ થવું જોઈએ, તેથી પોતે જેવી (ઘાયલ) સ્થિતિમા હતો તેવીજ સ્થિતિમા આગળ વધ્યો, અને ઘા કરનાર અને ઘા ઝીલનાર બને એકબીજાની પછવાડે આગળ ચાલ્યા. એટલામા વળી એક બીજું ટોળું તૈયાર ને ગોઠવાઈ બેઠેલું તેણે જોયુ. તે ટોળામાં જવાનમર્દખાનને જોયો નહિ, એટલે એના મનમા વહેમ આવ્યો કે વખતે આ ટોળાએ તેની મરજી વિરુદ્ધ આ બખેડો ઉભો કર્યો હોય, તેથી પોતે અટકી ગયો અને જોડે બે રોહીલા હતા તેમને લઇ એક ઓરડામા પેસી જઇ બારણું બંધ કરી દીધું. જવાનમર્દખાન જે સાવચેતી અને દૂરઅંદેશી વાપરી થોડા માણસોને લઈ અગાશી ઉપર બેઠો હતો તે ત્યાથી પોતાના માણસોને તેનું ખુન કરવા ઉશ્કેરતો અને ઉત્તેજન આપતો રહ્યો, અને તેથી તે ઓરડાના બારણાપર થોડીક બંદૂક

છોડવામાં આવી. બારણાનું લાકડું નબળું હતું તેથી ગોળી અંદર પેઠી અને તેમાના એકજણને પરલોકવાસી કર્યો. આ જોઇ શાહબાઝને લાગ્યુ કે પોતે (પણ) કોકટનો માર્યો જશે. વળી તેના છુદગીરૂપી આવાસનો નાશ કરવા જવાનમર્દખાન આગ્રહ કર્યો કરતો હતો તેનો અવાજ સાંભળતા (પોતાનો) સંશયરૂપી પડદો પડી ગયો અને તેનુ અનુમાન ખરૂ પડ્યુ. તેની મતલબ શી હતી તે તે સમજી ગયો, તેની ઇચ્છા શુ હતી તે તે જાણી ગયો, તેથી પોતાનો પ્યારો જીવ આપવા તૈયાર–મરણીઓ–થઈ, હાથમા નાગી તલવાર લઇ, બારણુ ખોલી પોતે બહાર નીકળ્યો, અને કઠોર વેણુ સંભળાવવા માડ્યા. જે માણસ જીવવાની આશા તજી દઇ મરણીઓ થાય છે તે જે કાંઈ પોતાના મનમા આવે તે કહે છે. તેનો નાશ કરવાને જે બધા માણસો ટોળે મળ્યા હતા તેમના તરફ ત્હેણે મ્હોડું ફેરવ્યુ. પોતાનો જાન બચાવવા તેમણે આઘે ખસી જઇ, તેને પોતાની વચમા આવવા દીધો અને પછી એકદમ ઘેરી લીધો. તેમાના એક બેને તેણે ઘાયલ પણ કર્યાં, છતા તેમણે ચારે તરફથી તેના પર હુમલો કરી તેને મારી પાડ્યો.

જ્યારે મચ્છર ઘણા થાય છે ત્યારે હાથીને પણ મારી પાડે (નાખે) છે, જો કે હાથી તો આટલો બધો જોરાવર ને વજનદાર હોય છે (છતા).

તેની લાશને ઘસડી લઈ જઇ બાગની બારીમાથી સાબરમતી નદીની રેતીમા ફેકી દીધી અને રાતને વખતે ખાનપૂર દરવાજા બહાર (લઈ જઈ) દાટી દીધી. નયનપુરની ગઢીમા જે ટ્રકડી હતી તેને આ બનાવની ખબર પડતા તેમાથી જેને જેમ ફાવ્યુ તેમ રસ્તે પડી જઇ ચાલવા માડ્યુ ઘોડા, હથીઆર, પાલખી તથા તેની બીજી જે જે વસ્તુઓ હતી તે જવાનમર્દખાને કબજે લઈ લીધી, અને સાવચેતી તથા દીર્ઘ-દૃષ્ટિ વાપરી, સફદરખાન અને જોરાવરખાન એ બે ભાઇઓ, જેઓ પાટણ તાલુકાના ઉંઝા ઉનાવા ગામે પહોચી ગયા હતા, તેમની પાસે એક ઝડપી કાસદ મોકલી જવાનમર્દખાને જે બન્યુ હતુ તેની ખબર આપી, અને લખી જણાવ્યુ કે મરનાર શાહબાઝ રોહીલાનો ભાણેજ પોતાની ટ્રકડી સાથે (તમારી) છાવણીમા છે, તેથી એવુ ન બને કે તેને આ બનાવની ખબર પડતા તે કાંઈ આડુંતેડું કરી બેસે. તેમને તો જેવી એ બાબતની ખબર પડી કે તરતજ તેમણે પોતાના બચાવના પગલા લીધા અને તે ગામમા મુકામ રાખી નિઝામને કહેવડાવી મોકલ્યુ કે તેણે છુટા પડી ત્યા જવુ હોય ત્યાં ચાલ્યા જવું. તેને એ બાબતની જાણ થતા તે પણ બ્હીકનો માર્યો ચાલ્યો ગયો અને સફદરખાન ને જોરાવર-ખાન શહેરમા પાછા આવ્યા.

---

# ખાસ પાદશાહી પોશાકની ખરીદી માટે ઉચ્ચ હુકમનું આવવું; તે મોકલવા માટે ગોઠવણ; તથા તે સાલમાં બનેલા બનાવો

પાદશાહી પોશાકના કાપડની રૂપીઆ વીસ હજારની ખરીદી માટે લેખકને નામે વઝીર ઉલ્મુમમાલેકની મ્હોર સાથના પવિત્ર હુકમો આ સાલમાં ઉચ્ચ અને કીર્ત્તિવંત કચેરીમાંથી આવ્યાઃ (એ રકમમાંથી) રૂપીઆ દસ હજાર શહેરના સાયર મહાલોની કુલ આવકમાંથી આપવાનું ફરમાન જવાનમર્દખાનના નામ પર, અને (બાકીના) રૂપીઆ દસહજાર ભરૂચ પરગણાની મહેસૂલમાંથી આપવાનુ ફરમાન નેક આલમખાનના નામપરના, આવી પહોચ્યા. આ ઉચ્ચ હુકમ આવી ગયાની હકીકતથી જવાનમર્દખાનને વાકેફ કરવામાં આવ્યો, કારણ વિધાતા જેવી શક્તિવાળા હજૂરથી ગાદીએ આવ્યા ત્યારથી અત્યાર સુધી જવાનમર્દખાનના નામનું એક પણ ફરમાન નીકળવાનુ તેને માન મળ્યુ નહતુ, તેથી પહેલા જમાદી માસની પહેલી તારીખે, તે હુકમને માન આપવા તથા વધાવી લેવા, પોતે લેખકને ઘેર આવ્યો અને તેનો સ્વીકાર કર્યો, અને તેનો એવો ઇરાદો પણ હતો કે એ ઉચ્ચ હુકમને તાબે થઈ તેટલી રકમ આપવી. પરંતુ તેને આડે રસ્તે દોરવનારા સેતાનોની ખોટી દોરવણીથી એ ઇરાદો અમલમાં આવી શક્યો નહિ. નેક આલમખાનના નામ પર આવેલુ ફરમાન તેને મોકલવામાં આવ્યુ. તેનો જવાબ આવ્યો કે આમદજહાના ગુજરવા બાદ એ પરગણું નાસરજંગના તાબામાં ગયુ છે, તેથી તેની પરવાનગીની જરૂર છે. બાદશાહની દરબારના સ્થંભો (કારભારીઓ)ની માંહોમાંહેની દુશ્મનાવટને લીધે તેઓ એકબીજાની સામે થતા અને મનાભણી કરતા હતા. મરાઠાઓના હુમલાથી સામ્રાજ્યના અધિકારમાં ઘણી નબળાઈ અને અતિશય નિર્બળતા આવી ગયાં હતા, તેથી હજૂરથી તરફથી આવતા હુકમોને તાબે થવુ જોઇએ એ ભાવજ તદ્દન અદૃશ્ય થઈ ગયો હતો. તે હુકમનું શુ થાય છે તેનો કોઇ ખુલાસો પણ પૂછતુ નહિ. જવાનમર્દખાને આ અરસામાં પોતાના છોકરાઓની સુન્નતની ક્રિયા કરી તેની ખુશાલીમાં જમણવાર કરવાનુ ઠેરવી તે શુભ કાર્યનો મહોત્સવ ઉજવવા અને મુબારકબાદી લેવાને કારણે અશરફીનો વેરો લેવાની નવી પદ્ધતિ ફરી પાછી ચાલુ (સજીવન) કરી; અને તે વસૂલ કરવા માટે અમલદારો

નીમી દીધા ને તેમણે તે રકમ વસૂલ કરી દીધી મહમદજંગ, ઘોઘા(ના) કમબાતી, પાટણમા ગડનુ મૂળ થઈ પડયો, અને તે શહેર કબજે લઇ લીધુ ત્યા શાંતિ પસરાવવા જવાનમર્દખાન તે તરફ ગયો અને બંદોબસ્ત કરી પાછો ફર્યો ફિદાઉદ્દીનખાન કે જે થોડો વખત થયા આતરસુબે જઈ રહ્યો હતો, તે ત્યા રહેવાથી તથા નાનાયક ગાણુઓની સોબત કે જે એક જાતનો મ્હોટો નાગ છે તેનાથી, કંટાળી ગયો હતો, તેથી તેણે પાછા શહેરમા આવી રહેવાની રજા જવાનમર્દખાન પાસે માગી પરંતુ તે તેમ કરવા દેવા રાજી નહતો અને આગના ઉપકાર ભુલી ગયો હતો, તેથી લાચાર થઇ ભરૂચ જઇ ત્યા રહ્યો ખંડેરાવના નાયબ તરીકે સેવકરામનો માણસ શહેરમા આવ્યો જનાર્દન પંડિત લશ્કર લઇ મોજે ખેડે આવી પહોંચ્યો અને ત્યાથી ઘાસદાણાને નામે બેહજાર રૂપીઆ ઉઘરાવ્યા, અને વહીયાન તથા બીજી જગાઓ તરફ જમાબંદી કરવા ને પેશકશ ઉઘરાવવા ચાલતો થયો દુકાનોનુ ભાડાખાતુ કે જેની આવકમાથી જ્યારથી શહેર સ્થપાયુ ત્યારથી ફકીરોને તથા ગરીબોને તનખો (દાન) અપાતો હતો તે કેટલાએક વિઘ્નસંતોષિઓ( દાન થતુ અટકાવનારાઓ )ની શીખવણીથી જવાનમર્દખાને બંધ કર્યો, અને દાદી પીટાની ખેરાત રૂપે થતા પવિત્ર કાર્ય (સદાવ્રત)ના દરવાજા એવા બંધ કર્યા કે ફરી તે ઉઘડવાજ પામ્યા નહિ અબદુલહુસેનખાનને કાઢી મૂકવાથી તે નવરો થયો હતો તેથી કાંઇ બહાનુ કાઢી અમદાવાદથી બહાર નીકળી વડોદરા તરફ ગયો ને ત્યાથી ભરૂચ સુધી જઇ પાટનગર તરફ ચાલ્યો ગયો



## સુરત બંદરે સૈયદ અચ્છન અને અલીનવાઝખાન વચ્ચે ટંટા કિસાદના વટોળીઆનું ઉભુ થવુ; હાકેમના ઓદ્ધા માટે સફદર મહમદખાનને બોલાવવો: હાફેઝ મસ્અદખાન હબશીએ કિલ્લો સર કરવો; સૈયદ અચ્છનનુ મુંબઈ જવુ



સફદર મહમદખાનનુ ઠઠ્ઠા સૂબે જવુ, સુરતના મુબારક બંદરે સૈયદ અચ્છનનુ હાકેમ તરીકે અધિકાર ભોગવવા માંડવુ, અલીનવાઝખાનનુ નાયબ નીમાવુ, હાફેઝ મસ્અદખાન હબશીને તેના તનખાના બદલામા

ઉપરમાંથી બીજો ભાગ આપવાના ઠરાવનું થવું, એ સઘળી હકીકતનો પૂર્વે વિસ્તારથી, અનુક્રમે ત્રીજો વર્ણવતી કલમથી લખાઈ ગઇ છે આ અસ્થિર જમાનાએ જે થોડો વખત વારી આપી તે થોડો વખત ત્યાંના રહેવાસીઓને ખુનામરકી ને મારામારીઓના ત્રાસમાંથી કાંઇ પણ તકરાર (હોસાતોસી) વિના નિશ્ચિતતા ને આરામ મળ્યા, પણ તેથી આ ભૂતા આકાશ અને દુષ્ટ (હલકટ) આસમાનને તેમની ઇર્ષ્યા થઇ, અને (એ) અદેખાઇને લીધે તેમને (ઉજળીના) નર્દના દાણાની માફક એનેનીમાં નાંખી આસમાની રંગના કિલ્લાની દિવાલપર છળકપટના પથ્થરને ગોઠવી તેમાંથી ફિતના (બખેડા)ના પત્થર ત્યાંના વતનીઓની નિશ્ચિંતતાની કુંડાળીપર ફેંકવા માંડયા, અને પોતાની માફક તેમને પણ ચક્કરના વમળમાં નાંખી દીધા

આ સિવાય આસમાનને બીજું કામ નથી,
કે જેને પરિણામે એક મિત્રને બીજા મિત્રથી જૂદો પાડે છે

(આસમાને) જ્યાં જ્યાં ટોળું દીઠું ત્યાં ત્યાં તેને વીખેરી નાખ્યું આ કથનની સાબિતી એ છે કે, મુતમદીના ઓહદાનું કામકાજ સૈયદ અચ્છનને અલીનવાઝખાનની અધિકારરૂપી હથેળી અને સત્તારૂપી કબજામાં છોડી દઇ પોતે કિલ્લાની અંદર એશઆરામ ને મોજમઝા કરતો બેઠો, એટલે ખુશામદ તાજા રોજગાર રાખનાર ખુશામદખોરો તથા પ્રપંચી કપટીઓની એક ટોળીએ પોતાની સત્તા જામે તેવે વિચારે એક યોજના રચી, અને પોતે તેનું ભલું વિચારનાર હોવાનો દેખાવ કરી, હાફેઝ મસુદખાન કે જે મરહુમ મહમદખાનને કાઢી મૂકવાની બાબતમાં તેની જોડે મળી ગયો હોવાથી તેમની વચ્ચે મૈત્રી થવાથી, તેના મદદગાર તથા સહાયક તરીકે જેણે એક જાતની ખ્યાતિ પેદા કરી હતી, અને જેની નોકરીમાં માણસો દાખલ થયા હતા (જેણે એક લશ્કર ઉભું કર્યું હતું), અને જે ઓડી (મ્હ) આપવાને લીધે સૈયદ અચ્છનનાપર ઉપકાર કર્યો હોય એવું બતાવતો હતો, તે ઘરનાને તેમણે (ખુશામદીઆઓ)એ બીજા રૂપમાં બતાવી તેના (સૈયદના) મનને તેની (હાફેઝ મસુદખાનની) વિરુદ્ધ કરી દીધું, અને તે તેનો શત્રુ હોય એવું દર્શાવ્યું તેમની બનાવટી વાતોને સૈયદ અચ્છને સાચી માની, અને તેનો ઈલાજ કરવા અને રસ્તો શોધવા પોતાના મન માંથે વાત કરી કહ્યું કે,

વેર વાળવાની ઇચ્છા રાખનાર શત્રુથી બેદરકાર રહે નહી,
તે ન્હાનો હોય તોપણ તેને ન્હાનો સમજવો નહિ

રક્તાપગનો એક કાંગ પણ જે આપણો શત્રુ હોય,
તો બનવાજોગ છે કે એકાએક તે આપણા પગને વાગે

જે વખતે ખેતરો લીનાછમ થઇ જાય છે અને નવો દાણો કાપવાની મોસમ આવે છે, તે વખતે મજ્જેગવશાત્ એક દહાડો થોડા હુબશીઓ તથા સોબતીઓને લઇ હાફેઝ મસુદખાન વન (ખેતગઉ પ્રદેશ)ની ધાગધગ થતી લીલોતરીની મોજ માણવા, એટલે તાજો ભૂંજેલો દાણો જેને ગુજરાતીમા "પોંક" કહે છે તે ખાવા, શહેર બહાર ગયો. સૈયદ અચ્છનને એમ લાગ્યુ કે તેના સુભાગ્યે અને નસીબે યારી આપવાથી એવો પ્રસગ આવ્યો હતો, એટલે પોતાનુ ભલુ વિચારનારાઓની સલાહ તથા દોરવણી પ્રમાણે વર્ત્તી આવચેતી ને દુરદેશીની લગામ છોડી દઇ શહેરપનાહ કોટના ચોકીદારોને, દરવાજા બધ કરી દેવાની તથા તે(હાફેઝ મસુદખાન)ને અદર આવતા અટકાવવાની ખબર એક ઝડપી સવાર સાથે કહેવડાવી દીધી તે સવાર દોડતો દરેક દરવાજે ગયો અને તે બધ કરવાનો હુકમ આપ્યો આ બાબતની હાફેઝ મસુદખાનને તરતજ ખબર પડી, એટલે બને તેટલી ઝડપથી તે પાછા ફર્યા, અને જ્યારે દરવાજે આવી પહોચ્યો ત્યારે તેને અદર આવતો અટકાવવા માટે તે બધ કરેલો જોયો, એટલે તે છોડી બીજે દરવાજે ગયો, તેમ કરતા કરતા વગીઆવી દરવાજે પહોચ્યો, તે વખતે તે દરવાજો બધ થતો હતો, એટલે ઉતાવળ કરી આગળ દોડી જઇ, પોતે અદર કૂદી પડયો, અને પોતાને ઘેર આવી આમ કરવાનુ કારણ તથા આવી રીતે વર્ત્તવાનો સબબ સૈયદ અચ્છન પાસે જાણવા માગ્યા એક નોકરડી નાસી ગઇ હતી તેને પકડવી હતી એવુ, ગુનાહ કરતા ગુનાહથી બદતર (દુષ્ટતર), બહાનુ બતાવ્યુ પણ તેથી હાફેઝ મસુદખાનના મનમા જે સશય ને વહેમ પેસી ગયા હતા તે દૂર થયા નહિ, અને તેથી પોતાના સરક્ષણ તથા બચાવ માટે આગળ કરતા પણ વધારે તૈયાર રહેવા લાગ્યો, અને છૂપી રીતે પોતાના મનરૂપી ખેતરમા દુશ્મનીનુ બી વાવ્યુ હવે સૈયદ અચ્છનના સુભાગ્યના દહાડા દુર્ભાગ્ય તરફ વળતા હતા, અને આ કપટી જમાનો તેના સબબે બેવફાઇને રસ્તે ચાલતો હતો એટલે જે જે તદબીર તે યોજતો ગયો તેની અસર ઉલટી થવા લાગી, અને જે જે ચોપાટ તે ખેલતો ગયો તેમા તેના દાવના પાસા ધારેલી મતલબથી ઉધા પડવા માડયા, અને તેની ઇચ્છાના મ્હોરા માત થવા લાગ્યા, અને તેની મતલબના મ્હેરાપર નિરાશારૂપી વધારાના (પાસાનો) દાણો પડયો

તારી તદબીર પાસાના જેવી છે તકદીર પાસાના દાણા જેવુ છે.

(પામા) તારા હાથમા હોય છે, છતા (પામાના દાણા) તારા હાથમા નથી.

આ વખતે એના મનમા એવો વિચાર આવ્યો કે વલીઉલ્લા ને કાળી નામનો માણસ જેઓ તેગબેગખાનના વખતમા મોટા મોટા કામ કરવાના મૂળરૂપ હતા તેમણે મારી પેઠે પુંજી ભેગી કરી હોવી જોઇએ, તેથી તે બાબતની તપાસ કરાવી તેમને દંડવા. જાતી અન્યથી તેઓ તેના મનની છુપી વાત સમજી જઈ સૈયદ ઇદરૂસના મઠ (દરગાહ) આગળ જઈ તેમા પેસી ગયા. સૈયદ ઇદરૂસના સુરત બંદરમા—ઘણા શિષ્યો હોવાથી તથા તે પવિત્ર જગા હોવાથી એવું નક્કી થએલુ હતુ કે ત્યા દાખલ થએલાને કોઈ કાઇ ઇજા કરી શકે નહિ, બલ્કે એમ કહો કે તે એક રક્ષણની જગા (Sanctuary) થઇ પડી હતી. તેઓ અલીનવાઝખાનના વમીનાના માણસ હોવાથી તેની સલાહ મુજબ તેઓ આની રીતે ખસી ગએલ હોવા જોઇએ એવા ખ્યાલથી સૈયદ અચ્છનનો તેને માટે અભિપ્રાય બગડી ગયો, અને તેને એવો સદેશો મોકલ્યો કે તુરતા તુરત તેણે થોડા વખત માટે દારૂલ સરૂર (આનદનુ સ્થાન) બુરહાનપુર કે જે તેનું મૂળવતન અને જન્મસ્થાન હતુ ત્યા ચાલ્યા જવુ, અને સુરત બદરમા રહેવુ નહિ તેના ખ્યાલમા પણ કદી આવેલી નહિ એવી આ ત્રાસજનક ખબર સાભળી તે મુઝાઈ ગયો (શુ કરવુ તે તેને સૂઝયુ નહિ). પરતુ બીજો કાઇ ઉપાય ન હોવાથી એવુ બહાનું કાઢયુ કે મુસાફરીનો સામાન મારી પાસે તૈયાર નથી, પણ તેથી કાઈ વળ્યુ નહિ અને એવો જવાબ મળ્યો કે શહેર બહાર બાગમા જઇ મુકામ કરવો અને ત્યા જરૂરી ચીજો પહોચાડવામા આવશે ન છૂટકે તે પ્રમાણે જઇ તેને રહેવુ પડયુ. તેણે પોતાના મામાની સત્તા નિર્મૂળ કરવા માટે શત્રુતારૂપી કમર કસીને બાધી ખજાનાના પ્રતાપ સિવાય આવી વાત બને તેવો સંભવ ન હોવાથી, કારણ, કહ્યુ છે કે,

કોઇ મુલક જીતવા ઇચ્છતો હોય
તો પૈસો ભેગો કરી (તેના વડે) લશ્કર ઉભુ કર.
લડાઈ વખતે ખાલી હાથનો બહાદૂર લડવૈયો
તે પાખ પીંછા વગરના શિકાર વખતના બાજ જેવો છે
ન્હોર ને દાતવિનાના સિંહમા
ચિત્તા સાથે લડવાની શક્તિ હોતી નથી.

તેણે ડુબકી મારનારી દીર્ઘદષ્ટિને વિચારના દરીયામાં ઉતારી. ઈશ્વરેચ્છાએ તેને સહાય કરી, અને તદબીર રૂપી એક એવું મુલ્યવાન મોતી તેને હાથ લાગ્યું કે જે તકદીર ( વિધિ )ના મોતી જોડે મૂલ્ય ને વજનમાં ટકી શકે, એટલે કે સફદર મહમદખાનનો પુત્ર વિકાર મહમદખાન જે તેની સ્ત્રીનો ભાઇ ( સાળો ) અને બેગલરખાનનો જમાઇ થતો હતો, અને જેને પોતાની મા તથા સાસુ તરફથી તેમણે ભેગા કરેલા ખજાનાની માહીતી મળી હતી, તેને પોતે એક વિશ્વાસુ માણસ જોડે કહેવડાવ્યું કે, જો તે તેની જોડે મળી જાય તો, સૈયદ અચ્છનને ઉથલાવી પાડી, સફદર મહમદખાન જે ઠઠ્ઠા સુબામા નિગરાના જંગલમા ભટકતો હતો તેને બોલાવી લઈ આગળની સત્તા પાછી અપાવીએ. પોતાના હાથમાથી કિલ્લો જતો રહ્યો હતો અને પોતાને બીજાના હુકમ મુજબ વર્ત્તવું પડતું હોવાથી વિકાર મહમદખાનને શરમ લાગતી હતી, અને ભય અને આશા વચ્ચે લટકતો તે જિંદગી ગુજારતો હતો. સફદર મહમદખાનના સંબંધીઓને જ્યારે ખબર પડી કે તેને પાછો આણવા સંબંધી વચન અપાય છે, ત્યારે તેઓ તેની જોડે સંગત થઇ ગયા અને એ કાર્ય માટે જે ખરચ થાય તેનાં સાધન ભેગા કરવાની જવાબદારી માથે લઇ તેને ઉત્તેજન આપ્યું. હવે જ્યારે એ બાબત સંબંધે અનીનવાઝખાનને ખાત્રી થઈ એટલે તેણે, હાફેઝ મસુદખાન કે જેને શહેરમા આવતો રોકવા માટે દરવાજા બંધ કરાવી દેવડાવ્યા હોવાથી સૈયદ અચ્છન જોડે અણબનાવ હતો, તેને પોતાના મનની વાત જણાવી પોતાની જોડે જોડાવાનું નોતરૂ દીધુ. તેણે તેમ કરવા હા કહી. પછી તેમણે એકબીજા જોડે મસલત કરી, તે મુજબ એક દહાડો સંધ્યાકાળે પોતાનો વેશ બદલી, સૈયદ અબદુલ્લા ઈદરૂસી સાહેબની સાથે સંતલસ કરી, કેટલીક ભેટ સોગાત મોકલી, મહમા આવી દાખલ થઈ ગયો અને પોતાના મનની મુરાદ બર આણવાને માટે જોઈતા સરજામના તીરોને અંદેશાની કમાનના ખાચામા મૂકવા માટે છુપાઈ બેઠો. હાફેઝ મસુદખાન પોતાના રક્ષણ માટે માણસોની જે સખ્યા રાખતો હતો તેમા હમણા કેટલાક જૂના માણસોને ફરી નોકરીએ રાખી તેણે વધારો કર્યો હતો; તે પણ તેની હીમાયતમા રહ્યો. સૈયદ અચ્છનને આ બાબતની ખબર પડી ગઈ.

વિસ્તૃત દુનીઆ તેને મન સંકુચિત થઈ ગઈ.

વિસ્તારવાળું આકાશ પાજરા જેવુ (સાકડું) થઈ ગયું.

તેને પાછો પાડવા તથા બખેડાના અગ્નિને શાત પાડવા મહમદ હાશમ નામના પોતાના બક્ષીને તે કામપર નજર રાખવા નીમી, આગલા

તથા પાછળથી રાખેલા સિપાઇઓની એક ટુકડી સાથે દરબારનું રક્ષણ કરવા નીમી તેને પોશાક આપ્યો.

> અરે તું ! કે જે આકૂળ વ્યાકૂળ હોવા છતા સલામતીનો પોશાક
> પહેરી રહ્યો છે
> તે, તારા જન્માક્ષરમાંથી તારી છાતી ચીરાવાની કઇ ઘડી છે તે
> જોઇ રાખ.

તેગબેગખાનના હબશી ગુલામો, નામે મિફતાહ, કાસમ ને ઝફર કે જેઓ શૌર્યથી અયુક્ત ન હતા, તેઓએ પોતાના ધણીના ભત્રીજા વિકાર મહમદખાન જોડે મળી જવું બહેતર ધાર્યું, અને સફદર મહમદખાનને પાછા લાવવાના છે એવા શુભ સમાચાર સાંભળી તેના મિત્ર મંડળમા દાખલ થઇ ગયા. વળી બીજી એક ટોળી કે જેને અલી નવાઝખાન જોડે વગીલો હતો તે પણ સૈયદ અચ્છનથી છુટી પડી તેને મળી ગઇ. પોતે જે કામ પડદા પાછળ કરતો હતો તે પડદો હવે અલી નવાઝખાને દૂર કર્યો અને ઝાહેર, સૌને ખબર પડે તેવી, રીતે સિપાઇઓને રોજે કરવાના કામમા લાગી ગયો. પોતાની મદદે હાફિઝ મસૂદખાને દંડા રાજપૂરીથી એક ટુકડી બોલાવી હતી તે હબશીઓની ટુકડી ત્યાંથી તેની માગણી મુજબ આવી પહોચી. બખેડામા વેપારીઓની સાલમતા નાશ પામી હતી, તે પરથી તેમણે ધડો લીધો હતો, અને સર્પથી ડંખેલો દોરીથી બ્હીએ, એ કહેવત મુજબ, તેમણે સૌએ પોતાના જાનમાલનું રક્ષણ કરવા યથાશક્તિ સિપાઇઓ રાખી લીધા હતા અને પોતાના મકાન બધ કરી બેઠા હતા. જો કે હાફિઝ મસૂદખાન અલી નવાઝખાન જોડે પરસ્પર સોગનથી દઢ કરેલા કોલ ને વચનથી જોડાયો હતો છતા તેને એવો અંદેશો રહેતો હતો કે રખેને છુપી રીતે સૈયદ અચ્છન અને અલી નવાઝખાન એકબીજા જોડે મળી જઈ ઝાહેર રીતે આવી ગોળા (બનાવટી) લડાઈ લડતા હોય, અને અંદરખાનેથી તેને આફતની જાળમા ફસાવવા પ્રપંચ રચતા હોય. આવા વહેમથી તેનુ મન વ્યગ્ર રહેતુ.

> જેમ હિસાબમા મદ [આકડા ઉપર દોરાતી લીટી] હોય છે તેમ
> હું કામનો અને નકામો (બંને) છુ.

અને એવા અસ્થિર મને તે વખત વીતાડતો હતો. આખરે બક્ષીની પાસે દરબારમા લગભગ દસહજાર સ્વાર ને પ્યાદા જમા થઇ ગયા, અને લડાઇનો પાયો નંખાતા થએલા કરાર (ખત) મુજબ સિપાઇઓમા વહેંચી

આપવા માટે હિસાબ પેટે સૈયદ અચ્છને વીસહજાર રૂપીઆ મોકલ્યા. અલી નવાઝખાનને તે બાબતની ખબર પડતા, વહેલો તે પહેલો, એ કહેવત મુજબ વર્તી અગમ બુદ્ધિ વાપરી, પહેલા જમાદી માસની ઓગણીસમી તારીખે,

મવારના પહોરમા જ્યારે આકાશના સરદારે
વેરથીજ ભરપૂર થઇ દવા છોડી દીધી,
ત્યારે આ ઝડપી ઘોડાપર સવાર થઇ
ચળકતી તરવાર મ્યાનમાથી ખેંચી

સગપણના મમધને તોડી નાખી, ઝડપ અને ત્વરા વાપરી, કોટના દરવાજાના રખેવાળોને મારી હઠાવવા તથા દરબાર હાથ કરવાના ઇરાદાથી પોતે ઘોડે ચઢયો, અને લડતા લડતા કેટલાક દરવાજા કબજે કરી પોતાના વિશ્વાસુ માણસોને હવાલે કર્યા એ ઝપાઝપીમા બને પક્ષના કેટલાક માણસો માર્યા ગયા ને કેટલાક જખમી થયા આથી હાફેઝ મસુદખાનની નજર આગળથી સશયનો પડદો ને કપટનો વહેમ દૂર થયો, તેથી તેણે પોતાના માણસોને મદદમા તથા ગેરચા બાધવા મોકલ્યા, અને પોતે પણ લડાઈ માટે તૈયાર અને યુદ્ધ માટે વ્યવસ્થિત થઈ વાટ જોતો બેઠો. તેની શીખ વણી મુજબ ને સૂચના અનુસાર વેપારીઓ સઘળા એક સંપ થઈ ગયા, અને એ લડાઇમા ભાગ લેના તેમણે પોતાના સિપાઇઓને મોકલ્યા. દરેક તરફથી બખેડાના અગ્નિની શીખાઓ બળવા માડી.

એક દુષ્ટ બળવાખોરના બળવાથી
દરેક બાજૂએથી ઘણા બળવા ઉઠયા.

બક્ષીની સરદારી ને આગેવાની નીચે સૈયદ અચ્છનના જે લશ્કરે આ ટટાનો અગ્નિ શમાવવા કમર કસી હતી, તે લશ્કર જેની રીતે નદીનુ પૂર શહેરમા પેસી જાય છે તેવી રીતે મઘળા રસ્તા તથા ગલીઓ બધ કરી દેવા માટે પથરાઇ (તે રોકાઈ) ગયુ, તેથી સામો પક્ષ નદી તરફ પળ્યો, અને યુક્તિ કરી બજારના રસ્તાપર રહેનારાઓના મકાનોમા આવેલી દુકાનોને આગ લગાડી કારણ ત્યાથી દુશ્મનો તરફથી હુમલો આવવાનો કાઇક સભવ લાગતો હતો, અને તેમણે એમ ધાર્યું હતુ કે કદાચ એ આગરૂપી દીવાલ તેમને આગળ વધતા અટકાવે સુરત બંદરના ઘણા ઘરોની દીવાલો ને છાપરા વાસવળીના બનાવેલા હોવાથી એક ભડકે તે સળગી ઉઠયા, અને એક પાડોશીનું ઘર સળગતા બીજાનુ સળગ્યુ, અને જ્યા જ્યા એ આગ પથરાઈ ત્યા ત્યા લીલુસૂકુ બધુ બાળી નાખ્યુ.

એમ કહ્યું છે કે આફત (ચેપ) એક પાડોશી પાસથી બીજાને ઉડે છે;
એવું કયું નૂકસાન છે કે જે (લુગડાના) ગળાને થતા પાલવ સુધી ન
પહોચી જાય ?

ઉપલી કહેવત ખરી પડી. આખી પૃથ્વીને આગ લાગી ને લાચાર માણસોના મન શેકાઇ ગયા, તો પણ (તેની ગરમીથી) તેમના શૌર્યની નસ જરા પણ વેગવતી થઇ નહિ, અને તેમની બહાદૂરીની રગે જરા પણ જોશ (ઉકળાટ) પકડયો નહિં હૃદયપલટો કરાવનાર ઇશ્વરે એકદમ તેમના મન ફેરવી નાખ્યા, અને તેમને લડવાનો વારો આવે અને તેમને હથીઆર વાપરવા પડે તે પહેલા તો તેઓ યુદ્ધ કે લડાઇ કર્યા સિવાય પૂઠ ફેરવી ચાલ્યા ગયા. પોતાના નોકરો તથા સાથીદારોને જોડે લઈ બક્ષી હાફેઝ મસ્તુદખાનને શરણે આવ્યો, અને સિપાઇઓના ખરચ માટે જે રકમ (આગલી) રાત્રે મળી હતી તે આખી રકમ તથા એક ઘોડો ભેટ ધરી, જે બાકી રહ્યું તે રસ્તામા જોઈના ભાથા તથા ખોરાક માટે રાખી લઇ પોતે બહાર નીકળી પડયો, અને પેલી કહેવત–જીવતો રહેલો પહેલવાન બલો– મુજબ પોતાનુ સિર સલામત રાખી ભરૂચ ગયો સરદાર વગરના સિપાઈઓ, ભરવાડ વગરના ઘેટાના ટોળા ને માથા વગરના ધડ જેવા થઈ ગયા, અને જ્યા જેને સલામત થઈ બચી જવાનો ખૂણો હાથ લાગ્યો ત્યા તે ભરાઈ બેઠો, અને પછી અલી નવાઝખાનનો વસીલો મેળવી તેનો મદદગાર થઇ પડયો બીજે દીવસે વગર અટકાવે અલી નવાઝખાને દરબારમા દાખલ થઇ, ઘોડાના તબેલા, હાથીખાન, તથા બીજી માલમતા કબજે લઈ સફદર મહમદખાનના નામની દાંડી પીટાવી, અને કિલ્લાપર મોરચા બાંધ્યા, ને તે લોખંડ જેવા મજબૂત પાયાવાળો

કોટ, જેનો દરવાજો સિકંદરની દીવાલ માફક લડાઇમા
(ટકી શકે તેવો) હતો,
આકાશ જેના કિલ્લા ફરતા પુસ્તાની ધૂળ જેવું હતું,
વગર શંકાએ (કહી શકાય કે) ને કિલ્લો બાંધનારે
તેની ખાઇને પૃથ્વી નીચે આવેલી માછલી સુધી, અને
તેના કોટની ટોચને ચંદ્ર સુધી પહોચાડી હતી.

એ કોટના ત્રણે બાજુપર મજબૂત અને અજગરના મુખડા જેવી કામાની તોપો ગોઠવેલી હતી, તેમાથી ગોળા છોડવા માંડયા, અને દરબાર પર, હાફેઝ મસ્તુદખાનના મકાનપર તથા આસપાસ ને સામેના મોરચાપર જાણે આગના કણનો વરસાદ વરસાવા માંડયો.

(નખતેલના) દારૂગોળાના અગ્નિથી તે લડાઈએ જોશ પકડ્યું,
તોપના ગોળાઓથી માથા ને મગજ નરમ થઈ ગયા.
ખોપરીમાના મગજો છિન્નભિન્ન થઈ ગયા,
શરીરને જોવાની ઘેલછાથી માથા મુક્ત થઇ ગયા.
આકાશથી પાતાળ સુધી વિનાશ થઈ ગયો,
જાણે આખી દુનીયા અધકારમય થઈ ગઈ.
તોપમાના અગ્નિએ અંગારા વરસાવવા માડ્યા
અને (ગુરતનો) આખો કોટ તે અંગારાથી જહન્નમ જેવો થઇ ગયો.

સફદર મહમદખાનના નામની દાડી પીટાતી સાભળી, અંગ્રેજોના કપ્તાન, મીસ્તર લામે, હાફિઝ મસૂદખાન, કે જેની તલવાર આ બખેડામા આકાશ સુધી ઉછળી હતી તેને સદેશો કહેવડાવી મોકલ્યો કે સફદર મહમદખાનને કાઢી મૂકતી વખતે એક દસ્તાવેજ તૈયાર કરવામા આવ્યો હતો, જેના પર સઘળા વેપારીઓએ પોતાની મ્હોર કરી, તેમાના મજકૂરને સોગનથી દૃઢ કર્યો હતો કે ભવિષ્યમા તેને પાછો હકૂમત પર લાવવો નહિ. એ દસ્તાવેજપર સહી સિક્કો કરી આપવામા મ્હે ઢીલ કરી હતી, છતા પાછળથી પચની વિરુદ્ધ ન જતા મ્હે તેના પર મ્હોર કરી આપી હતી. હવે જ્યારે એના નામની દાડી પીટાવવામા આવે છે અને તેને પાછો લઇ આવવાના મનસૂબા થાય છે, ત્યારે તે કયા કારણથી થાય છે? હમારી અગ્રેજ પ્રજા વચનનો ભગ એને ધિક્કારયુક્ત આચારોમા સૌથી વધારે ધિક્કારયુક્ત ગણે છે; તે વચનભગના દોશ ઉપરાંત જે માણસને તમે શહેરમાથી હાકી કાઢી રખડતો કરી મૂક્યો, અને જેને કાઢી મૂકવા માટે આટઆટલો પ્રયાસ કર્યો હતો અને જેને માટે આના મેળવી કરાર કરી દૃઢ વચનો આપ્યા હતા, તેને જ્યારે અધિકાર પાછો મળે ત્યારે તેની પાસથી ભલાઈની આશા ન જ રાખી શકાય. આપણ (તેને હાથે) ભલુ થશે એવી આશા રાખવી નહિ આવી રીતે કામ લેવાય છે તેમા મારી રજા નથી, તેમ હુ તમારી જોડે સમત પણ નથી એમ કહી તેણે પોતાના મકાનને લાતીપર મોરચા ઉભા કર્યા એમની ભાષામા "લાતી" તે મકાનને કહે છે કે જ્યા તેઓ જુદી જુદી જાતનો માલ, કાપડ વગેરે ખરીદે અને વેચે છે. ટૂકામા સૈયદ અચ્છનનો પક્ષ લેવાનો જુમ્મો મીસ્તર લામે પોતાની હીમત પર લઇ લીધો અને તેને મદદ કરવા સખત કમર કસી.

તેનુ વેર લેવાને કમર તગ કસી
અને પત્થર જેવા હૃદયને યુદ્ધ માટે તૈયાર કર્યું.

અને મસુદખાન જોડે તોપ ગડકનો મારો શરૂ કર્યો ને અલીનવાઝ ખાનના મોરચાઓપર ગોળા કરવા માંડ્યા અલીનવાઝખાને વિકાર મહમદખાન તથા હાફેજ મસુદખાન જોડે મસલત કરવા એક સભા ભરી, અને સફદર મહમદખાનને બોલાવવો કે નહિ તે વિષે વિચાર કર્યો ને કહ્યું કે—

આ કામ ઉપર આપણે એવી છાપ બેસાડીશું
કે જેથી જમાનાની આંખ પણ વિસ્મય થશે

મદદગારોનો અભિપ્રાય એવો થયો કે જ્યારે હવે અંગ્રેજોનો કમાન આપણી વિરુદ્ધ થઇ બેઠો છે ત્યારે વલંદાઓ કે જે તેમની જોડે હરીફાઈનો દાવો રાખે છે તેમને આપણી જોડે મેળવી લેવા અને આ શહેર તેમને સોંપવું વલંદાઓએ તે વાતની હા કહેતા થોડા વહાણ હકા તરફ મોકલ્યા કે જેમાં અંગ્રેજો વગેરેને ખબર ન પડે તેવી છૂપી રીતે તેને લઇ આવે અલીનવાઝખાને એ ખુશખબર સફદર મહમદખાનને કહેવા માટે એક કાસદ ઘણુને રંગને ઝટપટ રવાના કર્યો, અને જે જે બન્યું હતું તેના સમાચાર અને તે હકીકત લખી જણાવી

કાગળ વાંચવાની સાથેજ તરત સવાર થઈ જા,
કારણ તારા વિના હું શોકાતુર થઈ ગયો છું

મીસ્તર લામને આ યોજનાની ને યુક્તિની ખબર પડતા તેણે લાયક માણસો સાથના કેટલાક ગલબતો, નદીનું બારૂ સાચવવા મોકલ્યા, કે જે લંગર નાખવાની જગાએ લંગર કરી, પડી રહી, આસપાસથી બારામાં દાખલ થતા વહાણો પર નજર રાખી તેને દાખલ થતા અટકાવે તે સાથે, કિલ્લાપરથી તેમજ અંગ્રેજોના મકાનો તથા બાતીઓ પરથી તોપ બંદુકનો મારો ચલાવવામાં આવતો હોવાથી ધરતી ઉથલપાથલ થઈ ગઇ, અને સિપાઇઓ તથા વસ્તીના ઘણા માણસો ગોળા વાગવાથી પરલોકને પંથે પડી ગયા અને વેપારીઓ તથા કારીગરોની માલમતા ને લોકોના ઘર બાર ને બજારને રસ્તે આવેલી દુકાનો લૂંટાઇ ગયા ને બળી ગયા

મરણ પામેલાઓથી પૃથ્વી ઉપર તંગ થઈ ગઇ
છતાં મારાઓ તો મારતા સંતોષાયા નહિ

કિલ્લાની સામેથી તે ખાઈના કિનારા સુધી મોરચા ને સલામત ખાઇઓ બાંધી ગયા હાફેજ મસુદખાનનું મકાન અંગ્રેજોની લાતીની પોશને નજદીકમાં આવેલું હતું એટલે દુશ્મન હાથ વહેતમાં હોવાથી એને

ભય રહેતો હતો. લાતીના મકાનો એવાં મજબૂત અને સુરક્ષિત હતા કે તોપના ગોળાને યા નીચે સુરંગ ખોદાય તેને પણ પત ન કરે, તે વાત તેના ધ્યાનમા હતી એટલે ત્યાના રખેવાળો કે જે હિંદી પ્યાદા હતા તેમને તુરતમાં થોડું રોકડ નાણું આપી, ભવિષ્યમા તથા આગળ ઉપર વધારે આપવાની આશા આપી ફોડી, ચોરી છૂપીથી તે જગા પર છાપો માર્યો અને તેઓ બહાર જતા રહ્યા અને ઘણું રોકડ નાણું તથા માલમતા લૂંટમાં ચાલ્યા ગયા અને આગથી તારાજ થયા. આ બનાવ બનવા છતા પણ મીસ્તર લામે પોતાની સ્વતંત્રતા છોડી નહિ અને લડાઈ જારી રાખી તક મળતા વખત બેવખત સૈયદ અચ્છનને મદદ તેમજ કેટલીક જરૂરી વસ્તુઓ, આપતો રહ્યો. લડાઈ કરી કે છાપો મારી કિલ્લો લેવાય એવો સંભવ તો હતોજ નહિ તેથી લડાઇના ક્ષેત્રમા થતી મારામારી ને કાપાકાપીનો વખત લંબાતો ગયો, એટલે આ બખેડાને અંગે દરરોજના ખરચ માટે વિકાર મહમદખાનને મ્હોટી રકમ તૈયાર રાખવી પડતી હતી. જુલમથી ત્રાસિત મનુષ્યોના ફરીઆદ ને વિલાપે, દુ:ખમા ડુબેલા માણસોની હાય ને બુમે, આકાશની ઉંચામા ઉંચી ટોચ સુધી પહોચી, સ્વર્ગમા રહેતા દેવો (ફિરસ્તાઓ)ના કાન બહેરા કરી નાખ્યા. વહાણોને સફરેથી આવવાની આ મોસમ નહતી તેથી સફદર મહમદખાનના આવી પહોચવા સંબધે થોડી ઢીલ થઇ, છેવટ, પવિત્ર ઝિલહજ મામમા એટલે આ મામલો ઉભો થયાને લગભગ આઠ માસ પૂરા થઇ જવા બાદ વલંદાઓએ તેને એવી રીતે સુરત બંદરે પહોચાડી દીધો કે કોઇને તેની ખબર પડી નહિ.

દરીઓ ખેડવામા આ કામ વિસ્મય પમાડે તેવી છે,
તેમને દરીઆની કાઇ બ્હીક જ લાગતી નથી.

તે પોતે એકાએક ઝાહેર થઇ ગયો,

તેણે જોયુ કે આખી દુનીઆ ખેદાન મેદાન થઇ ગઇ છે,
તેણે જોયુ કે ટંટા ફિસાદનો અગ્નિ જોરથી બળે છે.
તેણે જોયુ કે જૂના ને નવા ઘણા ઘરબાર
નુકસાની થતા જડમૂળથી ઉખડી ગયા છે.

આ સ્થિતિ જોઇ તથા (એ) બખેડો ઉઠાવવામા પોતાના પુત્ર અને જમાઈએ ઘણુ નાણુ વાપરી નાખ્યુ છે તે જાણી, તેણે તેમને ઠપકો આપ્યો અને ધમકાવ્યા. પરંતુ વિધિનુ શર કમાનમાથી છુટયુ હતુ એટલે તેનાથી કાઇ ફાયદો થયો નહિ. સૈયદ અચ્છન બીજા બે માસ ટકી રહ્યો. કિલ્લા-

માંની ખોરાકની જણુસો ખૂટી જઇ માત્ર જૂના ગોખાપર આધાર રાખવા પડતો હોવાથી, અંદર પેસેલા માણુસોને અતિસારનો રોગ લાગુ પડયો અને ઘણાઓ મરી ગયા, અને બાકી રહેલાઓને પણુ માંદા પડવા. આથી ન છુટકે, હાફેઝ મસુદખાન કે જેની પાસે મોટું લશ્કર જમા થયું હતું તેને મસ્લાહ કરવા બાબત પગલાં લેવાનું ફરમાવવામાં આવ્યું. તેણે દરેક બાજુથી પોતાના મનની ખાત્રી કરી, પોતાના છોકરા અહમદને એક ટૂકડી આપી કિલ્લામાં મોકલ્યો અને સૈયદ અચ્છન કિલ્લાના કોટના સંકુચિત કેદખાનામાંથી છુટો થઇ તેને ઘેર આવ્યો. હાફેઝ મસુદખાને કિલ્લો કબજે કર્યો, અને સૈયદ અચ્છનને થોડા દહાડા પોતાના સંરક્ષણુ નીચે રાખી, તેના સંબંધીઓ સાથે વહાણુને રસ્તે મુંબઇ મોકલ્યો, ને તે ત્યાંથી પૂણે આબાજાવ પેશવા પાસે ગયો. આ બનાવ હિ. સ. ૧૧૬૩ ના મહોરમ માસમા બન્યો, અને બખેડાનુ પાથરણું સંકેલી લેવામાં આવ્યું. અંગ્રેજોનો જે ઉપરી (જનરલ) મુખ્ય મથકમાં રહેતો હતો તેણે મીસ્તર લામ કે જે તેનો ગુમાસ્તો (એજંટ) હતો તેને લખી જણાવ્યુ કે સૈયદ અચ્છનનો પક્ષ લઇ લાતીની બરબાદી કરાવી, સ્થાનિક અમલદારો (હાકેમો)ના (માહોમાંહેના) કજીઆમાં આપણે વેપારીઓએ પડવું એ મસ્લાહ ભરેલું નહતું. એ (તમે કર્યુ તે) બહુ ખોટું થયુ. મીસ્તર લામને એવો ખ્યાલ હતો કે પોતે આપેલુ વચન પાળ્યુ તે બદલ તેને શાબાશી આપવામાં આવશે અને તેનાં વખાણુ થશે પણુ પરિણામ ઉલટું આવ્યુ, તે જોઇ તેને ઘણું લાગી આવ્યું, અને તે માંદગીને બીછાને પડી ગુજરી ગયો. એમ કહે છે કે તેણે ઝેર લઇ આપઘાત કર્યો. ટૂંકામાં સફદર મહમદખાને હાકેમના ઓદ્ધાની ફરજો અદા કરવા માટે, અને ફારેસખાન કે જે હુજૂરગીને માટે અરબી ઘોડા ખરીદવાના કામપર નીમાયો હતો અને જેને બાદશાહી આરમાર (લડાયક વહાણો)ના દારોગાના ઓદ્ધાનું માન આપવામાં આવ્યું હતું, તેને, પોતાનો નાયબ નીમવાનુ નક્કી કર્યું. થોડો વખત એ ઓદ્ધા પર તે કાયમ રહ્યો, પરંતુ અલીનવાઝખાન કે જે આ આખા મામલાનો ઉત્પાદક હોઇ યુદ્ધની વ્યવસ્થાનો પાયો પુરનાર હતો, અને જેને એ નાયબનો ઓધો મળવાની આશા હતી તે, તેથી નારાજ થયો, અને પોતાને માઠું લાગ્યું છે એમ જણાવ્યું. તેનું મન મનાવવા સફદર મહમદખાને ફારેસખાનની નીમણુક રદ કરી નાયબી તેને સોંપી. તેણે ફારેસખાનને સુરત બંદરમાંથી કાઢી મૂકયો, એટલે તે પેશવાના તાબાના વસઇ બંદરે જઇ રહ્યો, અને ત્યાં રહી યોગ્ય પ્રસંગ તથા તક મળવાની રાહ જોતો બેઠો. આ

અરસામાં બાલાજીરાવ પેશવાએ જવાનમર્દખાનના નામનો એક કાગળ એ જાસુસો મારફતે મોકલ્યો તેમા સુચવ્યું હતું કે ગુજરાત સૂબામાંનો મરાઠાઓનો ચોથો ભાગ તેને સોપવામા આવ્યો હતો, અને તેના સંબંધમા પોતે સુખદેવ પરેવની નીમણુક કરી હતી, માટે તેણે મહાલો અને પરગણાંએ-માથી દમાજી ગાયકવાડના નોકરને રજા આપી, સુખદેવ પરેવને મદદ ને સહાય કરવી. એ સમયમાં પેશવા અને દક્ષણના સરદાર સલાબતજંગ બહાદૂર વચ્ચે તકરાર ને મારામારીનો અગ્નિ સળગવા માડેલો હોવાથી તેનુ પરિણામ લશ્કર ભરતી કરવા તથા યુદ્ધની તૈયારી કરવામા આવ્યુ, અને તેથી એ વાત ઢીલમા પડી. આ વખતમા કાફરોના હુમલાઓને લીધે હજરત મહમદ પેગંબરના ધર્મનુ સંરક્ષણ કરવામા મુસલમાનો દાક્ષિક થઈ જઈ ઢીલા પડી ગયા હતા તેથી મૂર્ત્તિપૂજકોએ ઘણી જગાઓપર દેવમંદિર બાંધી મૂર્તિપૂજા કરવા માડી હતી, તે એટલે સુધી કે શહેરની અંદર શાહપૂરમા એક મસ્જિદની પાસેજ આ ટટાનુ સ્થાન ઉભું કરવામા આવ્યુ, અને બાંગીના બાંગ પોકારતી વખતે તથા નિમાઝ માટે ઉભા થવાની વખતે જ કરવખનના બોલતા ટુકડા માફક શંખ ફૂંકવાનુ તથા ઘંટા વગાડવાનુ શરૂ થતુ અને તેથી મુસલમાનોને નિમાઝમા ઘણી ખલેલ પડતી. આ ઉપરથી ત્યાના ખાદેમોએ કાઝી મહમદ નિઝામુદ્દીનખાન પાસે એ હકીકત જાહેર કરી ધર્મના એ રક્ષકને તેથી પોતાના ધર્મ સંબંધી ઘણું લાગી આવ્યુ, તેથી જુમ્માને દહાડે નિમાઝ પઢવા બાદ મુસલમાનોની જે જમાત (ટોળી) ત્યા હાજર હતી તેને લઇ, પગે ચાલતા તે તરફ જઇ તે (મંદિર)નો નાશ કર્યો

---

## દક્ષણના સરદાર સલાતબજંગ બહાદૂરના દીવાન રાજા રૂઘનાથદાસે પોતાના ભાણેજ હરપ્રસાદ માટે સુરત બંદરની મુતસદ્દીગીરીની માગણી કરવી; અબદુલ ગફૂર રસાલદારને હાથે રાજા તથા તેના ભાણેજનું માર્યા જવું: અને તે સાલમાં બનેલા બીજા બનાવો

---

આગળ જણાવ્યા મુજબ સુરત શહેરના બખેડા ને ટંટાફિસાદ બહુ લાંબા પહોંચ્યા, તેથી આખી દેશને ને ખાસ કરીને, પોતાના વતનમાલને

હાની પહોંચવાથી વેપારીઓ બહુ કંટાળી ગયા હતા, અને તેમાથી છૂટવાના રસ્તા તથા ઈલાજ (શોધના) માટે વિચાર રૂપી કાસદ અને અંદેશા રૂપી ખેપીઆઓને આજૂબાજૂને આસપાસ દોડાવતા હતા, અને પરિણામે એવો કોઈ સત્તાવાન માણસ હોય કે જે એ જડખોરોને જડમૂળથી ઉખેડી નાખે ને ઉથલાવી પાડે તેનો આશરો લેવો એ સિવાય બીજો રસ્તો તેમને જડ્યો નહિ, તેથી દક્ષણના સરદાર સલાબતજંગ બહાદૂરના દીવાન રાજા રૂઘનાથદાસને પોતાના મનને જે દુ:ખ થતુ હતુ તેનો કાઇક અંશ તથા માનના નુકસાનને લીધે પોતાની જે હાલત થઈ ગઈ હતી તેનું વર્ણન લખી જણાવ્યા, સંજોગ એવો બન્યો કે અમદાવાદ સૂબાના દીવાનનો પેશકાર, રાય ગંગાદાસ, - જે આ બધી અંધાધૂંધીને લીધે દીવાનીનો પોતાનો ઓહ્દો માત્ર નામનો અને ઉપલેકીઆ ભોગવતો હતો અને બેકાર હતો અને જીંદગી ગુજારવાનુ કાંઈ પણ સાધન જેની પાસે હતુ નહિ તે કેટલીક વખત થયા દક્ષણમા જઈ રાજાને મળ્યો હતો તે લેખકનો શુભેચ્છક હતો એટલે તેણે કાઇ કારણ શોધી લેખકની પ્રશસનિય રીતભાતના પ્રકરણમાથી થોડોક ભાગ ત્યા જાહેર કર્યો અને તેનામા (લેખક જોડે પીછાણ કરવાની) હોસ ઉત્પન્ન કરી અને હમારા બંને વચ્ચે પત્રવ્યવહારના દ્વાર ખુલ્યા સુરત શહેરના રહેનારાઓની વિનતી તથા ત્યા થતા દંગો ફિસાદ નિર્મૂળ કરવાને ઈરાદે રાજા રૂઘનાથદાસે, મુકરરૂલ ઉલ્હજરત નવાબ આગાન જાવીદખાન કે જેના હાથમા આખા સામ્રાજ્યનો કારભાર હતો તેની મારફતે એ બખેડાની હકીકત તથા ચકલેની ખરાબી તથા ત્યાના વતનીઓ અરજી કિર્તિવંત ધર્મધુરંધર હજૂરશ્રીની ગાદીના પાયા આગળ નિવેદન કરાવી જણાવ્યુ કે જ્યા સુધી સફદર મહમદખાન સૈયદ અચ્છન તથા તેમનો દરેકનો પક્ષ લેનાર ટોળીઓ ત્યા ચાલુ રહેશે ત્યા રુધી બંડરૂપી શખ્સને અટકાવવો અશક્ય છે

એ પ્રાતની ખરાબીનુ મૂળજ એ લોકો છે,
એમને લીધેજ દુનીઆ દુખી થઈ ગઈ છે
"જો બાદશાહ એમને દૂર કરે
તોજ આ પ્રાત એમના બખેડાથી મુક્ત થાય

વળી મુકર્રબઉલ્હજરતને લખી જણાવ્યુ કે કૃપા અને ઔદાર્યરૂપી દરબારમાથી સુરતના મુતસદ્દીની જગા પર મારા બાહોજ હુરમાદને નીમવાની મહેરબાની થાય તો એ શહેર તીર્થસ્થાને (મક્કે) જવાના દરવાજા જેવુ હોવાથી તે દરવાજાની દરવાની તે અલીમહમદખાન કે જે

અમદાવાદ સુબાની દીવાનીના ઓહદાપર નીમાયા છે, અને જેની સારી વર્ત્તણુકે પ્રજા ને રૈયતને ગરજી કરી પોતાના આભાર નીચે મુકી છે, તેને જરૂરી ને યોગ્ય સહાય આપી સોપશે અને આ આગ ઓલવશે. લેખકને આ વાતની ખબર રાય ગંગાદાસના કાગળ પરથી સમજાઈ. ત્યારબાદ ત્રણ ચાર દીવસ ભાગ્યેજ ગયા હશે એટલામા રાજાએ જે હકીકતનો પત્ર લખ્યો હતો તે પત્ર મકર્રબ ઉલ્હઝરતે (લેખકના) વકીલ રાજા રામનારાયણને હવાલે કર્યો અને કહ્યુ કે તમારો અમીન (ફુલ-લેખક) હમારો વિશ્વાસપાત્ર છે, અને પ્રાતની સ્થિતિ ને રીતભાતથી વાકેફ છે, તેની નજરમા એમ આવતુ હોય કે (એ) બદરને દક્ષણના તાબામા સોપવુ સલાહ ભરેલુ છે તો તેમ લખી જણાવે એમ તેને સુચવવુ, અને તેણે તેનો તેજ કાગળ-કે જે રાજા રૂઘનાથદાસે મોકલ્યો હતો તે (લેખકને) મોકલ્યો (લેખકે) જવાબ લખ્યો કે આખા વિશ્વને બાળી નાખે એવી આગના તે તરફ ઉડેલા ભભુકા, દક્ષણના નગદારની સહાયના પાણી વિના શમી જાય એવે સંભવ હાલ તો લાગતો નથી. સેવકનુ નામ અદર લખેલુ છે પણ તેને આ બાબતની કાંઈ ખબર નથી, તેમની આગની ઓળખાણને લીધે તેના (લેખક) થી છુપી રીતે આવુ લખ્યુ છે ટૂંકામા હરપ્રસાદના નામની મુતસદ્દીગીરીની સનદ કાઢવામા આવી રાજા રૂઘનાથદાસે લેખકને નાયબ અને રાય ગંગાદાસને પેશકાર નીમ્યા, તથા બેહજાર સવાર ને તેટલીજ સખ્યા પાયદળ અને એક હાથીની મજૂરી આપી, વરસાદની ઋતુ માથે આવતી હતી તે પૂરી થવાની રાહ જોતો બેઠો રાય ગગાદાસનો પત્ર આવ્યો કે લેખકે તૈયાર રહેવુ, કારણ ફોજ જેવી સોનગઢ આવી પહોચશે કે તરત તેને લખક આવી મળવુ પડશે પરંતુ તેવુ થાય તેને માટે ઇશ્વરેચ્છા સાનુકૂળ ન હોવાથી, અબદુલગફૂર નામના રસાલદાર અને રાજાને ચકભકાટ થતા, રાજા અને તેનો ભાણેજ બને માર્યા ગયા, અને એ વાત એટલેથીજ અટકી ( આગળ ન વધી ). તેજ સાલમા સલીમની ફેરબદલીમા જવાનમર્દખાને શેખન નામના માણસને શહેર કોટવાલ નીમ્યો. કાઝી નિઝામઉદ્દીનને માટે રિવાજ મુજબ હજૂર તરફથી ભેટ આપવામા આવેલા પોશાક તથા હાથણી આવી પહોચ્યા. તે સિવાય વઝીર ઉલ્મમાલેકની મ્હોર સાથના બે પરવાના આવ્યાઃ એક, બાદશાહી પોશાક ખરીદવા સબધે તાકીદ હુકમ, તથા બીજો શેખઅહમદ ખટુ ગંજબક્ષની દરગાહ (ઇશ્વર તેને પવિત્ર રાખે) ના મુતવલ્લી તરીકે લેખકે કામ પર દાખલ થઈ જવાનો હુકમ. દૈવીગહરય

અને જ્ઞાનથી વિભૂષિત શાહ પીરમહમદ જેઓ જામે મસ્જિદમાં રહેતા હતા અને લોકોને બોધ આપતા હતા તેઓ પહેલા જમાદી માસની સાતમી તારીખે પોતાના અસ્તિત્વના સામાનને ઉપાડી મોતના માર્ગમાં ચાલ્યા ગયા, તેમના મુરીદોએ તેમની કબર ઉપર એક ઘુમટ બાંધ્યો. ફિદાઉદ્દીનખાન જેને ત્રણ હજારી જાત તથા બેહજાર સવારની મનસબનું માન આપવામાં આવ્યું હતું ને જે થોડા વખત થયા ભરૂચ જઈને ગયો હતો, તેની જીંદગી રૂપી વૃક્ષ બીજા જમાદીમાસની ચૌદમી તારીખે પડી જતાં તે આ દુનીઆની જંજાળમાંથી છૂટયો.

ત્હારી હયાતી રૂપી વૃક્ષ વહેરવા ( કાપી નાખવા ), રાત ને દીવસ
બેધારી (આવતા જતા) કરવતની જેમ શ્વાસોશ્વાસ ખેંચતાણ કર્યા કરે છે.

રમઝાન માસની બાવીસમી તારીખે ઈડરમાં રાજા રાયસંગ આ લોકમાંથી પરલોક સીધાવ્યો. શેખનથી કોટવાળીનું કામ બરાબર ન થવાથી શવ્વાલ માસની દસમી તારીખે આગળની માફક તે કામ સલીમને સોંપવામાં આવ્યું જવાનમર્દખાનના ભાઈ સફદરખાનના અસ્તિત્વરૂપી શહેરમાં ચારે પ્રકાર (કફ, પિત્ત, વાયુ વગેરે) ના વિકાર રૂપી બગાડે દેખા દીધી અને તેના પર એકાએક હુમલો કર્યો. તે બગાડ દૂર કરવા તેની તબીયતે પ્રયત્ન કર્યો પરંતુ તેની સામે ટકી શકવા જેટલી શક્તિ ન હોવાથી નાતવાનીના બીછાના પર પોઢી શવ્વાલ માસની સત્તરમી તારીખે ચાર તત્ત્વોમાંના એક નિડર તત્ત્વે હુમલો કરી તેના ધૂળમાટીના બનેલા પૂતળાને તોડી પાડયું.

એ ચારે વિરોધી ને બંડખોર તત્ત્વો
થોડા દિવસજ મળી સંપીને રહે છે.
એ ચારમાં એક બીજા પર ફાવી જાય
એટલે ખોળીઆમાંથી વ્હાલો પ્રાણ નીકળી જાય છે.

શોક અને દિલગીરી ભરેલે મને જવાનમર્દખાને તેનો શોક પાળ્યો. આ શબ્દો તેને કાને પડયા.

નેવું વરસનો બુઢ્ઢો મરે તો તેમાં આશ્ચર્ય જેવું નથી;
પણ માણસો એમ કહે કે આ તો જુવાન માણસ મરી
ગયો છે ત્યારે તેનો શોક તીવ્ર થાય છે.

તેનો ભાઈ જોરાવરખાન શોક દર્શાવવા (ખરખરો કરવા) વીસલનગરથી શહેરમાં આવ્યો. ચાળીસમાં બાદ જવાનમર્દખાન પરગણાંનો

બંદોબસ્ત તથા જમાબંદી કરવા અને સાબરકાંઠાના જમીનદારો પાસેથી પેશકશ ઉઘરાવવા નીકળ્યો અને કાયમ કુલીખાનને શહેરમા પોતાનો નાયબ નીમ્યો. હિ સ ૧૧૬૪ ની સાલમા તે કામ પૂરુ કરી રહેના ગી માસની પંદરમી તારીખે પાછા ફરી શહેરના કારભાર મધ્યે રજુ થએના કામ કરવા માંડ્યા. મગનજી ઝા જે એનો મુખ્ય કારભારી હતો અને જેને સ્વાર્થી માણસોની વાતો સાંભળી કેદ કર્યો હતો અને જેની પાસેથી એક ભારી રકમ દંડની લીધી હતી તેને પોશાક ને પાલખી આપી આગળની માફક પાછો સત્તાપર આણ્યો. રજબ ઉલ્ મુરજ્જબ માસની બારમી તારીખે વીરમગામના દેસાઈ ભાવસીંગના ગુમાસ્તા જીતા પટેલની દોરવણીથી વીરમગામ તાબાના નળૂ ગામે પોતે ગયો તે વખતે ત્યાંના ગઢની દીવાલ માથી ઇગની બાજેની હતી તેથી તોપ બંદૂકનો મારો ચલાવ્યો. જવાનમર્દખાન લશ્કરની મદદમા ઉભો હતો તે ઉભો ઉભો તે ગામપર છાપો મારવા લશ્કરને ઉશ્કેરતો અને ઉત્તેજન આપતો હતો. અમદુલ્લા વાસે બક્ષી આગળ થવી લડતો હતો તેને ગોળી વાગવાથી તે ઘવાઈને પડ્યો, બીજા પણ કેટલાક માર્યા ગયા ને જખમી થયા. અકસ્માત્ એક બંદૂકની ગોળી જવાનમર્દખાનની જમણી બાજૂએ ડુંટીની જોડેના ભાગમા વાગી, અને તેની ચામડી પર ઘસારો પાડી ચાલી ગઈ. એ જગાને લૂટી પોતે શહેરમા પાછો ફર્યો.



## આકાશસમ (ઉચ્ચ) દરબારમાથી ભેટોનુ આવવુ, આસમાન જેવા દરવાજાની કચેરીના સેવક (લેખક) ની મનસબમા વધારો તથા બહાદૂરના ખેતાબની નવાજેશ



આ સદ્ભાગ્યપૂર્ણ સાલમા મુકર્રબ ઉલહજરત નવાબખાનમાન જાવીદખાન કે જેને નવાબ બહાદૂરના ખેતાબથી સન્માનિત કરવામા આવેલ હતો અને વારંવાર આગળ જણાવી ગયા મુજબ જે જૂના વખતથી આ સેવકપર કૃપાદૃષ્ટિ રાખતો હતો તેની ભલામણ (વિનતિ) થી પ્રભુતા અને કિર્તિપૂર્ણ દરબારમાથી, મહેરબાની ભરેલુ ચાર પોશાકની ખાસ ખિલત, જડાવ જડીત સરપેચ, મોતીની (મીનાકારીવાળી) મનાની તલવારની ભેટ આપવામા આવી, તથા મનસબમા વધારો કરવામા આવ્યો કે જે અગાઉના ઈજાફા

મળી જાતની બેહજારી ને એકહજાર સવારની બની, તથા બહાદુરનો ખેતાબ, ઝુંડો, તથા નોબતનો (હુકમ) પરવાનો મળ્યો. સાથે સાથે તેના ભાઈ તથા (લેખકના) છોકરાઓની મનસબો પણ વધારી અને વિભૂષિત તથા સન્માનિત કરવામા આવ્યા. આ નિત્ય આનંદપ્રદ શુભ સમાચાર પૃથ્વી પતિની કચેરીના વકીલ રાજા રામનારાયણના પત્રપરથી જાણવામા આવ્યા. લેખકે જવાબ લખ્યો કે આવા મ્હોટા ઓહ્દાને ઝાહેરમા નીભાવવા માટે સાધનોની જરૂર રહે છે, અને આ સુબાની સ્થિતિ અને તેનો કારભાર (આપથી) છૂપા નથી, (માટે) નવાબ બહાદુરની લેખક પ્રત્યે મહેરબાની છે તેજ બસ છે. પત્રની હકીકત તેણે રજૂ કરતા જવાબ મળ્યો કે, એ ઝાહેર અસબાબની આશા તો રહે, અને તે પણ મળશે. પોતાની મ્હોર સાથનો એક પત્ર જે સનદ જેવો હતો, તે પત્ર સાથે ખિલત, સરપેચ ને તલવાર, તથા જોડે જોડે ઝુંડો ને નોબત વકીલને હવાલે કરવામા આવ્યા ને ઘણી ટૂંક મુદતમા તે અમદાવાદ આવી પહોંચ્યા.

---

## મુકર્રબઉલ્હઝરત વલ્લખાકાન જાવીદખાન નવાબ બાહાદૂરની મ્હોર સાથના પરવાનાની નકલ તથા તે સાલના બીજા બનાવો

---

વફાગાન તથા ઉચ્ચતાના રક્ષક, પ્રભાવશાળી અને પ્રૌઢતાના શક્તિ ધારક અલીમહમદખાન ઉચ્ચ બાદશાહની કૃપા મેળવનાર થજો ! આ અરસામા અમદાવાદના દીવાનના સત્તાશાલી ઓહ્દાપર નીમાવાને લીધે, ખિલાફત ને પૃથ્વીપતિની દરબારમાથી કીમતી પોશાક, રત્નજડીત સિરપેચ, અને તલવાર, એક હજારી જાત અને સાતસો સવારનો ઈજાફો તથા બહાદુરનો ખેતાબ (લેખકને) તથા પાંચસોની જાતી મનસબ અને પચાસ સવાર તથા ખાનનો ખેતાબ મહમદરફી ને મહમદશરીફ (લેખકના પુત્રો)ને તેમજ પાચસોની જાતી મનસબ તથા પચાસ સવાર અને કાઝીમ અલીખાનનો ખેતાબ એ મંત્રીપદરક્ષક (લેખક) ના ભાઈ, મહમદ અબદુલ્લાને, કીર્તિવાન હજૂરશ્રી તરફથી બક્ષવામાં આવ્યા છે, માટે એ ઉચ્ચ દરબાર તરફથી બતાવેલા ઔદાર્ય અને કૃપા માટે આભાર દર્શાવી તે બાબતનું નિવેદન તે ઝગઝગતી પ્રકાશમાન કચેરીમાં તેમણે કરવું યોગ્ય

છે. તેમને સોંપેલા કામકાજ તેમણે પૂર્ણ સત્તા અને ખબરદારીથી કરતા રહેવું, કે જેથી તેમની પ્રશંસાયુક્ત (આધીનતા) જાહેર થાય. ચાલુ રિવાજ અનુસાર લેખકે સન્માનથી તે (પરવાના) નો સ્વીકાર કર્યો અને પોતે જવાનમર્દખાનને મળ્યો; તેણે તેને એક તુર્કી ઘોડો ભેટ આપ્યો. આ પૃષ્ઠોના લેખકે પોતાના તરફથી પાચ (સોના) મ્હોરના નોછાવર સાથે ખિલાફત રક્ષકના તખ્તની પાસે એક નિવેદન પત્ર મોકલ્યો અને બીજો એક પત્ર તેની મહેરબાની માટે પોતાનો આભાર દર્શાવવા મકર્રબઉલ્લહઝરત વલ્ખાકાન પર મોકલ્યો. લેખકના પત્રમા કરેલી લેખકની મ્હોરમા "બહાદૂર" ખેતાબ કોતરાએલો નહતો તેથી મકર્રબઉલ્લહઝરતે વકીલને તાકીદ કરી કહ્યુ કે પાટનગરમા બીજી મ્હોર સિક્કો તૈયાર કરાવી નિવેદન પત્ર પર મારી પછી તે ઉચ્ચ હજૂરથી પાસે રજૂ કરવુ. આને લીધે મ્હોર સિક્કાઓમા ફેરફાર કરવો પડયો. અકસ્માત્ એવો બન્યો કે એજ અરસામા રાજા વેણીબહાદૂર અમદાવાદની સૂબેદારીની શોધમા પડયો હતો (તેને સૂબેદારી જોઈતી હતી) અને તેણે મકર્રબઉલ્લહઝરતની મારફત રૂપીઆ પચાસ હજાર પેશકશ આપવાનો પત્ર (લખી આપ્યો હતો, તે હુંડી જેવો પત્ર, તેવો ને તેવો (લેખકના) વકીલને હવાલે કરી તને કહ્યુ કે તારા અગીલપર એ પત્ર મોકલ, અને તેને લખી જણાવ કે ઝુંડા ને નોબતના આગમનના ખરચનુ સાધન આવી મળ્યુ—જો તેની ઇચ્છા હોય તો હાલ તુર્ત પેશકશ મોકલવાની જરૂર નથી જ્યારે બની શકે ત્યારે મોકલશે તો ચાલશે. ફરતા આકાશી ચક્રને પરિણામે મરાઠાઓ તરફથી થતા હુમલાઓને લીધે આ પ્રાંતની હાલત એવી થઈ ગઈ છે કે ઘણા પરગણા ને મહાલો આખા તેમના કબજા ને તાબામા જતા રહ્યા છે, અને જે કેટલાક અડધોઅડધ ભાગ લેવાની શરતે જવાન મર્દખાન પાસે રહેવા દેવામા આવ્યા છે, તેમાથી બાકીઆ ભાગીદાર અને જિમ્મેદારે જાત જાતના વેરા ને જુદા જુદા પ્રકારના દંડ રૂપે લગભગ ચાર લાખ રૂપીઆ જેટલી સૂબાની ઉપજ ઉઘરાવી (લીધી હતી) છતા ખરચ વધી ગએલો હોવાથી અને મનસબદારોએ ગુંચવણ ઉભી કરેલી હોવાથી નથી થાણાબંદી થઈ શકતી કે નથી બંડખોર કોળીઓનો મજબૂત બંદોબસ્ત કરી શકાતો. શહેર અને પરગણાંઓની એક રાત એવી જતી નથી કે જ્યારે નિડર કોળીઓ ટોળાબંધ થઈ ધાડ પાડી લોકોના બાળકો ન ઉપાડતા હોય કે તેમના ઘરની દીવાલો નીચે સુરંગ ન ખોદતા હોય કે બજારમાની દુકાનો ન તોડતા હોય, કે ઘરવાખરો ન લૂટતા હોય કે ઘરધણી

મા તેની સ્ત્રી અને ન્હાના ન્હાના બચ્ચાઓને કેદ ન પકડતા હોય, કે જેથી તે બીચારા જુલમ વેદનાઓના રૂદન ને વિલાપ આકાશની ઉંચી ટોચ સુધી ન પહોંચતા હોય

શહેરની અંદર તથા બહાર થતા લોકોના બખેડાને લીધે,
ગરીબ રૈયત રડતી ને નિશાસા મુકતી,
સાંજથી સ્હવાર પડતા સુધીની એક પણ રાત એવી ગઈ નથી,
કે જ્યારે દરવાજામાંથી તુહાઈનો અવાજ સંભળાતો ન હોય

રાજમાર્ગ તથા ધોરી રસ્તાની સલામતી એટલી બધી વધી ગઈ છે કે સવારની શીતળ લ્હેરી રૂપી કાસદ તથા પવનરૂપી એપીઆને (તેના પર મુસાફરી કરતા) બ્હીક લાગતી તો પછી વટેમાર્ગુઓ ને મુસાફરોની તો શી હાલત થતી હશે ? દુષ્ટ (કુમાર્ગે ચાલનાર) ભોમીઓના વળાવાની મદદ વિના કાફલાઓ રસ્તો કાપતા બંધ થઈ ગયા છે, અને માર્ગદર્શક તરીકેની તેમની સહાય સિવાય એ ઘટના (મુસાફરી) નો માર્ગ ખોવાઈ ગયો છે જેનું મોત પોકારતુ હોય એવો એકાદ ડોકલ માણસ વખતે તેમને હાથ ચડી જતો, તો

તેઓ પોતાના જુલમી હાથ લંબાવતા
દ્રષ્ટાંત રૂપે, જાણે ડુંગળી તરફ નજર નાખતા હોય તેમ
એક પછી એક તેના કપડા ઉતારી લેતા,
અને પછી તેને લસણ જેવો નાગો બનાવી દેતા

એવી રીતની ઉથલપાથલ થઈ રહી છે અને વ્યવસ્થાની દોરી એવી તુટી ગઈ છે કે તે સુધરી શકે તેમ નથી તેમની ધૃષ્ટતા એટલે દરજ્જે પહોંચી ગઈ છે કે તેમના ઘાડીઆ (લુંટારૂ) સવારોની બ્હીકને લીધે લીધે સાબરમતીને કિનારે કપડા ધોનાર ધોબીઓ નિરાંતે કપડા પણ ધોઈ શકતા નથી વારંવાર એવું બને છે કે તેમના કામ કરવાને વખતે તેઓ ઉતરી આવી તેમના ધોવાના કપડાના ગાંસડા ઉપાડી લઈ જાય છે, માટે આવા વખતમાં ઓહદાઓની જવાબદારી માથે લેવી સલાહ ભરેલુ લાગતુ ન હોવાથી, તે સ્વીકારવા ના પાડું છુ જવાનમર્દખાનની તે બાબતની ખબર પડવાથી તેણે લેખકને આગ્રહ કર્યો કે તેણે મુકર્રબઉલ્હઝરત પાસે તેને માટે વસીલા (ભલામણ) ના માગણુભૂત થઈ તેનો (જવાનમર્દખાનનો) તેની (મુકર્રબઉલ્હઝરત) સાથે સબંધ કરાવી આપવો, અને સૂબેદારી તેને મળે તેવુ ફરમાન મેળવવુ લેખકને તો તે ઓહદો મેળવવાની ખાહેશ હતીજ નહિ એટલે તેણે મુકર્રબઉલ્હઝરતને લખી જણાવ્યુ કે જો સૂબે

ર્બઉલ્હઝરત તેને (જવાનમર્દખાનને) પોતાનો આશ્રિત બનાવે અને ઉચ્ચ દરબારની બક્ષેશો માટે મહાન કચેરીમાથી તેને માટે ફરમાન કઢાવી તેનુ સન્માન કરાવે તો દીયોન્તનથી (ગન્યની) સેના ઉઠાવવામા તે કસૂર નહિ કરે, અને જ્યારે જ્યારે તેને બોલાવવામા આવશે ત્યારે ત્યારે લશ્કર લઈ હાજર થશે જ્યારે વકીલની અાહેવાલ મુજબ આ હકીકત મુકર્ર્બ ઉલ્હઝરત પાસે રજૂ થઈ ત્યારે તેણે કહ્યુ કે મારી મતલબ તારા અસીલને નીમવાની હતી, પરતુ હવે જ્યારે આ પ્રકારનુ તે લખાણુ કરે છે ત્યારે મારે જવાનમર્દખાન જોડ આગલી કાઇ પીછાન ન હોવાથી, જો તે (લેખક) તેના પત્રમા લખેલા કામકાજ બદલ પોતાને માથે જવાબદારી લેવાનું લખાણુ કરી આપે, તો તેના (લેખકના ) માનની ખાતર (તે વાત) કબૂલ કરૂં. એજ અરસામા, માખીઓ ઉડાડવાની કેટલીક ચમરીઓ, જેને હિંદની ભાષામા ચૌરી કહે છે, કે જે મુકર્ર્બઉલ્હઝરતની ફરમાશ મુજબ સુખડને અબનુસના લાકડામાથી સોનેરી નકશી માથની તૈયાર કરાવવામા આવી હતી તે, બીજી કેટલીક ભેગ, અને એક જોડ સોનાના (નકશી) કામ વાળા સુખડના મોરપીછના પખા, કે જે ઘણી ઉંચી કારીગરીથી બનાવવામા આવ્યા હતા, અને જે હુજૂરશ્રી માટે મોકલાવ્યા હતા, તે આવી પહોચ્યા એ ચીજો ઘણીજ સુદર અને મોહક હતી તેથી આસમાન જેવી ઉચ્ચ દરબારના સેવકનો (લેખકનો) મોકલો વધારવાની મતલબથી મુકર્ર્બ ઉલ્હઝરતે તે પવિત્ર હુજૂરશ્રી પાસે લેખકને નામે રજૂ કરી, અને કોઈ પણ ચીજ પસદ કરાવવી જેના પાસે દુર્લભ હતી એવા બાદશાહના મનને પણ તે પસદ આવી, અને તેનાપર કૃપા તથા અનુગ્રહ બતાવી, બાદશાહી પોશાકની ચાર ખિલત, અને રત્નજડીત સિરપેચ આપવાનો હુકમ થયો, અને તે વકીલને હવાલે કરવામા આવ્યા કે જેથી તે રવાના કરી દે આટલી મુદત દર વરસે સોર' જિ નાપર મનાહાઓ લશ્કર લઇને જતા હતા અને ત્યા હેરાનગતી પહોચાડતા હતા અને તેને લીધે જવાનમર્દખાનને તે બાજૂ પેશકશ ઉઘરાવવા જવાનો પ્રસગ મળતો ન હતો, તેણે જોયુ કે કેટલાક કારણોને લીધે તેમજ દામાજી ગાયકવાડ અને બાલાજીરાવ પેશવા વચ્ચે સૂબાની વહેચણી સબધી વાતચીત (તકરાર) ચાલતી હોવાથી આ અરસામા તેમણે આ તરફ ફોજ મોકલી ન હતી, અને તેથી ખરેખરો લાગ આવ્યો છે એટલે કાયમકુલીખાનને શહેરમા પોતાનો નાયબ નીમી પવિત્ર ઝિલકદ મહીનાની સત્તાવીસમી તારીખે જવાનમર્દખાન તે તરફ જવા નીકળી પડયો અબુલમોહસિનખાન, કાપડ

ખાતાના મહાલના કરોડીને સંપૂર્ણ અધિકાર આપવા બાબતનું વઝીર ઉલ્ મમાલેકની મહોર સાથેનું ફરમાન લેખકના નામનું આવ્યું. હિ. સ. ૧૧૬૫માં પહેલી ઘોઘાબારા ને ગે હિલવાડની દિશાએથી પેશકશ ઉઘરાવતો જવાનમર્દખાન કાઠીઆવાડ તરફ ચાલ્યો, અને ઈસ્લામનગર ઉર્ફે નવાનગર જઈ પહોંચી ત્યાંની સ્થિતિ તથા સમયને અનુસાર જે પેશકશ મળી તે લઈ પહેલા રબીમાસની ત્રેવીસમી તારીખે પાછો ફરી શહેરમાં પેઠો. ખંભાત બંદરના મુતસદ્દી મોમિનખાનને ગાયકવાડના પ્રતિનિધી જોડે હંમેશ તકરાર થયા કરતી હતી; તેને જ્યારે ખબર પડી કે મરાઠાઓને મળેલા સૂબાની વહેંચણ બાલાજીરાવ પેશવા ને દામાજી ગાયકવાડ વચ્ચે થઈ ગઇ છે ત્યારે તેણે પોતાના પેશકાર બ્રિજલાલને પેશવા પાસે મોકલ્યો અને એવી માગણી કરી કે ખંભાત બંદરનો હિસ્સો પેશવા રાખે એવો ઠરાવ કરવો અને તેના પ્રતિનિધીને લઈ આવવો. તેની મરજી મુજબ અમલ થયો અને પેશવાના નાયબે આવી પોતાનું કામ સંભાળી લીધું.

## ખાલસા શરીફા તરફથી ભરૂચ પરગણાના ફોજદાર તથા આમેલ (વહીવટદાર) તરીકે નેક આલમખાનનું નીમાવું

પૂર્વે આશ્ચર્યપ્રદ લેખણી મારફતે, મહારાજા અભેસિંહના અધિકારના સમયનુ વર્ણન કરતા, ભરૂચ પરગણા તથા જંબુસરના ફોજદાર અબદુલ્લાબેગે નિઝામ ઉલ્મુલ્ક આસફજાહનો વસીલો શોધેલો, તેને મનસબ તથા નેકઆલમખાનનો ખેતાબ મળેલા, અને ત્યાંનો કારભાર કરવા તે નીમાયો હતો એ હકીકત લખાઈ ગઈ છે. અબદુલ્લાબેગને ઈશ્વરે ઉછીની આપેલી જિંદગી તેણે તેને પાછી સોંપી દીધા (તેના મૃત્યુ) બાદ તેના છોકરા મિરઝાબેગને, તેના મરહૂમ બાપની જગાએ ફોજદારીની મનસબ ને તેનો ખેતાબ, અને તે ઓહ્દાના અધિકારનો પોશાક મોકલવામાં આવ્યાં અને તેના ભાઇ મોગલબેગને યોગ્ય મનસબ, તથા ખેરતલબખાનનો ખેતાબ આગળી માફક આપવામાં આવ્યા. આસફજાહના ગુજરવા બાદ નાસેરજંગ દક્ષણની સરદારીપર બહાલ થયો. તેણે નવેસરથી ખબરપત્રીઓ અને પોતદારની નીમણુકોના લેખીત હુકમો કાઢવા માંડયા. આસમાનનું ચક્ર થોડું ફર્યા બાદ નાસેરજંગનું દગાથી ખૂન થયું અને દક્ષણની સરદારીની બાબતમા ખલેલ પડી. પરગણાંઓની ઉપજ આવે તેમાથી જરૂરી

અને અનિવાર્ય ખરચ બાદ કરી બાકીની રકમ હજુરથી તરફ મોકલવી જોઇતી હતી. નેકઆલમખાનને આ વખતે લાગ મળી જવાથી તેણે એક સચોટ તદબીર રચી કે જેથી ભવિષ્યમાં તેને કોઇને એક રાતી પાઈ પણ આપવી ન પડે, અને કોઇની ભાગીદારી સિવાય તમામ ઉપજ પોતાના તાબા ને કબજામા લઇ શકે. આને માટે રાજ્યના મુખ્ય કારભારીઓ જોડે તે મળી ગયો અને મુકર્રબ ઉલ્ હઝરત નવાબ બહાદૂર મારફતે બે હઝારી-જાતી પાંચસો સવારની મનસબ, નેકઆલમખાનનો બહાદૂર ખેતાબ, અને ખાલસા શરીફાની કચેરીમાંથી (બે બે) પરગણાઓની સનદ મેળવી લીધાં, તથા સિબંદી લશ્કરના ખરચનું તથા મરાઠાઓના હિસ્સાનુ બહાનું (આધાર) બતાવી જમેઉધાર પાસા બરાબર કરી નિરાતે બેઠો.

## બાલાજીરાવ પેશવાનો સૂબામાંનો ભાગ દામાજી ગાયકવાડને આપવાનો ઠરાવ થવો : પેશવાના ભાઈ રૂઘનાથરાવનું સુરત બંદરે આવવું, તેના નાયબનું (અમદાવાદ) શહેરમાં કામે લાગી જવું, તથા તે સાલના બીજા બનાવો

આ સાલમા સૂબામાનો મરાઠાઓનો હિસ્સો બાલાજીરાવ પેશવા અને દામાજી ગાયકવાડ વચ્ચે અડધો અડધ વહેચી લેવાનો ઠરાવ થયો, અને પેશવાનો ભાઈ રૂઘનાથરાવ એક મ્હોટા લશ્કર સાથે અને દામાજી (બંને) આ બાજૂ તરફ આવ્યા, અને સુરતથી ચાર કોસ દૂર આવી પહોચી કોટની સામે મોરચા બાધ્યા. ત્યાનો મુતસદ્દી સફદર મહમદખાન કોટ ને કિલ્લાનો બચાવ કરવામા ગુંથાયો, અને તેમને મારી હઠાવવા હાથ આગળ કરી, તેમને અટકાવવારૂપી ઢાલ માથાપર ધરી, યુદ્ધ તથા લડાઈ માટે તૈયાર થઇ ગયો. સુરત તાબાના પરગણા તથા નર્મદા અને મહી નદીની પેલી પારનો મુલક કે જે કોઇ બીજાની ભાગીદારી વિના આખો ને આખો-દરોબસ્ત-દામાજીના તાબા તથા કબજામા હતો, તે મુલકમાનો જે ભાગ, તેમની વચ્ચે વહેંચણીનો કરાર થયો હતો તે કરાર મુજબ તેને મળ્યો હતો તેમા પોતાને મળેલા સુરત, નર્મદા ને મહીના પરગણામા રૂગનાથ-રાવે પોતાના વહીવટદારો ને ફોજદારો નીમ્યા, અને શહેરના મહાલો અને બીજાં પરગણાઓ કે જેમા મોગલો જોડે ભાગ હતો તે પરગણાં બાબત

વાતચીત કરવા, પ્રતિનિધિઓ મોકલવા અને ગાયકવાડના અડધા હિસ્સા બાબતનું કામકાજ દીનકર પંડીતને કરવા દેવા બાબત જવાનમર્દખાનને તેણે (રૂઘનાથરાવે) લખી જણાવ્યું. તે લખાણ મુજબ પહેલા જમાદી માસની અઢારમી તારીખે, મરાઠાઓની આમલતમાં દીનકર પંડીતને, સેવકરામ જે દામાજીના નાયબ તરીકે શહેરના મહાલો તથા હવેલી પરગણામા કામ કરતો હતો તેની જોડે જોડી આપ્યો, અને પ્રતિનિધિઓ મોકલવાની ગોઠવણ કરતો હતો. એટલામાં રૂઘનાથરાવ કાંઈ પ્રસંગે પોતાના વતન તરફ પાછો ફર્યો હતો એવી ખબર સાંભળી, તે કામ પોતે મુલતવી રાખ્યું. દામાજીના નાયબ સેવકરામની ફેરફારીમાં સયાજી ધનગર તેની જગાએ નીમાઈ આવ્યો. જવાનમર્દખાને પોતાના કારભારીઓ જીવણરામ તથા મંગળજીને તેને આવકાર આપવા મોકલ્યા અને તેઓ તેને શહેરમાં લઇ આવ્યા. તેણે પોતાના માણુસો તથા નાયબોની મહાન શાબાન માસની સત્તરમી તારીખે નીમણુક કરી; ત્યારબાદ થોડા દીવસ રોકાઈ પોતાના છોકરાને પોતાના નાયબ તરીકે રાખી પાછો વડોદરે ચાલ્યો ગયો. પેશવાના ભાગની ઉપજ વસુલ કરવા મકતાસદાર તરીકે કૃષ્ણાજી આવ્યો અને શુભ મુહુર્ત આવતા સુધી રાજપુરમા રહ્યો. રમઝાન મહીનાની અગીઆરમી તારીખે પોતે શહેરમા દાખલ થઇ જવાનમર્દખાનને ભળ્યો, અને તેના તરફથી એક ખિલત, સોનાની સાકળી તથા પાલખી ભેટ તરીકે લઈ, પોતાને કામે લાગી ગયો. સુબાનો સદર, મહમદ મુનવ્વર ઉદ્દીનખાન જે આથાર પૂર્વે દક્ષણ તરફ ચાલ્યો ગયો હતો તે પાછો આવ્યો. આગળ જણાવ્યા મુજબ જવાનમર્દ ખાનને સુબા તરીકે નીમવાની મુકર્રબ ઉલ્‌હુઝરત જોડેની વિષ્ટિ (વાતચીત) પાર ઉતરી હતી અને ખરચ માટેની હુંડીઓ હજુરશ્રી પાસે આવી ગઈ હતી, એટલે ઉચ્ચ બાદશાહી ફરમાન લખી કાઢવા માટે પત્રવ્યવહાર કરનાર ખાતાને (કચેરીને) મન્જુરી આપવામાં આવી અને ભેટોની યાદી પણ લખાઇ ગઇ હતી. પરંતુ અદૃષ્ટના કારખાનામાં વિધાતાની કલમથી કાંઇ બીજોજ તાકીદ હુકમ લખાએલો હોવાથી, વઝીર ઉલ્ મમાલેક સફદરજંગે પવિત્ર ઝિલકદે માસની અઢારમી તારીખે, મુકર્રબ ઉલ્ હુઝરત નવાબ બહાદૂરને કાંઇ રાજ્ય પ્રકરણી પ્રશ્ન સંબંધે મસલત કરવી છે એવે બહાને પોતાને ઘેર બોલાવી દગાથી મારી નાખ્યો, તેથી ફરમાન લખાવાનું તથા ભેટો આપવાનું કામ ઢીલમા પડ્યુ. ઉચ્ચ દરબારના કારભારીઓએ રાજા રામનારાયણપરના વિશ્વાસને લીધે ખરચની રકમ લીધી ન હતી તેથી હુંડીઓ (વટાવ્યા વગર) એમની એમ પાછી આવી, અને તે

જવાનમર્દખાનને પહોંચાડી દેવામાં આવી. કાઝી નિઝામઉદ્દીનખાન ઝિલકદે માસની અગીઆરમી તારીખે પરલોકની અદાલત તરફ સીધાવ્યા, તેથી શરીઅતનું કામકાજ કરવા માટે, જવાનમર્દખાને, રમઝાન ઇદને દીવસે તેના ભાણેજ ફેઝલઉલ્લાને પોશાક આપી, નીમી દીધો. ગુલામહુસેનખાનના ગુજરી જવાથી સુબાની બક્ષીગીરી તથા ખબરપત્રીની જગાઓ મહેરઅલીખાનના પુત્ર અઝીઝ ઉદ્દીનમહમદખાનને આપવામાં આવી, પરંતુ તેને અંગે ન રહી હતી બાકી એકે મનસબદારી કે ન રહી હતી બાકી એકે જાગીરદારી કે જે બક્ષીને આપી શકાય, તેમ ન તો કોઇને બાદશાહની બ્હીક રહી હતી કે જેથી ખબરપત્રીનો કોઈ ભાવ પૂછે: એ ઓદ્ધાઓનું તો માત્ર નામ રહ્યું હતું કે જે પણ ભુસાઈ ગયુ. હિ. સ. ૧૧૬૬માં પેશવાને ભાગે આવેલા તાલુકાના જમીનદારોની જમાબંદી કરવા તથા પેશકશ ઉઘરાવવા બાલાજીરાવ પેશવા તરફથી પાંડુરાવ પંડીત લશ્કર લઇ મહી નદી ઉતરી ખંભાત તરફ ગયો. ત્યાના મુતસદ્દી મોમિનખાન, સાવચેતી તથા દુરઅંદેશી વાપરી, કોટ કિલ્લાના બચાવનો બંદોબસ્ત કરી તેને મારી હઠાવવા તથા અટકાવવા તૈયાર થઇ ગયો. પાંડુરાવે શુભેચ્છક મસલાહકારોને મોકલી કહેવડાવ્યું કેઃ–

(લેખકનો બનાવેલો દોહરો)

મારે ત્હારી જોડે દુશ્મનાઇ કેળવવાનો વિચાર નથી  
તો તું શા માટે લડાઇની સામગ્રી તૈયાર કરે છે ?

કેટલીક આવજાવ ને વાતચીત બાદ તેમણે શત્રુતાને મિત્રતામાં ફેરવી નાખી, અને એક બીજાની મુલાકાત લીધી, ને ચોરાસી પરગણાના ઘાસ દાણા ખાતે રૂપીઆ સાત હજાર આપવાનું ઠરાવ્યુ. મામૂલી પોશાકોની પરસ્પર ભેટો અપાયા લેવાયા બાદ તેમણે એક બીજા પાસથી વિદાય લીધી. પંડીતની માગણી મુજબ મોમિનખાને ચાર તોપ અને તકીબેગખાન જે ફ્રુષ્ણદીલાના સાથીઓમાથી ખંભાતમા રહી પડયો હતો તેને સવાર ને પ્યાદાની એક ટુકડી આપી તેની જોડે જવા નીમી આપ્યો. ત્યાથી કુચ કરી પાંડુરાવ શહેરની હદમા આવી પહોચ્યો, અને કાંકરીઆ તળાવની પાસે મુકામ નાખ્યો. જવાનમર્દખાને શહેરના દરવાજા બંધ કર્યા ને કોટ ને કિલ્લાના બચાવ તથા સંરક્ષણના પગલા લેવા તથા મોરચા બાધવા મંડી ગયો. નપનપુરની ગદી કે જે તેમની સામેજ આવેલી હતી ને અનુભવી સિપાઈઓના હવાલામા સોંપી સલાહ ને યુદ્ધ માટે તૈયાર થઈ બેઠો.

ખંભાનથી પોતાની જોડે જે તોપો દક્ષણીઓ લાવ્યા હતા તેને મોખરે રાખી, તોપ બંદૂકનો મારો શરૂ કરી તેમણે હુમલો કરવા માડયો.

યુદ્ધના અનુભવી પુષ્કળ સવારોએ
કીનો લેવા માટે યુદ્ધક્ષેત્રપર દોડવા માડ્યુ

થોડાએક દીવસ યુદ્ધરૂપી ચક્કી ફરતી રહી ને કેટલાએક મરાયા ને ઘવાયા. પાંડુરાવ પંડીતે કાંકરીઆ તળાવથી કુચ કરી ચાર ગાઉ પર આવેલા મોજે નિકોલ, જે સુબાની દીવાનીમા આવેલી શરતી જાગીરનું ગામ હતુ અને જે આ લેખકના તાલુકા (તાબા)મા હતું ત્યા જઇ મુકામ નાખ્યો મગદાઓના જુલમરૂપી ત્રાસનો હાથ ત્યા લંબાયો અને કેટલા એક લૂંટાયા. ત્યા બે (દીવસ) મુકામ કરી તે પોતાને અસલ મુકામે પાછો ફર્યો, અને સુલેહનો સંદેશો મોકલ્યો. જવાનમર્દખાને જીવણરામ તથા મગળજી ઝાને મોકલ્યા તેઓ ત્યા બે રાત ને દીવસ રહ્યા અને ખાલ્સે કરવાને બહાને તેમને (મરાઠાઓને) થોડી રકમ આપવી અને એક ઘોડી આપવી એવો ઠરાવ કરી સલાહ કરી. ત્યાર બાદ તે સોરઠ તરફ ચાલ્યો ગયો.



## જવાનમર્દખાનનું જમાબંદી કરવા તથા પેશકશ ઉઘરાવવા નીકળવું: બાલાજીરાવના ભાઈ રૂઘનાથરાવ તથા દામાજી ગાયકવાડનું આવવું ને શહેરને ઘેરો ઘાલવો; તેમનાપર હુમલો કરવા માટે જવાનમર્દખાનનું આવવું, લડાઈ કરવી, તથા શહેર સોંપી દેવું અને તેનો (તાલુકો) કબજે પેશવા પાસે જવો



પાંડુરાવ પંડીતની બાબતમા મન નિશ્ચિંત કરી તેના રવાના થયા બાદ ખેતરોમાથી દાણો ખમેડવાની, લણવાની ને કાપવાની મોસમ આવતી હોવાથી પરગણાની જમાબંદી કરવા તથા સાબરકાંઠાના જમીનદારો પાસથી પેશકશ ઉઘરાવવા પોતાના સાથી મહમદ મુબારિઝ શરવાનીને ભદ્રના કિલ્લાનુ સંરક્ષણ કરવાનું સોંપી, જવાનમર્દખાન પોતાના ભાઇ જોરાવરખાનને સાથે લઇ, તોપખાનાની સામગ્રી સાથે શાહીબાગ પાસે આવી છાવણી નાખી પડયો. બાળાજીરાવના ભાઇ રૂઘનાથરાવનો વિચાર એક

મ્હોટું લશ્કર લઇ આ બાજૂ આવવાનો થાય છે એવો અવાજ એ અર-સામા કાને આવેલો હોવાથી, લાંબો વિચાર કરનાર અને દીર્ઘદૃષ્ટિથી જોનાર કેટલાક માણસો કે જેમણે એ ખબર–કે જે સાચી પણ હોય કે ખોટી પણ હોય તે–સાભળી, જાહેર કર્યું કે સમય વર્ત્તી જઈ પોતે શહેરમાં રોકાઈ જઇ જોગવરખાનને એ કામપર મોકલે તો તે બહેતર અને સલાહ ભરેલું થઇ પડશે. પરંતુ ઇશ્વરે બીજુજ ધારેલું અને વિધાતાના ચોપડામાં તેની બરતરફીનો લેખ લખાઈ ગએલો હોવાથી, તે સલાહ તેના મનમાં ઉતરી નહિ, અને પોતે જવાબ આપ્યો કે અહીથી પાત્રીસ ચાળીસ કોસની આસપાસમાંજ હું રહીશ, જો તેનાથી દૂર જવાનો પ્રસંગ ઉભો થશે તો મારા ભાઇને મોકલી હું પાછો ફરીશ.

આંખને પૂછ્યુ, કે વિયોગના સમયમાં તું કેમ જોઇ
શકતી નથી ?
તેણે કહ્યું, કે જ્યારે કઝા (વિધિ) આવે છે,
ત્યારે આખ આધળી થાય છે એ ત્હેં નથી સાંભળ્યુ ?

અને કૂચ કરી ચાલી નીકળ્યો અને પેશકશ ઉઘરાવતો પચાસ કોસ દૂર પાલણપોરની સરહદપર પહોચી ગયો. અકસ્માત્ ત્યાના ફોજદાર મહમદ બહાદૂર જોડે મુલાકાત થતા તેણે શીરોહી જીલ્લાના ગામડારૂપી લીલી વાડીઓ લૂંટવાની સૂચના તેની આગળ મૂકી તેને તે લોભમા નાખ્યો. વળી વિધિએ માવચેતી ને સાવધપણાની લગામ જવાનમર્દખાનના હાથમાથી લઇ લીધી, અને ખેંચતી ખેચતી તેને સો કોસ દૂર લઇ ગઇ. દરમ્યાન દામાજી ગાયકવાડની સાથમા રૂઘનાથરાવ એક મ્હોટું લશ્કર લઇ હમેશનો (ધોરી) રસ્તો છોડી બીજે માર્ગે આ તરફ આવતો હતો તે આવી પહોચ્યો, અને તેના આવવાની તથા નર્મદા પાર ઉતર્યાની ખબર એકાએક શહેરમા આવી, અને તેથી એકની પછવાડે બીજો એમ ઝડપી કામદો ચાલુ ને સતત્ જવાનમર્દખાનને ખબર પહોચાડવા માટે દોડાવવામા આવ્યા કોટના દર-વાજા બંધ કરી ઇટથી ચણી લેવામા આવ્યા.

કોટના દરવાજા બંધ કર્યા
અને લડાઈના દરવાજા ખોલ્યા.

પરાંવાસીઓ અને આસપાસ ને પરોશના ગામડાઓની પ્રજા અને રૈયત પોતાની પરવાખરી ને સરસામાન, બૈરાં ને છોકરા સાથે, બ્હીના બ્હીતાં ને કાંપતા કાંપતાં શહેર તરફ આવવા નીકળી પડ્યા, અને શહેરના કોટને ફરતી દીવાલોનો આશરો લીધો. જવાનમર્દખાન પાછળ મૂકી ગયો

હતો તે લશ્કરની સંખ્યા કમી હોવાથી કાયમકુલીખાને નવા સિપાઇઓની ભરતી કરવાની શરૂઆત કરી, કોટ ને બુરજનો બચાવ કરવા, કાગળપરની તોપની બાગીઓ આગળ તેમને ગોઠવી દીધા. સવારોની એક ટૂકડીને કોટના અંદરના ભાગમા રાત્રે રોન ફરવા નક્કી કરી દીધી, જેથી "જાગતા રહો", "હુંશીયાર રહો", એ શબ્દોના અવાજ કોટના બચાવના બુરજોપરથી સંભળાવા માડ્યા. રૂઘનાથરાવને ખબર પડી કે શહેરમા જવાનમર્દખાન તથા લશ્કર હતા નહિ, એટલે તે સમજ્યો કે તેનાં સુભાગ્ય ને નસીબ તેને યારી આપે છે, અને તેથી તેણે તેને શુભ ચિહ્ન ગણ્યું, અને તોફાની ઝંઝાવાત અને ચમકતી વીજળીને વેગે આ બાજૂ તરફ આવવા માડી બે મજલને એક કરી મહી નદી પાર ઉતરી પડ્યો, તથા લશ્કરના એક ભાગને મોખરાની ટૂકડી તરીકે સુખદેવ પરેવની સરદારી નીચે આગળ મોકલી દીધો. દામાજીરાવ ગાયકવાડના પત્ર મુજબ નડીઆદના તાલૂકદાર કુશાજીએ શહેરપર છાપો મારવાને ઇરાદે, સાંજને વખતે નીકળી, બીજા રબી માસની સત્તરમી તારીખની રાત્રે શહેરથી બે કોસ દૂર આવેલા મોજે મહમૂદાબાદલોકરી લૂટી ત્યા છાવણી નાખી, અને બીજે દહાડે રાજપૂર અને બહેરામપૂરપર ધાડ પાડી, મોજે કોચરબ, જેની અને શહેરની વચ્ચે વહેતી નદી સાબરમતી જેટલુંજ માત્ર અંતર છે, ત્યા આવી પહોચી તેને લૂટ્યુ, અને માત્ર લૂટીનેજ સંતોષ ન પામતા વેરના અગ્નિથી બાળી મૂકી, ત્યા મુકામ નાખ્યો. જ્યારે સુખદેવ પરેવ મોજે ખેડે આવી પહોચ્યો ત્યારે ત્યાનો વતનદાર મહમદ હોસન વલદે મહમદ બાબી આવી તેને મળ્યો અને તેની સામમા ચાલી નીકળ્યો, રૂઘનાથરાવ પણ તેને આવી મળ્યો, અને તેમની સાથે આઠમી તારીખને સોમવારે સૂર્યાસ્તે ત્રીસ ચાળીસ હજાર સવાર સાથે કાંકરીઆ તળાવ પર મુકામ કર્યો. બીજે દહાડે હઝરતશાહ ભીખનની દરગાહ (ઇશ્વર તેને પવિત્ર રાખો)ની નજદીક શહેરની દક્ષિણે સાબરમતીને કિનારે છાવણી નાખી શહેરને ઘેરો ઘાલવા માટે લશ્કરની વહેચણી કરી.

ઘોડાના ડાબડાથી પૃથ્વી થરથરવા લાગી.

સિપાઇઓના પગની ઉડતી ધૂળથી આસમાન આજેજ થઇ ગયુ

શહેરના ઉત્તર ભાગની જવાબદારી દામાજી ગાયકવાડના માથા પર તથા તેના પ્રયાસ પર નાખવામા આવી એટલે તેણે અબદુલ્લા હાજીપરામાંપોતાનો મુકામ રાખ્યો. પૂર્વ બાજૂ પર કાંકરીઆ તળાવનો કાંઠો

અને તેણી તરફનાં પરાં ગોપાળ હરીને હવાલે કરવામાં આવ્યાં, તથા પશ્ચિમ અને દક્ષણ બાજુની જુમ્મેદારી પોતે તથા બીજા સરદારોએ રાખી.

સિપાઈઓએ શહેર ફરતું વર્તુળ બાંધી દીધું
જેવી રીતે ચંદ્ર ફરતું કુંડાળું (વર્તુળરૂપે) રહે છે તેવું.

નાના મ્હોટા મોરચા બાંધવા, ચોતરા બનાવવા તથા સુરંગો ખોદવાના હુકમ અપાઈ ગયા. કીડીઓ ને તીડોના ટોળાંની માફક દક્ષણીઓ આસપાસ ને આજૂબાજૂ પથરાઈ ગયા અને શહેરને લૂંટવા માટેની પૂરેપૂરી આકાક્ષાના દાંત ઘસી તીક્ષ્ણ કરી, રાત ને દહાડો, ખાવું, પીવું, ઉંઘવું કે આરામ લેવો હરામ (વર્જ્ય) ગણી, વિજયનાં બારણા કેવી રીતે ખોલવાં તેનો ઇલાજ શોધવા મંડી ગયા. તેમણે હજુ પોતાની છાવણી માટે બચાવકામ ઉભાં કર્યાં નહતાં, તેમજ પોતાના રક્ષણ માટે કાંઈ વ્યવસ્થા કરી ન હતી એટલે કોટના બુરજપરથી તેમનાપર છૂટતા ગોળા તેઓ આઘેથી આવતા જોતા કે તરત વિખેરાઈ આવા પાછા થઈ જતા.

નિરાતને છૂપાઇ જવું પડ્યુ,
આગમની બત્તી બુઝાઈ ગઈ.

જવાનમર્દખાનને ખબર આપવા જે કામદોને દોડાવવામા આવ્યા હતા તેઓ, તે ઘણે દૂર હોવાને લીધે, તેમજ કેટલોક વખત સુધી તો તે કઇ જગાએ છે તેની ચોક્કસ ખબર નહિ મળી શકવાથી દરેક જણ જેમ પોતાને સુઝયુ તેમ તેને શોધવાને ગમે તે રસ્તે ને ગમે તે નદીપાર ઉતરી પડયો. હવે સીરોહી જિલ્લામાથી ને પાછો ફરી ઉપલાણાને રસ્તે થઈ થગદ અને રાણાબાદ કે જે શહેરથી આશરે એંશી કોસ દૂર આવેલાં છે તેણી તરફ મુકામ નાખી પડયો હતો માંડણ નામનો શહેરનો એક મુખ્ય માણસ કે જે જલદી મુસાફરી કરવા અને રસ્તો કાપવામા એક્કો હતો અને જે રૂઘનાથરાવના કાંકરીઆપર આવી મુકામ કરવા બાદ ત્યાંથી રવાના થઇ તેની (જવાનમર્દખાનની) ભાળ મળવાથી તેને આવી મળ્યો હતો તેણે બધી હકીકત જાહેર કરી. એ સમાચાર સાભળતાજ જવાનમર્દખાન લાંબી કૂચ કરી રાધનપોર આવી પહોચ્યો અને તોપખાનું, આરબો અને રોહીલાઓની ટુકડીઓ, બીજા પ્યાદા તથા જેમના ઘોડાઓ એકદમ કૂચ કરી છાપો ન મારી શકે એવા સવારોને, તથા છાવણીની સામગ્રી તથા બીજા સામાનને, તેમજ છોકરાઓને પોતાના ભાઈ જોરાવરખાન જોડે પાટણ શહેર તરફ રવાના કરી દીધાં, અને ચપળ, ત્વરાથી ઘોડા દપટાવનાર, પવનની ઝડપથી જનાર આશરે બસેં સવાર વીણી

ને ચૂંટી કાઢી, સવારના વાયુ પાસથી ઝડપ ને ત્વરા માગી લઈ પોતે રસ્તે પડયો.

> ઘોડા દોડવાનો અવાજ ઠેઠ ચંદ્ર સુધી પહોચી ગયો,
> રસ્તે ને કસ્તે ધરતી હાલી ઉઠી.

દીવસ પૂરો થતા તેઓ કડી કસબા સુધી આવી પહોચ્યા, અને ચોપગા પ્રાણીઓને આરામ તથા રાહત આપવા અને માણુસોની જરૂરીઆતો અદા કરવા રાતનો એક પહોર જતા સુધી ત્યા મુકામ કરી, દરેકે બખ્તર પહેરી દેવું એવો હુકમ કરી પાછો ઝપાટાબંધ ચાલી નીકળ્યો, અને ઘોડાઓની લગામ છુટી મૂકી પાણીના પૂરને વેગે અમદાવાદનો રસ્તો લીધો, ને જુમ્મા રોજે બારમી તારીખે હજુ તો આસમાની (રંગના) કિલ્લાના ચોકીદારોમાથી કેટલાક ઉંઘતા હતા ને કેટલાક જ જાગતા હતા તે અરસામા ત્યા આવી પહોચ્યો.

> સોનેરી લશ્કરવાળા (આ) બાદશાહે જ્યારે પરોઢ વખતે
> પૂર્વ દિશાએથી પોતાના ઢોલ ને નિશાન બહાર કાઢયા,
> જ્યારે રાત્રે જાગરણ કરનારાઓએ બત્તી બુઝાવી નાખી,
> જ્યારે નિદ્રાની ઘેનછા ભેજામાથી દૂર થઇ,
> ત્યારે–તે વખતે–ભયંકર (પાણીના) પૂરની માફક
> સાબરમતીને કાઠે એકાએક આવી પહોચ્યો.

અને જો કે ગાઝીઉદ્દીન હુસેનના બાગ પાસે શત્રુએ મોરચા ઉભા કર્યા હતા છતા ભદ્રના કિલ્લાની સામે આવેલા સીમલીને તડે (ઓવારે)થી નદી ઉતરી, અંદર આવ્યો અને લશ્કરને હીમત મળવાનુ તથા શહેરવાસીઓના ઉંચા મનને નિરાતનુ કારણ થઇ પડયો. રૂધનાયરાવને જવાનમર્દખાનના આવી પહોચવાની ખબર થતા તે બાજૂના મોરચાપર રાખેલા માણુસોની ગફલતી તથા બીનસાવચેતીથી તેમ થએલુ હોવાથી તેમને સખત ઠપકો આપી તેમની ઝાટકણી કાઢી, બીજે દહાડે એટલે તેરમી તારીખની રાતે થોડા નવા માણુસોની એક નવી ટૂકડી ત્યા મૂકી. કાયમકુલીખાન જે (પોતાના લશ્કર સાથે) કોટના બુરજ ને ગઢના સરક્ષણુ અને બચાવની કોશેશ કરી રહ્યો હતો તેના મનને જવાનમર્દખાનના આવી પહોચવાથી નિરાત થઇ. આખી રાત ઉજાગરા કરવા પડતા હોવાથી તથા રાત્રે જાગતા રહેલું પડતું હોવાથી તેમની સૌની તબીઅતપર શિથિલતા ને સુસ્તીએ હુમલો કર્યો હતો, તેથી તેઓ રાતની નિમાઝ પઢી ન શકયા હતા કે

નિમાઝ વખતે તેની ઉઠ બેસની વિવિધ ક્રિયાઓ (કુઉદ–રકૂદ) કરી શકયા ન હતા, તેથી તેનો ખંગ વાળવાનો ઈરાદો કરી, ભૂલનો સિજ્દો કરવા તેમણે માથું નમાવ્યું, સાવચેતી ને સાવધતા વીસરી ગયા, અને ઉંધે મ્હોડે સૂઈ જઈ ગફલતીની ઉંઘમા ઘોરવા માડયા.

આકાશી નિજમંદિરની બત્તી જ્યારે ઓલવાઇ
ત્યારે અંધારી રાતની લગામ (આકાશના હાથમા) પકડાઇ;
સોનેરી એડવાજો સૂર્ય (સવાર) નીચો નમી ગયો,
ચોકીદારોના માથા ઉંઘથી ભારે થઇ ગયા.
ડામરથી રંગેલી કાળા કોડા જેવી (તે) અંધારી રાત (હતી)
જેમા ન દેખાય મંગળ, કે શની કે બુધ.

પોતાના સાથીઓ પણ મુસાફરીની અથડામણથી થાકી ગએલા હોવાની વાત ધ્યાનમા રાખી, તેમાથી કોઇને જવાનમર્દખાને બચાવ કે સંરક્ષણના કામપર નીમેલો ન હતો. દક્ષણીઓ તો લાગ જોયાજ કરતા હતા, અને છૂપો હુમલો કરવાની તક મેળવવા છીદ્ર શોધવા માટે કલ્પનાના ફાનસમા બત્તીના પડતા પ્રતિબિંબ માફક શહેરની કોટરૂપી બત્તીની આસપાસ ફર્યા કરતા હતા. તેમનુ ટોળુ ફરતુ ફરતુ શહેરની પૂર્વે આવેલા કાળુપૂર દરવાજા આગળ આવી પહોચ્યુ. અને જોયુ તો ત્યા મુડદાના મહોલ્લા જેવી શાંતિ દેખાઇ અને "જાગતા રહો," "જાગતા રહો," એવા અવાજ કે બૂમ વિનાનો તે દરવાજો માલમ પડયો સાવચેતી વાપરી સાવધ રહી, ગમે તેટલી ચોરી છૂપીથી તેમણે કાન માડયા, તોપણ ઉંઘતા માણસોના નસકોરામાથી નીકળતા ઘોરવાના અવાજ સિવાય બીજું કાંઇ તેમના કાનના દ્વારમા પેઠું નહિ. આ દૈવી ઘટના જોઇ તેમને એમ લાગ્યુ કે તેમનુ નસીબ જાગતું હતું અને સમય મદદગાર થતો હતો, એટલે ત્રણ બુરજપર તેમણે સીડીઓ ગોઠવી. પરંતુ તેમાની કેટલીક તેમની જિંદગીની સીડીના જેવી ટુંકા પગથીઆવાળી હોવાથી તેમણે કોટના કાંગરા ખોદી નાખવા ને તોડી પાડવા માડયા.

એકે બાખેરૂં કરી કોટની દીવાલને નીચી પાડી
અને તે છીદ્રના ગાળાને પકડી લીધો.

આ ખુશખબર રૂપનાયગતને પહોંચાડવા માટે વધામણી આપનાર એક ઝડપી કાસદને મોકલ્યો. એ શુભ સમાચાર સાભળી આખું મરાઠા લશ્કર, એકની પુંઠે બીજો એમ, જેણે જ્યા એ ખબર સાભળ્યા ત્યાંથી

નજર ન્હીદે, તે બાજૂ જવા નીકળી પડયું, અને એ લશ્કર તોફાની મોજા માફક ઉછળતું ઉછળતું કોટની દીવાલના પાયા પાસે પહોચ્યું. જે ટૂકડી પોતાની મતલબની સીડીપર ચઢી ગઇ હતી તેણે કાંગરાઓને સપાટ બનાવી દઇ અંદર દાખલ થવાનો આરંભ કરી દીધો હતો.

એ જોખમથી ભરેલા ગઢ ઉપર દરેક બાજૂથી
સીડીઓની મદદથી જાણે બીજો ગજમાર્ગ બની ગયો.

મધરાત કે જ્યારે તેમણે આ કાર્ય શરૂ કર્યું હતું ત્યારથી સવાર પડતા બે કલાક બાકી ગ્યા તેટલા અરસામા આશરે સાતસો સૈનિકો રૂઘનાથરાવના ખાસ ઝુંડા સાથે, સાહસ કરીને કાંગરાઓની ફાટમાથી માથુ બહાર કાઢી કોટની દીવાલપર ભેગા થઇ ગયા.

દીવાલ ઉપર તેઓ હારબંધ ગોઠવાઇ ગયા,
જાણે (તે) શહેરમા ( મિસરમા ) નાઇલ નદીનુ પૂર આવી ગયુ હોય તેમ.

કેટલાએક નીચે ઉતરી ગયા અને બીજાઓ ઉતરી નીચે આવી તેમની વાટ જોતા ઉભા કાજીપુર દરવાજાનો એક રજપૂત ચોકીદાર, જે જાનવરના વાડના રખેવાળ કૂતરાની જેવી ઉંધે– "અને તેમના કૂતરાએ પોતાના બન્ને હાથ ગુફાના મ્હો આગળ વિસ્તારેલા છે" એવી સ્થિતિમા– ઉંઘતો હતો તેની દ્રષ્ટિને જોતી આંખ એકાએક, અકસ્માત્ ખુલી ગઇ અને પેલી ટૂકડી પર તેની નજર પડી, અને શુ બન્યુ હતુ તે તે સમજી ગયો, અને એ ટૂકડી કોની હતી તે પામી ગયો. અજ્ઞાનની પથારીપર પડી જેઓ ઉંઘતા હતા તેમને ઉઠાડી ખબરદાર બનાવ્યા, અને તેમણે થોડી બંદૂકના બાર કર્યા. રોન ફરતી સવારની ટૂકડી જે ફરતી ફરતી પાસે આવી પહોચી હતી, તે બંદૂકના અવાજ સાભળતા એકદમ ઉતાવળ કરી, ત્યા જઇ પહોચી તેમની મદદ મળી જવાથી ત્યાના રખેવાળોને હીમત આવી અને તેમણે ઉપર ને નીચેથી લડવું શરૂ કર્યું એટલામા મહમદ સુબારેજ શરવાની થોડા માણસો સાથે બીજી બાજૂએથી, આવી પહોચ્યો, અને તેમણે લગભગ પચ્ચીસ મરાઠાઓને મોતની ધૂળ ચાટતા કરી દીધા. મરાઠાઓએ જોયુ કે આતો તેમનો ભેદ છતો થઇ ગયો એટલે તેઓ ગભરાયા અને તેમના પગ સરવા માડયા, અને તેથી જે રસ્તે ચઢી આવ્યા હતા તે રસ્તે પાછા નીચે ઉતરવા માડયુ અને જીવ જવાની બ્હીકે ઘણાઓ ચૂક કરવાથી એક બીજાના પર ગબડી પડતા ગયા. દરમ્યાન મરાઠાઓનું બાકી

રહેલુ જે લશ્કર આવી પહોચી દરવાજા ઉઘડવાની વાટ જોતું ઉભુ હતું તે નિરાશ થઇ ઝપાટાબંધ પાછુ જતું રહ્યુ એ અરસામા પૂર્વના શહેનશાહના સૈન્યની મોખરાની ટુકડી એજ (પૂર્વ) દિશાની અગાસીરૂપી ક્ષિતિજમાથી સોગબરાગ ફરતી નીકળી અને જવાનમર્દખાન દુર્રાનીઆર થઇ ગયો અને ઝપાટાબંધ ત્યા આવી પહોચ્યો અને બંને બાજૂએથી તોપ બંદૂકનો સગ્રામરૂપી અગ્નિ સળગી ઉઠ્યો

દીવાનને અગાસી પરથી "મારો મારો"ના પોકાર નીકળવા લાગ્યા,

બંને પક્ષ ત રફથી લડાઈ માટે ઘણી ખંતેશ કરવામા આવી

બપોર સુધી ઉપરથી તેમજ નીચેથી ખંરોશ ને કતલમા કચાશ રાખવામા આવી નહિ, પરંતુ કામ આગળ વધતું નહતુ તે જોઈ બંને બાજૂ ગોળા દૈ ુનાનો આતશ સળગાવવો બંધ રાખી પોતાના મોરચા સંભાળવા મંડી ગયા કોટની દીવાનપરથી નીચે ઉતરી આવેના માણસોમાનો એક, જેનુ મોત આવી લાગ્યુ હતુ તે દીવાની દફતરના સૂમેનનીસ (કારકુન) મીરાનાનનું ઘર કે જે તે દીવાનની પાસે આવ્યુ હતું તેમાનો આમાન લૂટી લઈ જવાને ઇરાદે, તેમા પેઠો પરંતુ જ્યારે તેણે જોયુ કે મામનો તો તેના (કમ)નસીબ જેવો ઉનટાઇ ગયો છે ત્યારે તેણે ફેરવી તોળ્યુ, અને તે ઈગિદો માડી વાળી ગુન્હો માફ કરવા માટે આજિજી ને વિનતી કરવા માડી, અને નમનતાઈનું માથુ ધૂળમા ઘસી, 'મને બચાવો, મને ઉગારો,' એવુ બોલવા લાગ્યો

એવી જગામા પસવુ નહિ

જ્યાથી બહાર નીકળી શકાય નહિ

મીરાનાએ તેને દિલાસો આપી પોતાને ત્યા આશરો આપ્યો અને લેખક કે જે એ રણસગ્રામમા હાજર હતો તેને જાહેર કર્યું લેખકે જવાનમર્દખાનને એ બાબતથી વાકેફ કરી તેને પોતાને ઘેર આણ્યો ને બીજે દીવસે તેને જવા દેવાની પરવાનગી મેળવી એક પાઘડી ભેટ આપી પોતાના ચોબદાર જોડે રાયખડ દરવાજેથી બહાર મોકલ્યો તે માણુસ ચોબદારને સાથે રાખી રૂઘનાથરાવ પાસે ગયો અને આપ વીતી કહી સભળાવી રૂઘનાથરાવે ચોબદારને પોતાની હજૂરમા બોલાવી લેખક તથા તેના તાલૂકા સબંધી ખબર પૂછી વાકફી મેળવી પછી તેણે કહ્યુ કે એવી એક બીજી ટોળીની પણ હમને ખબર નથી, તેઓ પણ કોઈ ખૂણે ખોચરે ભરાઈ રહ્યા હશે તેઓ જે ખૂણામા છૂપાઇ રહ્યા હોય ત્યાથી શોધી કાઢી જો તેમને પણ પાછા મોકલી દે તો ઠીક થાય ચોબદારે જણાવ્યુ કે એવી

રીતે ગુમ થએલાની તો ફરી ખબર નથી, પરંતુ જેઓ મોતની જમીનપર ગબડી પડી નાથના બોયગમા છુપાઈ ગયા હતા તેમની લાશો પડી છે રૂઘનાથરાવે કહ્યું, હમારા થોડા માણસ લઈ જઈ તે લાશો ઉપડાવી તેની જોડે શહેર બહાર મોકલી દો ચોબદરે જવાબ આપ્યો કે આ અરસામા કે જ્યારે બને પક્ષ લડવા ઝગડવા માટે તૈયાર થઈ રહ્યા છે તે વખતે અંદર કોઈને પણ લઈ જવાય એ સંભવિત નથી પરંતુ એ લાશને કોટની દીવાલના ઉપના ભાગપરથી હમારા માણસો નીચે ખાઈમા નાખી દેશે, અને તે ઉપાડી લઇ જવા જે માણસો આવવાના હોય તે ભલે બહાર ઉભા રહી તે લાશોને ઉંચકી લઇ જાય અને ત્યા સુધી એ કામ પૂરૂ નહિ થાય ત્યા સુધી તોપ બંદૂકનો મારો ચનાવવામા નહિ આવે, અને તેમને કોઇ હેરાન કરશે નહિ રૂઘનાથરાવને એ વાત પસંદ આવી હશે એમ સંભવે છે, કારણ તેણે ચોબદારને પાઘડી ભેટ આપી, અને જવાનમર્દ ખાનપર તથા લેખકપર કાગળો લખી, પોતાના જાસૂસોમાથી એકને તે બને પત્ર આપી મોકલ્યો તે કાગળમા પરસ્પર સલાહ કરવાની બાબત વિચાર કરવા લખ્યુ હતુ પોતાનાપરના કાગળની હકીકત વાચી લેખક જવાનમર્દખાન પાસે ગયો, અને લાશોને બહાર ફેકવા તથા તેટલો વખત તોપ ને બંદૂકનો મારો બંધ રાખવા માણસો મોકલ્યા કરાર મુજબ જે માણસો ગમે તેવુ કાંઈપણ જાતનું રક્ષણ શોધી લાશો નીચે પડે તેની વાટ ને રાહ જોતા બહાર ઉભા હતા, તેઓ લાશો (પડતા) ઉચકી લઇ ગયા બીજે દહાડે જવાનમર્દખાન તથા લેખકનો જવાબ લઇ જાસૂસને જવાની રજા આપવામા આવી, એટલે ફરી પાછા બીજી વખત બે જાસૂસો જવાબ લઈને આવ્યા, અને સુબેહનો પહેરો જોવાનો સમય નજદીક આવ્યો હોય એમ લાગતું હતું, પરંતુ બીજા કેટલાક કારણો તથા (સલાહ કરવાથી) બદનામી થશે એવી બ્હીકથી તે વિશે વધારે વાતચીત કરતા અટકી ગયો પેશવાના મકામદાર કૃષ્ણાજીના માણસ દિનકર પંડીતને તથા દામાજીના નાયબ સયાજી ધનગરના છોકરાને જવાનમર્દખાને શહેર માથી બહાર કાઢ્યા વળી ત્રીજી વખત રૂઘનાથરાવનો કાગળ જવાનમર્દ ખાનપર આવ્યો કે ખિતાફત ને પૃથ્વિપતીના દરબારમાથી આ સૂબો હમને સોપવામા આવ્યો છે, એટલે તેનો વિરોધ અસ્થાને હતો તેની પોતાની પાસે કોઇ જાતની સાબિતી(નો દસ્તાવેજ) હોય તો તે બતાવે આ અરસામા શહેર બહાર તેણે માચડા ઉભા કર્યા, અને સુરત બંદર તથા વડોદરેથી જે તોપો આવી પહોચી હતી તે ત્યા ગોઠવી દર પાડવા તથા જમીન

ખોદવામાં, મરાહાટોમ, ઉંદર જેવા લાંબા નખવાળી અને ભૂંડ જેવા તીક્ષ્ણ દાંતવાળી છે એટલે તેણે ટૂંક વખતમાં અને થોડા સમયમાં થોડી સુરંગો ખોદી કાઢી. એ મરાહાઓની કોમ વિચિત્ર ને જાત અજબ છે. તેઓ દેખાવમા માણસ જેવા છે પણ તેમનામાં માણસાઇની ગંધ સરખી નથી. તેઓ રાક્ષસી સ્વભાવના છે અને આરામ શું કે થાક શું તે સમજતા નથી. તેઓએ ખોરાકમા માત્ર જુવારના રોટલા ને વળામણમાં ચટણી ખાવાની ટેવ પાડી છે, અને પોશાકમાં માત્ર છૂપો ભાગ ઢાકવા એક લંગોટીથીજ સંતોષ પામે છે. હરામ ને હલાલ વચ્ચેનો તફાવત તેઓ સમજતા નથી; મુરવ્વત (શરમ)ની આખ તેમણે બેશરમીથી ધોઇ નાખી છે. દુનીઆની ધનસંપત્તિ ભેગી કરવામા તેમની કોઇ બરોબરી શકે કે તે હસ્તગત કરવામા તેમની જોડમા બેસી શકે, એવું આખી સૃષ્ટિમા કોઇ નથી.

તે એક એવુ ટોળું છે કે જે આદમી જેવું નથી,
મનુષ્યજાતીથી જૂદુંજ, માણસાઇથી આધું;
(તેમના) દિલમા દયા નથી, આખમા શરમ નથી,
બોલવામા પણ તેમની જીભ મૃદુ થતી નથી.
શીયાળા કે ઉનાળાની તેમને (બ્હીક) પરવા નથી.
તેઓ પત્થર ને લોખંડમાથી સરજાયા છે; માટી ને પાણીમાથી નહિ.
ન્હાના ને મ્હોટા સૌ જ લડવા નીકળી પડે છે,
તેમના પંજા ને દાત ફાડી ખાનાર વરૂના જેવા છે.

એ સુરંગો ખોદી, જમાલપૂર દરવાજા અને બંધ દરવાજા વચ્ચેની કોટની દીવાલ નીચેની ભોય પોલી કરી તેમા દારૂ ભરી તેમણે સળગાવી મૂકી, તેથી દીવાલના ઉપલા ભાગપરથી એક બુરજ છૂટો પડી જઇ દીવાલના થોડા ભાગ સાથે તૂટી પડયો, અને તેથી કેટલીક ભાગતૂટ થઈ અને નુકસાન થયું. પરંતુ તે એવી જાતના નહતા કે જેથી છાપો મારી શકાય કે સ્હેલાઇથી કોટ ઉપર ચઢી જવાય. છતા હુમલો કરવાનું સાહસ તેમણે (મરાહાઓએ) ખેડયું અને બંને બાજૂએથી તોપ બંદૂકનો મારો ચાલવા માંડયો. જ્યારે પોતાનો કબજારૂપી હાથ તેમણે પોતાની મુરાદના કાગરાથી દૂર રહેલો જોયો ત્યારે તેઓ અટકી ગયા, અને બીજી કોઇ જગાએ સુરંગ ખોદવાની યુક્તિ કરવા લાગ્યા, અને કોઇ વખત એક બે દીવસને આતરે તો કોઇ વખત દીવસમા બે વાર, જે સુરંગ તૈયાર થઇ હોય તે ફોડવા લાગ્યા. કોટની દીવાલો ઉંચી અને પહોળી હતી તેથી જે રસ્તો તેમને ખોલવો હતો તે ખોલી શકાયો નહિ. જમાલપૂરનો દરવાજો તોપના ગોળાના

તકરાર દૂર કરવા માટે એક લાખ રૂપીઆ રોકડા આપવા, જ્યારે જવાનમર્દખાનની તથા તેની ( રૂઘનાથરાવની ) મુલાકાત થાય ત્યારે બીજી ભેટ ઉપરાંત એક હાથણી તેને ભેટ આપવી એ શરતો સાથેને કરારપત્રનો મુસદ્દો કરી તેઓ પાછા ફર્યા તિથીએ નિર્માણ કરેલો દીવસ આવી પહોંચવાના થોડીવાર હોવાથી આ કામ ઢીલમાં પડ્યુ ને મુલતવી રહ્યુ જ્યારે નિર્માણ થએલો સમય આવી પહોંચ્યો ત્યારે રૂઘનાથરાવે મહમદદોસ્તન વલદે મહમદ બાળી કે જે જવાનમર્દખાનના મામાનો છોકરો હોઈ વીઠલ સુખદેવની સાથમાં આવ્યો હતો, તેને નક્કી કરેલી રકમની અશરફીઓની કોથળીઓ સોંપી પછી તેને શહેરમાં મોકલ્યો કે જેથી તે ત્યાં જાતે જઈ સ્થિતિ જોઇ પોતાના મનની ખાત્રી કરી પાછો આવે એવુ ઠરાવવામાં આવ્યુ કે વીઠલ સુખદેવ અને રૂઘનાથરાવનો દીવાન સખારામ જવાનમર્દખાનની મુલાકાત લે અને તેમની રૂબરૂ આપેલા વચન તથા કોલને તે સોગનથી દૃઢ ને પાકા કરે આ સેવકે રૂઘનાથરાવનો આ બાજૂ આવવાનો ઇરાદો દર્શાવતો તથા નર્મદા નદી પાર ઉતરવાની હકીકત અને પૃથ્વીપતિની દરબારમાંથી સુબાની જગાપર તે નીમાયો હતો એવી ઉડતી વાતો જણાવતો જે પત્ર લખ્યા હતો ને જે પુન્ય પાદશાહ પાસે રજૂ થયો હતો, તેના જવાબમાં વઝીર ઈતમાદુદ્દોલાની મ્હોર સાથનુ ફરમાન જેને પ્રચલિત થવાનુ માન મળ્યુ હતુ ને જે મોકલવામાં આવ્યુ હતુ તે અકસ્માત તેજ દીવસે આવી પહોંચ્યુ

### ઉચ્ચ અને શ્રેષ્ઠ ફરમાનની નકલ

એવી કે, ઉચ્ચતાના ને મહત્વના રક્ષક, લાયકાત ને પ્રૌઢતાના ધરનાર, અલીમહમદખાન બહાદૂર બાદશાહી કૃપાનું સ્થાન થાઓ ! મરહટ્ટાઓના હૈરાના બાબતનો નિવેદન પત્ર મળ્યો, અને નિરંતર તે પવિત્ર સત્તાધીન, પ્રભાવશાળી હજૂરથી સામે રજૂ થયો તે અરજી ( નિવેદનપત્ર )મા લખ્યા મુજબ શૌર્ય ને ઉચ્ચતાના રક્ષક જવાનમર્દખાનને અમદાવાદની સૂબેદારીપર કાયમી નીમણૂક કરવા બાબતનું વિશ્વવંદ્ય ફરમાન લખવામાં આવ્યુ છે, માટે ઉચ્ચતાના રક્ષકે ( લેખ ) તે શૌર્યના રક્ષક ( જવાનમર્દખાન )ની સાથે રહી સુબાનો કારભાર તથા બંદોબસ્ત નિશ્ચિંત મને તથા સંપૂર્ણસત્તા (સ્વતંત્રતા )થી કરતા રહેવુ, અને ત્યાંના સમાચાર, જેવા હોય તેવા, કોઇ પણ જાતના વધતા ઓછાપણા સિવાય, પત્રદ્વારા લખતા રહેવુ આ બાબતનો હુકમ સખત તાકીદનો સમજવો લખ્યુ બાદશાહના ગાદીએ બેઠાના છઠ્ઠા વરસના પહેલા જમાદીમાસની પહેલી તારીખે

એ ફરમાન મળતાની સાથે જ લેખક જવાનમર્દખાન પાસે ગયો અને જોયુ તો

તે ઘરમા માત્ર એક જ દીવો છે ને તેના પ્રકાશ વડે
જ્યાં જોઉછું ત્યાં મને એક સભા (ટોળી) બેઠેલી દેખાય છે.

કારભારીઓ અને (એ સભાના) સભાસદો દરેક ખૂણે ને ખોચરે, (ટોળીઓ બંધાઇ જઇ), એક બીજાના કાનમા ધુમધૂમ કરવામાં અને અતિશય હરખથી સંધિના કરારની એકમતે અને એકવિચારે, જિકર તથા ચકચાર કરવામા મશગૂલ હતા અને મસકરી તથા વિનોદમા એક બીજા પ્રત્યે કહેતા હતા કે

તારૂં સર્વસ્વ વેચી નાખ ને કાન (ખરીદ) બની જા,
કારણ મારા હોઠમાથી નીકળતા વચન આસમાન સુધી પહોચી જાય છે.

જે બાદશાહી ફરમાન આવ્યુ હતુ અને જે એક ઘણો મજબૂત દસ્તાવેજ હતો તેના મજકૂરની વાત લેખકે કાયમ કુલીખાનને કરી. સંધિના કામમા વચમા પડી તેણે પોતાનુ કામ કાઢી લીધું હતું ને પોતાની મુરાદ હાસલ કરી લીધી હતી એટલે તેને પણ બીજાઓ જોડે સંમત થતો લેખકે જોયો, અને પોતાને કહ્યુ કે,

તારા મ્હોડામા ઘણીએ મીઠાશ હોય, પણ (હમણા) તુ બોલતો નહિ,
કારણ દીવાલની પાછળ ઘણા કાન હોય છે.

લેખકે જાણ્યુ કે વિધિની કમાનમાથી તીર છુટી ચૂક્યું છે, અને વિધાતાએ પોતાનુ કામ કરી દીધુ છે, એટલે હવે બાદશાહી ફરમાન લોકોમાં પ્રસિદ્ધ કરવાથી જેઓ હાજર હશે તેમને ત્રાસંદા પડશે અને જેઓ ગેરહાજર હશે તેમના મનમા કડવાશ વ્યાપશે એ સિવાય બીજું હાસલ થવાનુ નથી. માટે ઠંડુ લોખંડ ટીપવાથી અથવા પવનની ગાંઠ વાળવા જવાથી શો ફાયદો? છતા પણ પાછળથી તેને (ઠપકાના) વેણ ન સાભળવા પડે માટે આ બધી ઘટના છતા, તે પ્રમાણપત્રને પરીપૂર્ણ કરવા માટે, તેણે તે લેખમાના થોડા શબ્દો જવાનમર્દખાનના કાનપર નાખ્યા; પણ બીજાઓએ તેની બુદ્ધિ હરી લીધી હતી ને કાન બંધ કરી દીધા હતા, એટલે તેની કાઇ અસર થઇ નહિ, અને જવાબમાં કહ્યું કે આવતી કાલે વીઠ્ઠલ સુખદેવ અને સખારામ સાથે મુલાકાત લેવાનુ નક્કી ઠર્યુ છે, માટે લેખક પણ ને વખતે ત્યા આવવુ કે જેથી તેઓ સાથે સાથે તેમની મુલાકાત કરે. બીજે દહાડે એટલે પચ્ચીસમી તારીખે, જવાનમર્દખાન, કાયમકુલીખાન અને લેખક, વિશ્વાસુ માણસો અને કારભારીઓમાથી

થોડાઓને સાથે લઇ બાગની ખડકી (બારી)ને રસ્તે થઇ, કિલ્લાની સામે આવેલા સાબરમતી નદીના મેદાનમાં, કે જ્યાં બંને પક્ષની મુલાકાત કરવા તથા સભા (દરબાર) ભરવા માટે શામીયાનો ઉભો કરવામાં આવ્યો હતો ત્યાં જઇ થોભ્યા. ગાઝીઉદ્દીન હુમેનના બાગની જોડેનાં ઝાડોના ઝુંડમાંથી એક ઝાડના છાંયડામાં વીઠ્ઠલ સુખદેવ ને સખારામ આવી વાટ જોતા બેઠા હતા તેમને બોલાવવા જવા માટે કાયમકુલીખાને લેખકને પોતાની જોડે લીધો અને ત્યાં જઇ (હમે) તેમને લઇ આવ્યા, અને ફરીથી એકબીજાની સમક્ષ, પાટણ શહેર તથા બીજા મહાલો, બીજા કોઇની ભાગીદારી કે આડખીલી ન રાખતા સોંપી દેવાની કબૂલાત, તથા બીજી કેટલીક બાબતો જે વારવાર લખવામાં આવી હતી, તે સંબંધીનો જામીનગીરી તથા બાટધરી સાથનો કરાર, કે જે અત્રે આપવામા આવેલી તેની નકલ પરથી જાણવામા આવશે, તે સંબંધી વચન ને પ્રતિજ્ઞા સોગંદથી દૃઢ ને પાકાં કરવામા આવ્યા, અને પછી તેમણે એકબીજાની રજા લીધી

## બાલાજીરાવની મહોરસાથના કરારપત્રની નકલ

પ્રૌઢ અને ઉચ્ચ દરજ્જાવાળા જવાનમર્દખાન સાથે નક્કી કરેલા કરારની યાદી એવી કે, એ (યાદીમા લખેલા કરાર)માં એક વાળ પૂર પણ તફાવત પડશે નહિ, અને જ્યા સુધી સરકાર (જવાનમર્દખાન)નો અમલ રહેશે ત્યા સુધી, તેમજ આ બાજૂના પક્ષકારના ભાઇઓ તથા તે પક્ષકારના વશમાથી કોઇ પણ હયાત હશે ત્યા સુધી, તેનો કોઇ ભંગ કરશે નહિ. પાટણ પરગણું વગેરે દરોબસ્ત-કાઇની પણ ભાગીદારી વિના, તથા કદીમ (જૂની) જાગીરના નવ મહાલ, પાટણ પરગણાનો મહાલ, વડનગર પરગણાનો મહાલ, સમી પરગણાનો મહાલ, મુંજપુર પરગણાનો મહાલ, વીસલનગર પરગણાનો મહાલ, થરાદ પરગણાનો મહાલ, ખેરાળુ પરગણાનો મહાલ, રાધનપૂર પરગણું, ધરવાડના મહાલ સાથે, અને વીજાપુર પરગણાનો દરોબસ્ત (આખો) મહાલ, એ (મહાલો) આ વખતમાં જાગીર તરીકે આપવામા (મુકરર કરવામાં) આવ્યા છે, તેમાં કોઇ પણ ભાગીદાર નહિ. મોજે કતરાગ વગેરેની વિવિધ (જુદી જુદી) જાગીરોના બદલામાં આ જાગીર આપવામા આવી છે. સરકાર (જવાનમર્દખાન)ની ફોજ યા તેનો નાયબ યા ફોજદાર હવે પછી મજકૂર જાગીરનાં પરગણાઓમાં નહિ જાય અને કોઈ રીતનો ત્રાસ આપશે નહિ; તેમજ ઘાસદાણાને બહાને કોઇ કોઇને હેરાન કરશે નહિ. ખાનબહાદરના ભાઈઓ (ભાયાતો)માથી ગમે તે એક ત્રણસો સવાર તથા પાંચસો પ્યાદાની ઓક ટુકડી સાથે હમેશા

નોકરી માટે તૈયાર રહેશે. હજૂરથીની નોકરીમાં સવાર ને પ્યાદાના દાખલ થયાના દીવસથી સીબંદી (લશ્કર)ના પગારની રકમ આપવામા આવશે. ખાનબહાદૂર તેના ભાઇઓ, તેના બાબસ્તા (સંબધીઓ) તથા નોકરોના તાબાની જૂની કે નવી હવેલીઓમા સરકાર (જવાનમર્દખાન)નું કોઇ માણસ ઉતરશે નહિ ખડીયાલાપરા સાથે, મોજે ખેડા, માતર કસબાની સીમ, મોજે વામણા, મુંડા (મહુધા) વગેરેગસ્ત, તથા મહમદખાન, ખાનદોરાન અને આબેદખાનની જાગીરોના ગામો, મહાલની અડધી ઉપજ આપવાના કરાર સાથે (આપવામા આવ્યા). કાયમ કુલીખાન, જોરાવરખાન, મુતસદ્દીઓ, નોકરો અને સબધીઓને કોઈ રીતે હેરાન કરવામા આવશે નહિ. શહેરમા, પરામા, અને કસબાઓમા જ્યા તેમને ફાવે ત્યા તેઓ રહે, આવજાવ કરે અથવા ચાલ્યા જાય તો પણ કોઇ તેમને પજવશે નહિ. ઉપરની વિગતો સાથનુ કરારનામુ અમલમા આવ્યુ (લખાયુ) તેની શરતો પાળવામા આવે તેના જામીન તરીકે, સરકારનો અમલ ચાલુ રહે ત્યા સુધી નીચલા શખ્સોની બાહેધરી આપવામા આવી છે. દામાજીરાવ ગાયકવાડ કે જે અડધ ભાગનો હિસ્સેદાર છે તેના તરફથી પણ આ પક્ષ બાહેધરી આપે છે મલ્હારજી હોલકર, આપાજી સીંધીઆ, રામચંદ્ર, વીઠલ સુખદેવ, સખારામ ભગવત, માધવરાવ ને ગોપાળરાવ તેમણે ઉપર જણાવેલી મતલબ સાથના પોતાના લખ કરી આપ્યા, અને પ્રભાતે જ્યારે જમાના રૂપી નાણાવટીએ સૂર્યરૂપી સોનેરી થાળી પોતાના હાથમા લઈ શહેરના ચૌટા (બજાર)મા લેવડદેવડના વ્યવહારની દુકાનો ખોલી અને જેમ સોનાપર મખત સિક્કા બેસી જાય છે તેમ પોતે દુકાનમા બેઠો, તથા કિરણરૂપી પંજાના આગળીઓની હાલચાલથી ખરૂ ને ખોટુ નાણુ જુદુ પાડવા માડ્યુ, ત્યારે આ દુનીઆપરના પરગણુઓએ તેની સોનાથી ભરેલી શ્વેત (ચળકતી) હાથેલી પર દરેક દિશાએથી નજરાની નજર ફેરવી, કે જેવામા દરવાજાની ચાવીઓ સોપી દેવાના મહેશ સાથે રૂઘનાથરાવે જવાનમર્દખાનપર મોકલવી, ચગતા ને ગોકડા એક લાખ રૂપીઆની થેલીઓ આવી પહોચી નવા ને જૂના સવારો ને પ્યાદા, કારભારીઓ ને કારકુનોનો વર્ગ, જેમ ગોળ આસપાસ માખીઓ વીંટળાઈ જાય તેમ તેની આસપાસ ફરી વળ્યો. આરબ લોકનો તકાદો બીજા બધા કરતા ઘણો સખત હતો તેઓ પોતાનુ કામ બહુ આગ્રહ અને હઠથી કરી, ચડેલા પગારનો હિસાબ કરી નીકળતી રકમ લઇ લીધી સમયાનુસાર બીજા કેટલાએક જેને કાંઇ આપ્યા સિવાય છુટકો ન હતો તેમને કાંઇક આપ્યુ. સાયરના

જમાદાર અને સવારો તેમજ મહમદ ઉઝમત કીરાનીના પગારની રકમ ઘણી મ્હોટી થતી હતી, અને જેઓ મખ્તાઇ ને કઠોરતાથી વર્ત્તતા હતા, તેમને સંબંધે એને એમ લાગ્યું કે પોને તે જવાબદારીમાંથી મુક્ત થઇ શકશે—આખી રકમ આપી શકશે—નહિ એટલે સમય વર્ત્તી જઈ પોતે વિચાર કર્યો કે તેમને તરછોડી કાઢવા જેટલી પોતાનામાં ગુંજાશ નથી માટે યોગ્ય પ્રસંગ આવતા સુધી તેમને ફેલવા; જેથી તેમની જોડે વાતચીત કરી, વાયદા આપી, મીઠા ને મૃદુ શબ્દો બોલી, અમુક દીવસના વાયદાનું તથા ખાધાથી આપવાનું ખત લખી આપ્યું. પહેલા જમાદી માસની અઠ્ઠાવીસમી તારીખે, ભદ્રનો કિલ્લો ખાલી કરી આપ્યો અને પોતે પોતાના બાપદાદાના ઘર તરફ વળી ત્યા આવી રહ્યો. જૂના મકાનમાથી રહેવાની જગા ફેરવી રૂઘનાથરાવે ગાઝીઉદ્દીન હુસેનના બાગની પાછળ આવી મુકામ કર્યો અને ખંડુ, વીઠલ સુખદેવના પેશકાર તથા લશ્કરની એક ટુકડી સાથે, શાહુરાવને શહેર કોટવાળ નીમ્યો. તે લગભગ મધરાતે રાયખડને રસ્તે શહેરમા દાખલ થયો ને ભદ્રના કિલ્લામા આવી બેઠો, અને કોટના દરવાજા જે ઇંટો ચણી લઇ બંધ કરવામા આવ્યા હતા તે ખોલી નાખવાનો હુકમ કર્યો. આવી રીતે સુબો મરાઠાઓના તાબા ને કબજામાં ગયો.

જો આ પૃથ્વીપર દાગનુ તખ્ત હમેશનું કાયમ રહ્યું હોત

તો સિકંદરનુ શાહ તરીકેનુ નામ કોઇની જીભપર આવતજ નહિ.

એ મહીનાને છેલ્લે દહાડે વીઠલ સુખદેવ પોતાના સાથીઓને લઇ ભદ્રમા આવ્યો. જવાનમર્દખાન અને રૂઘનાથરાવની મુલાકાત માટે તેજ દીવસ નક્કી કરવામા આવેલો હોવાથી દીવસને અંતે તે લેખકને ઘેર આવી તેને પોતાની સાથે લઇ ગયો. રૂઘનાથરાવ ઘોડેસ્વાર થયો હતો અને સાબરમતીની પેલી બાજૂ રેતીમા તેઓ એકબીજાને મળયા મૂકયા. રૂઘનાથરાવ તેને પોતાના તંબુમા તેડી ગયો અને ત્રણ કીપચાકી (તુર્કી) ઘોડા, કેટલુંક કાપડ અને એક રત્નજડીત કુલ્ગી તેની (પાસથી) ભેટ તરીકે સ્વીકારી, પોતે દક્ષણીઓના રિવાજ મુજબ પહેરવાના પોશાકનું કાપડ અને એક હાથણી ભેટ આપી, વદાય કર્યો. પોતાના ચઢી ગએલા પગાર બાબત જે ખત મહમદ ઉઝમત કીરાનીએ જવાનમર્દખાન પાસે લખાવી લીધું હતું તે વીઠલ સુખદેવે જવાનમર્દખાનના કહેવાથી મરાઠાઓમાંના નિર્દય ને કઠોર દિલના અધિકારીઓ મોકલી તેની પાસથી જોર જુલમથી પાછુ લઇ જવાનમર્દખાનને સોંપી દીધુ. જવાનમર્દખાન બારબરદારી જાનવરો ભેગા કરવા તથા પોતાના સંબધીઓ અને ઘરસામાન રવાના કરવાની તૈયારી

ઉપરથી રૂઘનાથરાવે હિંદી લીપીમાં (બાળબોધ અક્ષરે) અને મરાઠી ભાષામા એક તુમાર લખી કાઢી પોતાના કારભારીઓ તથા શિરસ્તેદારોને આપ્યો, કે જેને અનુસરી તેમની પાસે જે કંઈ મહાલ યા જગાનું કામ લાવવામા આવે તેને મળે. તેઓ વળી બીજે દીવસે દામાજી ગાયકવાડને સાથે રાખી હાથીપર બેસી દક્ષણી લશકરની સવારી કાઢી, છડેર દરવાજે કે જે દિલ્લી દરવાજાને નામે ઓળખાય છે તે દરવાજેથી શહેરમા પ્રવેશ કરી ધીમે ધીમે (મઝા કરતો) ભદ્રના કિલ્લામા દાખલ થયો અને સૂર્યાસ્ત થતા સુધી ત્યા મુકામ રાખી, પછી બાગની ખડકી (બારી)ને રસ્તે પોતાની છાવણીએ ગયો, અને બીજે દહાડે સવારે કૂચ કરી સાબરમતીને કિનારે આવેલા દુધેશ્વરના ઓવારાની લગોલગ આવી રહ્યો. લેખકે પણ પોતનો તંબુ ત્યા મોકલ્યો અને પોતે ત્યા ગયો. તેની નોકરી તથા જાગીર વિશે ત્યા વાતચીત થઈ. પાંડુરાવ પંડીત કે જે અત્યાર પહેલા મોરાદ તરફ ગયો હતો ને જે તે જિલ્લાની પેશકશી ઉઘરાવી આ અરસામા પાછો ફર્યો હતો તે રૂઘનાથરાવને આવી મળ્યો. જવાનમર્દખાને પોતાના સબંધીઓ તથા સરસામાનને પાટણ શહેર તરફ રવાના કર્યા. વીઠલ સુખદેવના સૈન્યમાથી એક ટુકડીએ તેમના રખેવાળ તરીકે તેમની જોડે જઈ તેમને વડનગર સુધી પહોચાડી આવી. પોતે રૂઘનાથરાવ જોડે કરાર કર્યો હતો કે લશ્કરની મદદથી પાલણપોરના ફોજદાર મહમદ બહાદુર પાસથી પેશકશ અપાવશે તેથી પોતે શહેર બહાર આવી રાજૂ શહીદની દરગાહ પાસે મુકામ કર્યો, અને વીઠલ સુખદેવ જેને લશ્કર આપી એ કામ માટે નીમવામા આવ્યો હતો તેની રાહ જોતો ત્યા થોડો વખત રોકાયો. ઓ તેના આવ્યા બાદ તને સાથે લઈ તે બાજૂ રવાના થયો. પોતાને હિસ્સે આવેલા પરગણાનો બંદોબસ્ત કરવા દામાજી ગાયકવાડ વકીલ તરફ ગયો. દક્ષણીઓની કામ કરવાની રીતથી (સૂબાના) કારભારીઓ અજાણ્યા હોવાથી તાલૂકા તથા જાગીરોનો કારભાર લેખકની સલાહ મુજબ થતો રહ્યો. અને રૂઘનાથરાવે સીકડીના જમીનદાર નામે કૂચ કરી જવાનું નક્કી કર્યું હતું તેથી લેખક તે છાવણી (તરફથી મોઢુ ફેરવી) છોડી શહેરમા આવતો રહ્યો અને ઘેર બેઠા

## ઝાલાવાડ તાબે લીમડી તરફ રૂઘનાથરાવની કૂચ, શહેરના નાયબ તરીકે તથા નાઝિમનું કામ કરવા શ્રીપતરાવની નીમણૂક, ત્યાંના જમીનદાર પાસથી પેશકશ ઉઘરાવી પોતાને વતન દક્ષણ તરફ જવા માટે તેનું પાછા ફરવું, અને બાદશાહી કચેરીના સેવક (લેખક)ને આમંત્રણ



દુધેશ્વરના ઓવારા આગળની પોતાની છાવણીપરથી કૂચ કરી ઝાલાવાડ ઉર્ફે વીરમગામ તાબે લીમડીના જમીનદાર પાસે પેશકશ ઉઘરાવવા રૂઘનાથરાવ નીકળી પડયો અને શહેરથી એક કોસ દૂર આવેલા મોજે કોચરબ પાસે જઇ મુકામ કર્યો, તથા પોતાના સાથીઓમાંથી શ્રીપતરાવ પંડિત નામે માણસને શહેરના નાયબ તરીકે તથા નિઝામતને લગતો વહીવટ કરવા નીમ્યો અને શંભુજી મરાઠાને તેની ટુકડી સાથે સૈન્યનો ઉપરી બનાવી તેની મદદમાં રાખ્યો. શહેરના મહાલો તથા હવેલી પરગણા માટે (વસૂલાતી) અમલદારો નીમી પોતે રસ્તે પડયો. લીમડી પહોંચી જઇ મોરચા બાંધવા તથા લડાઇ કરવી શરૂ કર્યા. તેના લશ્કરની સંખ્યા બહુ મ્હોટી હોવાને લીધે તથા તેણે અમદાવાદ શહેર તાજુ જ જીતી લીધુ હતુ તેથી જમીનદારો, કોળીઓ અને બહારવટીઆ વ્હેમને તાબે થઇ બ્હી ગયા હતા, અને તેથી અટકાવરૂપી ઢાલને તેમણે પોતાના માથા પાછળ નાખી દઇ, અને તેમને મારી હઠાવવા તથા તેમની જોડે શત્રુતા કરવારૂપી તલવાર આધીનતાના મ્યાનમાં મૂકી દઇ, તેઓ ઠંડા થઇ બેઠા હતા. લીમડીનો જમીનદાર હરભમ તેની પાસે હાજર થઇ ગયો, અને ચાળીસ હજાર રૂપીઆ આપવાની જવાબદારી સ્વીકારી લીધી. વરસાદ પડવાની મોસમ પાસે આવતી હતી તેથી બીજી કોઈ તરફ ન જતા પાછા ફરવાનુ ઢોલ વગાડી પોતે ધોળકે આવ્યા. શ્રીપતરાવને ત્યાં બોલાવ્યાથી તે ત્યાં આવ્યો. લેખક સઘળા કામકાજ ઉપરથી હાથ ઉઠાવી ઘેર બેઠો હતો. વેપારીઓએ ભરેલી કાપડખાતાની મહેસૂલના દાખલા દીવાનની તથા મુતસદ્દીઓની મ્હોર સિવાય આપી શકાય એમ હતુ નહિ, તેથી લેખકનાપર પણ રૂઘનાથરાવનો પત્ર આવ્યો કે તેણે પણ આવી મળી જવું. વીઠ્ઠલ સુખદેવ જે જવાનમર્દખાનની દોરવણી મુજબ પાલણપોર તરફ ગયો હતો, અને જેણે ત્યાંના ફોજદાર મહમદ બહાદૂર પાસે દરે

બાબતની મળી રૂપીઆ એક લાખ ને પંદરહજારની પેશકશની રકમ લેવાની નક્કી કરી હતી અને જે વસુલ કરવાની જવાબદારી જવાનમર્દખાનપર નાખી હતી, તે ત્યાથી પાછો ફરતો હતો, અને તેણે વડનગર કસબાની નજદીકમાથી, તેને (જવાનમર્દખાનને) એક હાથણી અને પોશાકની ભેટ આપી પાટણ જવા દીધો હતો, તે ઉપરાઉપરી કૂચ કરી રૂઘનાથરાવની જોડે થઇ જવાને ઇરાદે અકસ્માત્ શાહીબાગ આવી પહોચ્યો. કાયમ-કુલીખાન, લેખક, અઝીઝુદ્દીન મહમદખાન, અને હાજી નુરુલ્લા ભેગા મળી તેને મળવા ગયા. સંજોગવશાત્ રૂઘનાથરાવે શ્રીપતરાવને ધોળકેથી પાછા ફરવાની રજા આપી પોતે ખંભાત ચોરાસી પરગણાનું તારાપોર ગામ, જે ખંભાત બંદરથી સાત કોસ દૂર આવેલું છે, ત્યા ગયો, અને ત્યાના મુતસદ્દી મોમિનખાન જોડે કેટલીક બાબતની વાતચીત કરી ચોરાસી (પરગણા) પર ઘાસદાણાના રૂપીઆ દસહજાર નક્કી કર્યા. એ બંદરના હિંદુ ને મુસલમાન કોમના વેપારીઓમાથી કેટલાએક, મુઝફ્ફરઅલી અને ઝાએદઅલી, રૂઘનાથરાવ પાસે મોમિનખાન સામે ફરીઆદ કરવા આવી, તેની સાથે લીમડી સુધી ગયા હતા, તેમને સમયાનુસાર–કારણ તેને પાછા ફરવાની ઉતાવળ હતી અને તેનુ મન બહુ વ્યગ્ર રહેતુ હતુ તેથી–ધીરજ આપી તેમના મનનુ સાંત્વન કરી પાછા મોકલ્યા અને મોમિનખાનને ભલામણ કરી કે તેમને સતાવવા નહિ પોતે કૂચ કરી પેટલાદ પહોચી ગયો. અકસ્માત્ લેખક પણ વીઠ્ઠલ સુખદેવ સાથે તેજ દીવસે ત્યા જઇ પહોચ્યો, અને સાંજને સમયે તેની જોડે એક ટૂંક મુલાકાતનો લાભ મળ્યો ઉનાળાના દીવસ અને ખરેખરી ગરમીની મોસમ હતી. હવા એવી ઉન્હી હતી કે પક્ષી પોતાની ચરબીથીજ તળાઇ જાય, સૂર્યના તાપની બ્હીકથી પાણીમાનુ કમળ ( નીલોફળ )નુ ફળ પણ પોતાનુ માથું બહાર કાઢી ન શકતુ હતુ.

એ ગરમીને લીધે શ્વાસ એવો તો ગરમ થઇ જતો
કે તેના તાપથી હોઠ મીણબત્તી જેવા બળતા.
પવન એવો ગરમ ફુકતો કે જાણે,
પૃથ્વીપર બીજુ નરક સળગતુ હોય.

માણસ તથા પશુને આરામ મળે તે વિચારથી પોતે અંધકારના છત્રની છાયા નીચે રાત્રીને સમયે મુસાફરી કરતો હતો, એટલે લગભગ મધરાત્રે સાબરમતી પર જે હુમલો બાંધવામા આવ્યો તે મહી નદીને કાંઠે

છોડવામા આવ્યો લેખક તથા બીજાઓ જેમને પાછા ફરવાની રજા મળી નહતી તેમને ન છૂટકે ત્યા સુધી તેની જોડે જવુ પડયુ દીવસને અતે તેમને બોલાવ્યા એટલે તેઓ ગયા લેખકનુ મન મનાવવા, માફી માગવા તથા તેનુ મન સપાદન કરવા રૂપી વાત કરી, અને લેખકની ગરજખુશી મેળવવા કાયમકુલીખાનને વચમા નાખ્યો, અને કહ્યુ કે હાન તો જે હિસ્સો નકી કરવામા ને ઠેરવવામા આવ્યો છે તે કબૂલ કરી લેવો આનતી સાલ જ્યારે ફરમન શરૂ થશે ત્યારે બાકીના મુદ્દા તથા મકસદો પોતે પુરા કરશે બાદશાહી સત્તાનો મામલો જુદીજ જાતનો થઇ ગયો હતો, સામા જયના અગોમા તદન શિથિલતા વ્યાપી ગઇ હતી, એટલે બીજી કઇ કુમક ને હીમાયતને જોરે એ માગણી નમાવની ને નમાવવી ? વળી પોતાના કુટુબ તથા છોકરા બચ્ચાને ખસેડવાની યા બીજી કોઇ જગાએ લઇ જવાની પોતાનામા શક્તિ હતી નહિ, એટલે પછી તે (માગણીને) તાબે થયા સિવાય છૂટકો કે રસ્તો હતો નહિ, એટલે પોતે ચૂપ રહ્યો છેવટ દીવાનની કચેરીના તથા કાપડખાતાના મહાલની નોકરીના લવાજમ પેટે કાઇક રકમ હકતાથી આપવાનુ નક્કી કરવામા આવ્યુ હવેલી પરગણામા આવેલા મોજે સૈયદપુર અને મોજે કૂજા, તથા વીજાપોરમા આવેલુ મોજે પાનસુન લેખકને આપવામા આવ્યા, અને હવે પછી કોઇ કોઇ હરકત નહિ કરે એમ લખી આપવામા આવ્યુ થામણા તાબે આવેલા મોજે નીગામની બાબત બાકી રહી ને દીવસમા પડી હમને રજા આપી પોતે કૂચ કરી ગયો લેખક અને બીજાઓ પાછા ફરી રજબઉલમુરજ્જબ (પ્રશસનીય) મામની પ દરમી તારીખ અમદાવાદ આવી પહોચ્યા મોજે પાનસુન લેખક પાસે રહેવા દીધુ હતુ તે બાબતનો જે પત્ર આપ્યો હતો તે જવાનમર્દખાનને મોકલવામા આવ્યો તેણે એવુ જણાવ્યુ કે વીજાપોર પરગણુ તો આખુ—દરોબસ્ત તેને આપી દેવામા આવ્યુ હતુ આ પ્રમાણે આગળના વખતમા તેનાપર કરેલા ઉપકારપર આખો મીંચી (ભૂલી જઇ) તે ઉપકારને અપકારમા બદલી નાખ્યા

જ્યારે મિત્ર આવુ કરે ત્યારે પછી હાય ! અજાણ્યાની બાબતમા !
હમે તો મિત્રો પાસે મિત્રતાની આશા રાખતા હતા
પણ હમારી ધારણા એ ચોખ્ખી ભૂલ હતી

દામાજી ગાયકવાડ વદીઆલ તથા સેગના ને વાનક નદીના કિનારા તરફ પોતાને કિલ્લે આવેલા પરગણુ તે વ્યવસ્થ કરવા ગયો હતો તે જ્યાપદી કરતો તથા રાજીઓ ન કરે તેમ જાણી તેનો લતો કપટ

વંજ કસબે ગયો અને જેનો શેરખાન બાબીનાં માણસોએ કબજો કરી લીધો હતો તેને ઘેરો ઘાલ્યો અને જીતી લીધો અને નડીઆદને રસ્તે વડોદરા તરફ જતાં શહેરમાંના પોતાના હિસ્સા માટે સેવકરામને નાયબ નીમ્યો. આખા સૂબાગાથી અડધો અડધ ભાગ એના હિસ્સાનો ઠરી ચૂક્યો હતો. શહેરને માટે નક્કી કરેલો સિપાઇઓનો ખરચ, કે જે પેશવાના નાયબને કરવાનો હતો, તે ખર્ચ માટે દર મહીને ૭ હજાર રૂપીઆની જવાબદારી ગાયકવાડના હિસ્સાપર નાંખવામાં આવી હતી અને તે તેના નાયબે પહોંચાડવા એવું ઠરાવવામાં આવ્યું હતું. ટૂંકામાં ધોળકેથી પાછા ફરવાની પરવાનગી મળતાં શ્રીપતરાવ શહેરમાં આવી ગયો હતો અને નિઝામતના કામકાજનો વહીવટ કરવા લાગી ગયો હતો. કોટવાલના ચબૂતરા સામે જૂના વખતથી લાલ રંગના વાવટા કે જે લાલ રંગ વાલાશાન સરકાર (બાદશાહ)નો ખાસ રંગ હતો તે રંગના ઉડતા હતા, તે ખસેડી ગીરેઆરમની રંગના એટલે કે જેને ગેરૂવો અથવા ભગવો રંગ કહે છે અને જે જોગીઓનો તથા મહાદેવનો રંગ કહેવાય છે ને જે રંગ મરાઠાઓએ પોતાના ખાસ ચિહ્ન તરીકે પસંદ કર્યો છે તે રંગના વાવટા તૈયાર કરી, ચઢાવવામા આવ્યા. ગાયની કતલ બંધ થઈ. પાડા, ભેંસ (ના બળીદાન)ની તેમને કેટલીક વખત જરૂર પડતી હોવાથી તેનું ચામડું ઉતારવા (કતલ-કરવા) માટે રજા તથા મજૂરી લઇ ઉતારવું એવું ઠેરવ્યું. બકરાં, ઘેટાં મરાઠા કોમને પણ ખપે છે ને ભાવે છે, તે પણ સોમવારે, અગીઆરસે અને બીજા કેટલાક હિંદુઓને ખાસ (પવિત્ર) દહાડે કતલ ન કરવા એવુ ફરમાવી બાકીને દીવસે તેની કતલ કરવા પરવાનગી આપી. સિક્કાપર જલુસ (રાજ્યારોહણ – ગાદીનશીની) શબ્દના સીન અક્ષરના ગોળાકાર મધ્યમાં મરાઠાઓ ગણેશને પૂજતા હોવાથી હાથીના અંકુશની આકૃતિ કોતરવા ટંકશાળમા હુકમ આપ્યો. ભદ્રમાં આવેલો બાગ કે જે હમેશા ગુલાબ, ગુલ્લાલા વગેરે ખુશબોદાર ફુલોથી લીલો ને તાજો રહેતો હતો અને જે બાગ શોભાથી ભરેલું ને સફાઇથી સંપૂર્ણ આનંદનું સ્થળ હતું ત્યા નહે, પૈસો મેળવવાને વિચારે શાકભાજી વાવી તેને મોંઘે ભાવે વેચવાનું નક્કી કર્યું. પરાપૂર્વથી અને ચાલતા આવેલા ધારા મુજબ, તેમજ બાદશાહી કચેરીથી નક્કી થએલા કાનનો પ્રમાણે બંદૂકો બનાવવાનો પ્રતિબંધ અને લુહારો પાસથી મુચરકા લેવાનો રિવાજ હયાતીમાં હતો, ને તે પણ એટલે દરજ્જે કે નાઝિમ તથા ફોજદારોને જે સનદ અપાય છે તેમા તે (હકીકત) લખાય તથા નોધાય છે, અને તેથી, નાઝિમોની બ્હીકને લીધે તેમાના

( ભાગ્યે ) એ ત્રણ જણા (લુહારો) કેટલાએક મ્હોટા માણસો અને નેતાઓના ઘરોના ખુણામા તેમની હીમાયતના રક્ષણ નીચે ચોરીછૂપીથી તેમના હુકમથી એ કામ કરતા ( બદૂક બનાવતા ) પરતુ આ વખતે દરેક નવી બનાવેલી બદૂકનાપર અડધો રૂપીઓ નાઝિમની મહેસૂલનો જે કોઇ ભરે તેને બદૂક બનાવવી હોય તો છડેચોક તે બનાવવાની રજા મળી તેથી બદૂક બનાવનાગઓની લગભગ વીસ દુકાનો બજારો ને રસ્તાઓમા ખોલવામા આવી, અને શહેર બહારથી પણ ખરીદનારાઓએ આવી, ખુશીથી ખરીદ કરી, તેના પર આપવાનુ મહેસૂલ આપ્યુ છે તેની છાપ મરાવી લઇ જવા માડી આને લીધે બડખોર કોળીઓના ને ફિસાદખોર ધાડપાડુઓના ગામોમાથી દરેક કુબામા કેટલાએ બદૂક વાપરનાગ ( ફોડનારા ) થઇ ગયા આ પ્રાતની વસ્તીની આબાદીને નજર લાગતા તેના સુખના રથજો હાલી ઉઠતા પહેલા, અને તેની ઉન્નતિએ અવનતિ અને વિનાશ તરફ પોતાનુ મ્હોડું ફેરવ્યુ તે પહેલા, શહેર ફરતા આજૂબાજૂ તથા આસપાસ એક બીજા શહેરના જેવા પરાઓ આવી રહ્યા હતા, અને તેમાના દરેક પગના બચાવ તથા સગ્ક્ષણ માટે ત્યા યોગ્ય સખ્યામા સવારો અને પ્યાદાઓ નીમવા ને રાખવામા આવતા હતા. તેના કોટના દરવાજાના આગળા એવા મજબૂત અને મગીન હતા કે અજાણ્યા માણસો, નીચ તોખમના ચોરો કે દુષ્ટ કોળીઓને અદર આવતા જતા તે અટકાવી શકતા. થાણાગદીને લીધે તેમજ બડખોરો બડ ન કરે તેના જામીન લેવાતા હોવાથી તેઓ પોતાની શક્તિની બહાર જઈ ચોરી કરવાનુ કે ધાડ પાડવાનુ સાહસ કે તેવી હીમત કરી શક્તા ન હતા કદી કાઇ વખત કોઇએક પનમા તેઓ ફિતુર પાડતા યા ફિસાદ ઉઠાવતા તો નયનપૂર કે હાજીપૂર કે ફિરોજપૂર ગઢીવાળા જે ફોજદારે ગિર્દના હાથ તળે તે પરૂ સોપવામા આવ્યુ હોય તે તેની મદદે જઈ તેમને કેદ પકડતો યા મારી નાખતો. તેઓ દરરોજ રસ્તા સાચવવા રોન ફરતા તેથી શહેર સુરક્ષિત રહેતુ અને તેની ઘણી રખેવાળી થતી હાલમા તો વખતના વહેવાથી, નવી નવી આફતો ઉતરી આવેલી છે, અને માસના માસ ને વરસના વરસ વહી જતા આગળ જેનો ઉલ્લેખ થઇ ગયો છે અને પૂર્વે જે જણાવવામા આવ્યુ છે તે મધળા ત્રાસ ને ટટાના પ્રાદુર્ભાવથી, પરાઓ એક એવા વેરાન જેવા થઇ પડયા છે કે નથી જેમા એકે બત્તી સળગતી કે નથી જેની દીવાલમા એક ઇટ આખી, કે નથી ગલી જેમા એકે વસ્તીની નિશાની કે નથી ઘર જેના એકે ઘરનુ અવશેષ ચિહ્ન,

કે નથી તે ઘરના ધણીની કોઇને ખબર! "પ્રભુના નામ સિવાય તે ઘરમાં જીવંત કશું નથી" એ વાક્ય સાચું પડ્યું. પરાંઓ ધુળની જેમ વેરાઇ ગયા ને મેદાન મેદાન થઇ ગયાં, બલ્કે પગનાં ઘરો ને ઇમારતોની હદહદ પણ ત્યાંના રહેવાસીઓના મનમાંથી ભૂસાઇ ને ભૂલાઇ ગયાં. જેઓ એ અંધકારમય સ્થળ છોડી વિનાશના ભોંયરા તરફ ચાલ્યા ગયા છે, તેઓ એ પરાંઓને ફરતી દીવાલો કે જે નાશ પામી એક બીજા પર ગબડી પડી છે તે દીવાલોની ઇંટો તથા તેનાં ટેકાંની સ્થિતિરૂપી જીભવડે નીચે જણાવેલી મતલબના શબ્દોનો ભાવાર્થ, ડાહ્યા, જ્ઞાની અને આશ્ચર્ય પામતા મ્હેંરેરાઓના કાનને સંભળાવે છે.

જેણે આ દુનીઆમાં હમારો પાયો નાંખ્યો તે ક્યાં છે?

ઘણા પરાના તો નામનિશાન ભૂલાઇ જઇ લોકોના મનમાંથી તે અદશ્ય થઇ ગયા છે. તેમાં જંગલની માફક શીયાળ, કોલા, શાળા, અને કીડાઓ વાસો કરે છે જાત જાતની ઘાસ ને જંગલનાં ઝાડ ત્યાં ઉગી ગયા છે. ચીબરી ને ઘૂવડે ત્યાં માળા બાંધ્યા છે. શહેરના રક્ષણ કરતા કોટની ચાર દીવાલ સિવાય નથી ત્યાં બીજી આશ્રયની જગા કે નથી કોઇને દાખલ થવાનો પ્રતિબંધ કે અટકાવ. ચાણેબંદી તથા કોળીઓ પાસેથી લેવાતી જમીનગીરી બંધ થઇ ગએલી હોવાથી તેમને રહેતી બ્હીક ને ભય ચાલ્યા ગયા. અત્યાર પૂર્વેની હકૂમતના દીવસોમાં તે દુષ્ટ કોમ હમેશાં રોજે બંધ થઇ જ્યારે જ્યારે પોતાની મરજીને અનુકૂળ આવે તેવી રીતનું બીજા બહારના માણસોથી (પોતાનું) કાર્યક્ષેત્ર મુક્ત જોતી, ત્યારે ત્યારે વગર અડચણે ને વગર દહેશતે શહેરમાં પેસી જઇ, ગલીઓ બંધ કરી દઈ ત્રાસ ને જુલમનો હાથ લંબાવતી, તીરનો મારો ચલાવી (ઘરનાં) બાંરણાં ને દુકાનો ફાડતી, આગ લગાડતી, ઘરવાખરો ઉપાડી જતી અને માણસોને કેદ પકડી જતી, અને વારંવાર જ્યારે રાતે રોન ફરતી ટુકડી જોડે તેનો ભેટો થતો ત્યારે બંને બાજૂના માણસો મરાતાં ને ઘાયલ થતાં. આને લીધે દક્ષણના કિલ્લાઓમાં પ્રચલિત દસ્તૂર ને રિવાજને અનુસરવાનો વિચાર કરી શ્રીપતરાવે બે મ્હોટા ઘંટ તૈયાર કરાવી કોટના બચાવ તથા સંરક્ષણ માટે જે પાસબાન ને ચોકીદારો નીમવામાં આવ્યા હતા તેમને સોંપ્યા; અને એવો બંદોબસ્ત કરવામાં આવ્યો કે સાંજથી સવાર પડતા સુધી દર રોજ રાત્રે, રખેવાળોને સાવધ કરવા અને જાગૃત રાખવા, એક બુરજપરથી બીજા બુરજપર, કોટની બંને બાજૂએથી બે માણસો વારાફરતી, એ ઘંટ વગાડના વગાડતા ફરતા રહે, અને ઘંટને એકના હાથમાંથી બીજાના

હાથમા આપતા રહે તથા રાતથી પરોઢ ફાટતા સુધી એ ઘટાનાદ કરતા રહી શહેર ફરતા કોટની દીવાલની રોન ફર્યા કરે આમ હોવા છતા એક દહાડો રાત્રે કેટલાએક કોળીઓએ કોટની દીવાલ પર એ ઘટ વાગતા હતા, તે વખતે ચઢી આવી એક ( ઘટ વગાડનાર )ને મારી નાખ્યો ને બીજાને ઘાયલ કર્યો, ઘટનુ લોલક કાઢી નાખ્યુ ને બહાર જતા રહ્યા ઉપર જણાવેલી નવીન પ્રથાઓના પાયા ધીમે ધીમે અને એક એક પછી એક એમ નખાતા ગયા. જમાલપુરનો દરવાજો તેના બને બુરજો સાથે, ગોળા અને તોપના મારાથી અને સુરગો ફુટવાથી ખરાબ થઇ ગયો હતો ને તેથી જેની ઉઘાડદે બધ કરવામા આવી હતી તેની તેણે મરામત કરાવવા માડી અને ટૂક સમય ને થોડા વખતમા સખત પત્થર તથા મશીન ને ભારે લોખડી તખ્તીઓવાળા બે બુરજોથી તેને મજબૂત બનાવી તૈયાર કરી દીધો રાયપુર દરવાજાની બહારનો ભાગ કે જે આગના વખતમા અને (હમારા) પૂર્વજોના સમયમા એક પરૂ હતુ ને જે ભાગ વેરાન થઈ ગયો હતો તેને વસાવી તેનુ નામ રૂપનાથપુર પાડયુ લશ્કરના સરદાર શભુજીને વીરમગામના ફોજદાર શકરજીને સાથે રાખી સોરઠ જિલ્લાની પેશકશ ઉઘરાવવા મોકલ્યો મારિફ અલીખાન જે અમદાવાદમા રહેવાથી કટાળી ગયો હતા અને જે બેકાર હતો તે આ અરસામા સુરત બદર તરફ ચાલ્યો ગયો ખભાત બદરના મુતસદ્દી મોમિનખાનના પેશકાર તરીકે ધરમચદ નામે માણસ નીમાયો હતા, તેણે કેટલોક વખત તે જગાનુ કામ કર્યા બાદ, કોઇ એક અમુક કામ બાબત તેની તપાસ કરવામા આવી અને દડ તરીકે એક મ્હોટી રકમ તેને આપવી પડી તે પરિણામે ખજરનો ઉપયોગ કરી આ દુનીઆની આપતેમાથી મુક્ત થયો ફિદાઉદ્દીનખાનનો સસરો મહમદ હાદીખાન કુદરતી મોતે મરણ પામ્યો કાજી નિઝામ ઉદ્દીનખાનનો ભત્રીજો મહમદ રૂકનઉદ્દૌલ્લા ખિતાબ ને પૃથ્વીપતિની કચેરીમાથી શહેર નાઝીના ઓદ્દાથી સન્માનિત થઈ આવ્યો લેખકને પોતાના પુત્ર રહીમહમદખાનના લગનનું શુભ કાર્ય કરવાનુ હતુ અને સામો ( વેવાઈ ) પક્ષ ખંભાતમા રહેતો હતો, એટલે શ્રીપતરાવની રજા લઈ પવિત્ર ઝીલ્હજ માસની ત્રીજી તારીખે પોતે રવાના થયો, અને લગન માટે અઢારમી તારીખે શુભ મુહૂર્ત હોવાથી તે તારીખે લગ્ન કર્યા, અને કેટલીએક રિવાજી રીતભાતો કરવા માટે પોતાને બીજા થોડા દીવસ ત્યા રોકાવુ પડયુ

---

# ખંભાત બંદર લેવા શ્રીપતરાવનું જવું અને પાછા આવવું

આ વખતે ઘણો વરસાદ પડવાથી વર્ષાઋતુ બહુ સખત ગઈ અને ઘણી જગાએ ઈમારતોના પાયા હાલી ઉઠયા હતા, તેથી ખંભાત બંદરના કિલ્લામા કેટલીક જગાએ તૂટફાટ થઇ હતી અને કેટલીક જગાઓ પડી ગઈ હતી, અને વરસાદના દીવસ તમામ પૂરા થએલા હોવાથી તેની મરામત તથા સુધારા (રીપેર) કામ થઈ શકયુ નહતુ. ત્યા આવજાવ કરનારાઓ પાસથી શ્રીપતરાવને એ બાબતની ખબર પડી આવા સમયમા પણ પોતે વખાણવા લાયક રીતે નોકરી ઉઠાવે છે તેવુ બતાવવાનો વિચાર કરી તે જગા સર ફરી લેવાનો મનસૂબો તેણે પોતાના મન સાથે કર્યો દક્ષણીઓના માનના પ્યાદાઓની ટુકડીના ઉપરી અને વકીલ (તરીકે કામ કરતા) સર્વોહરરાવ નામના માણસને પોતાના મનની છાની વાતથી વાકેફ કર્યો અને છૂપી વાતના દાબડાનુ ઢાંકણુ ખોલી નાખી તેને પોતાના વિશ્વાસનુ સ્થાન બનાવ્યો પણ તે વાત ગુપ્ત રાખવાનો તેને આગ્રહ કર્યો, અને કહ્યુ કે સૌથી પહેલા તો કોઇ તેને ઓળખી ન કાઢે, કોઇને તેનુ પીછાન ન પડે, અને કોઇ તેનો ઇરાદો પામી ન જાય તેવી રીતે તેણે ખંભાત જવુ અને કોટમા કયા કયા ભાગતૂટ ને ભાગતોડ થઇ છે, સિપાઇઓની સ્થિતિ કેવી અને સંખ્યા કેટલી છે, તેની ખબર કાઢવી તથા અંદર પેસવાના અને બહાર નીકળવાના રસ્તા બારીકીથી અને ધ્યાનપૂર્વક નજરમા રાખી પાછા ફરવુ જો તે કામની જવાબદારી માથે લઇ શકવા જેવુ લાગશે તો પછી તેનો અમલ કરવા ઈરાદાની કમર મજબૂત કરી, પોતે ત્યા જશે પૃથ્વીપર ફરતા અને જંગલમા રખડતા જોગીઓ (સાધુઓ)ના રૂપ ને શિકલ ધારણ કરી તેણે પોતાના સદ્ગુણ રહીત મ્હોડાને ગધેડાની જેમ, કપટની ધુળમાં આળોટયુ અને પછી તે રસ્તે પડયો, અને આવા હાસ્યજનક વેશ સાથે થોડા દીવસ શહેરની અંદર તથા બહારના દરેક ખૂણા અને દિશામા સુમસ ફરસો ગયો, અને જૂનના વગરાડવાળા માણસ માફક ગલીએ ગલીએ ને મહોલ્લે મહોલ્લે રખડી ખરી સ્થિતિ કેવી હતી તેની માહીતી મેળવી પાછો ફર્યો અને તે જગા સર કરવાની સ્હેલામા સ્હેલી રીત અને આસાનમા આસાન રસ્તો શ્રીપતરાવને બતાવી, તેનામા લોભ ને લોલુપતા ઉત્પન્ન કર્યા, તથા એ કાર્ય

પાર પાડવા માટેની જવાબદારી ને પ્રયત્ન કરવાનુ પોતાને તથા પોતાની માવલાઓની ટુકડીને માથે નાખ્યા. શ્રીપતરાવે એ બાબતની એક યુક્તિ અજમાવવા માંડી અને સામાપક્ષને ભૂલાવામા નાખવા માટે એવી રીતનો બહાન રૂપી કોઇ આધાર શોધવા માંડ્યો કે જેથી તે બાજૂને તેના ઇરાદાની ખબર ન પડે અને ગફલતીમા રહે; જેથી વખતે ( પોતાની ) મતલબરૂપી માશૂક પોતાના પાસામા આવી પડે તથા કટ્ટારૂપી હાથ તેની ગરદનપર પડે. સંજોગવશાત્ બે માળનો એક રથ કે જે નવીજ રીતે રૂઘનાથરાવ માટે બનાવવામા આવ્યો હતો તથા જેને ઉંચી જાતનો શણગાર કરી, જરકશીના કાપડથી મઢવામા આવ્યો હતો તે ( આ વખત ) તેના તરફ રવાના કરવામા આવ્યો અને તેની રખેવાળી માટે આરબ અને સીંધીઓની ટુકડીમાથી એક સરસ ટુકડી સાથે તેને આગળ જવાની પરવાનગી આપી અને પોતે લગભગ પાચસો માવલાઓની એક ટુકડી કે જેમા બરકન્દાઝો, સવારો, પ્યાદાઓ અને કેટલાક નવા રાખેલા સિપાઇઓ હતા તેને સાથે લઇ રથને પહોચાડવાને બહાને પેટલાદ સુધી આવ્યો, અને ત્યાથી ઘણી ત્વરાથી ખંભાત જઇ પહોચ્યો સંજોગ એવો બન્યો કે મોમિનખાને ભ્રિજલાલ નામના પોતાના પેશકારને કેટલાક કામોનો નિકાલ કરવાને પેશવા પાસે જવા મોકલ્યો હતો તે પેટલાદ જઇ પહોચ્યો હતો, તેને શ્રીપતરાવના આવવાની ખબર પડી એટલે તેણે તેની મુલાકાત લીધી, અને તેની જોડેની વાતચીત પરથી પોતાના બુદ્ધિબળ તથા દૂરઅંદેશીથી કળી ગયો કે રથને પહોચાડવા આવવાનુ તો માત્ર એક બ્હાનુ હતુ, તેની ખરી મતલબ શી હતી, તે તે પામી ગયો, તેથી તે ને તેજ વખતે સાવચેતી અને સાવધતા વાપરી તેણે તે હકીકતથી મોમિનખાનને વાકેફ કરી લખી જણાવ્યુ કે પોતાના શહેર માટે ખબરદાર રહેવુ રાતના લગભગ બ પહોર વીતે તેનો મોકલેલો માણસ ખંભાત પહોચ્યો. આવક થોડી ને ખરચ વધારે હોવાથી પોતાની હાલતના પ્રમાણમા તેની પાસેના લશ્કરની સખ્યા થોડી હતી, અને વળી તેમાથી પણ ઘોડાને પેશવાના માણસ ભગવાનની રખેવાળી માટે ધંધૂકે મોકલ્યા હતા; છતાં બચાવ તથા સંરક્ષણના પગલા લઇ આગા મહમદ હુસેન કે જે ત્યા જઈ રહ્યો હતો તેને જૂના વખતની મૈત્રી ને દોસ્તીદાવે પોતાના સાથીદારો સાથે પોતાની મદદમા બોલાવ્યો, તથા નાદરશાહી મોગલોનો જમાદાર મહમદરશીદ બેગ કે જેને બરતરફ કરવામા આવ્યો હતો તેને પણ એવાજ વર્તમાન હકીકતથી વાકેફ કર્યો, અને કમર બાંધી, જે મકાનમા હાંસો રહેતા હતા, તે મકાનમા જરા પણ અવાજ આવે તો

તે આજગના કાન માટી બેઠા, કે જેથી જે પણ બાજૂએથી ગોંગાટ સંભળાય તે બાજૂ તરફ જઈ તેને દૂર કરે. તે વખતે દુષ્ટ અંતઃકરણવાળા કાળા હૃદયના માણસોના જેવી કાળી રાત્રી દેખાઇ—

રાત તો એવી કે જાણે ઉંડા દરીઓ
કે જેણે (જે દરીઆએ) માટી (પૃથ્વી)ના કેન્દ્રને ચારે બાજુએથી વીંટી
લીધુ હોય.

કે તરતજ શ્રીપતરાવે અંબાન બંદરે પહોંચી જવાની મતલબથી એક ભોમીયાને આગળ કરી તેની પાછળ પાછળ ચાલવા માંડ્યુ. રાત્રીનો અંધકાર એવો હતો કે (તેણે) માણસની દૃષ્ટિને ખરો રસ્તો ને ખોટો રસ્તો ઓળખવાની ને શોધી કાઢવાની શક્તિથી રહીત કરી મૂકી હતી. બંદરની નજદીકમા એ વિપથગામી-રસ્તો ભૂલેલો—ભોમીઓ રસ્તો ચુકયો અને રસ્તાની ભુલામણી અને અજ્ઞાનની ખીણમા પડયો. ડિસેમ્બર માસની છવીસમી તારીખે રાત પુરી થવાને લગભગ બે કલાક બાકી હતા અને જે વખતે કાળા પોશાકવાળો નિશાચર-રાતના રખડુ ચોર—આકાશના તારા રૂપી ધન એકઠું કરવા માટે આભ ચઢાની (જમીનના) ભોયરામા તેને દાટતો હતો તે વખતે તે ત્યા આવી પહોંચ્યો, પરંતુ કોટની જે ખંડીએર દીવાલમાથી અંદર પેસવાનુ નક્કી કર્યુ હતુ તે દીવાલની સંજોગવશાત્ તેજ દીવસે મરામત કરવામા આવી હતી, તેથી અંદર પેસતા અટકવું પડ્યુ. પૂર્વાભિમુખના ગનાગના દરવાજાની જોડેના બુરજ ને રહી રક્ષકો વિનાના અને ગરીબ માણસોના મકાન જેવા ખાલી જણાતા માવળાઓની ટૂકડી દોરડાના ફાંસા નાખી તેની મદદથી તેના ઉપર ચઢી ગઇ અને અવારીએ

તેજ વખતે વાવટો ફરકાવ્યો,

અને કોઈને ખબર ન પડે તેમ દરવાજા તરફ (તેઓ) દોડી ગયા

એ દરવાજાની અગાસીપર ત્રણ ચાર જણા હતા તેમને જાણ થતાજ તેમણે બંદુકના થોડા બાર કર્યા. માવળાઓમાથી કેટલાએક કાંગરાની ટોચ સુધી ચઢી આવ્યા હતા, કેટલાક રસ્તામા હતા, કેટલાક અરધે રસ્તે આવી ગયા હતા અને ઉપર ચઢવાની તૈયારી કરતા હતા, તેમને (આ બંદુકના બારને લીધે) વિચાર આવ્યો કે વખતે રક્ષકોની સંખ્યા ઝાઝી હોય તો અમદાવાદના કોટની દીવાલપર ચઢતા જેમ બન્યું હતુ, અને જે બનવાથી તેમની આંખ ને તેમના દિલ ત્રાસી ગયા હતા, તેમ બને તેથી તેઓ અટકી ગયા. શ્રીપતરાવે તેમની પુંઠે આવી લાકડીઓના સપાટાથી તેમના ખભા તથા બાજૂઓને વણાએ નરમ કર્યા, અને તેમને ઘણુ પણ કહ્યુ

પણ તે તેમણે જરાએ સાંભળ્યું નહિ. મોમિનખાન તો તૈયારજ બેઠો હતો, એટલે માત્ર બંદૂક ફુટવાનો અવાજ સાંભળતાં વગર વિલંબે, ઝપાટા અને ત્વરાથી પોતાની પાસે જે માણસો હાજર હતા તેમને લઈ ત્યાં પહોચી ગયો.

યોદ્ધાઓ ગઢપર દોડી પહોચ્યા,

(તેઓ) એકબીજાને લડાઈના કામમાં મદદ કરતા (હતા).

જેઓ કોટની દીવાલપર ચઢી આવ્યા હતા તેમને મારી મારીને નીચે નાખી દીધા, અને તોપ બંદૂકરૂપી લડાઈનો આતશ સળગાવ્યો. લેખક ત્યાં હતો, તેણે આ બનાવ ત્યાં જઈ નજરોનજર જોયો. દીવસનો લગભગ દોઢ પહોર ચઢતાં સુધી લડાઈની ભઠ્ઠી ગરમ રહી, અને બાજૂના થોડા માણસ મરાયા ને ઘવાયા. દરવાજા બહારના માણસો આખી રાત આવેલા હોવાથી અથડામણથી થાકી ગયા હતા, એટલે યુદ્ધ કરવાનું માંડી વાળી અકબરપૂરમાં આવેલા મકાનો તથા મરાઠા ગુમાસ્તા (અમલદારો)ને રહેવાના મકાનનો આશરો લઈ તેઓ માણસાઈ જરૂરીઆતોથી ફારગ થવા તથા આરામ લેવા મંડી ગયા મોમિનખાનની સૂચનાથી દીવસની આખરે લેખકે શ્રીપતરાવપર એક પત્ર લખ્યો કે આજે જ મારે રૂબરૂ આવીને મળવું એવું મેં નક્કી કર્યું હતું, પરંતુ આ ધીંગાણું થવાથી મુલતની રાખવું પડ્યું છે, તેના જવાબમાં લેખકને શ્રીપતરાવે પોતાની પાસે બોલાવ્યો અને લેખક જઈ તેને મળ્યો. તેણે યુક્તિપુરઃસર વાતો કરી અને કપટી-દાંભિક-વાણી વાપરી જણાવ્યું કે રૂઘનાથરાવ તરફથી એક પત્ર આવેલો છે, તેમાં લખ્યું છે કે મોમિનખાને ખંભાત સોંપી દેવું અને તેને બદલે તેને માટે બીજી જગાની તજવીજ થશે, માટે (લેખકે) આવતી કાલે મોમિનખાનના કોઈ વિશ્વાસુ માણસને લઈ આવવું કે જેથી તેની જોડે પણ રૂબરૂ વાતચીત કરી શકાય. તેજ રાત્રે દરવાજાની સામે માંચડા ઉભા કરી મોરચા બનાવ્યા. બીજે દીવસે જ્યારે

સૂર્યના ઝાડથી નીચી બેરી

દુનીઆના કારખાનામાંથી રાત્રીની ધૂળ,

ત્યારે બન્ને બાજૂ તરફથી તોપના ગોળા અને બંદૂકની ગોળીઓરૂપી એલચીઓ પરસ્પર નુકસાન કરવામાં રોકાયા દીવસની આખરે જ્યારે યુદ્ધનો (બળતો) અગ્નિ ઠંડો પડ્યો, અને જ્યારે એ મદદેશવાહકોની આવજા બંધ થઈ ત્યારે, તે જગા (ખંભાત)નો હિસ્સેદાર ભગવતરાવ કે જે પુણે ગયો હતો તેના નાયબ ગંગાધર પંડિતની સૂચના મુજબ આ લેખક મોમિનખાનના વિશ્વાસુ માણસ તરીકે પોતાની જોડે ઉઝમત ઉલ્લાને લઈ ગયો.

શ્રીપતરાવે જે હકીકત આગળ કહેવાઈ ગઈ છે ને તેને ફરીથી કટી બનાવી. મોમિનખાન પામે જ્યારે તે વાત જણાવવામાં આવી ત્યારે તેણે તેનો સ્વીકાર ન કરતાં વિરોધ કર્યો. પેટલાદથી બ્રિજલાલ પેશકાર અને ભગવાનની રખેવાળી માટે જે સવારો ગયા હતા તે એક ખીજાની પાછળ લગોલગ આવી પહોચ્યા. એક અઠવાડીઆની મુદત સુધી બંને પક્ષ તરફથી વારંવાર લડાઈ મચાવવામા આવી કે જે બહાને જેમનું આવી બન્યું હતું તેમની હયાતીનું વૃક્ષ નાશ પામ્યુ. શ્રીપતરાવે જોયું કે પોતાનુ કામ આગળ વધતું નથી, એટલે ગંગાધર પંડિતની સલાહ મુજબ તેણે ચોરાસી પરગણાના ગામો કે જ્યાં અનાજ લઈ લેવાની તથા દાણા લણવાની મોસમ આવી પહોચી હતી ત્યા જઇ, જમાબંદી કરવા તથા મહેસુલ વસુલ કરવા અમલદારો મોકલ્યા અને એ રીતે પરગણું કબજે કર્યું. હિ. સ. ૧૧૬૭ ના પવિત્ર મહોરમ માસની પહેલી તારીખે શ્રીપતરાવની માગણી મુજબ, બ્રિજલાલ તથા ઉઝમતુલ્લાને માથે લઇ લેખક તેની પાસે ગયો, અને આ કજીઓ દૂર કરવા બાબત તેમની વચ્ચે વાતચીત થઈ, અને વાદવિવાદને પરિણામે, ગયે વરસે રૂઘનાથરાવ જે રકમ લઈ ગયો હતો તે ઉપરાંત ઘાસ દાણાની રકમ ખાતે રૂપીઆ સાત હજાર વધારેની તેના તરફથી માગણી કરવામાં આવી. લેખક તો તેની સામે પડયો પણ એટલામા ઉઝમતુલ્લાએ એવું જાહેર કરવા મ્હોઢું ઉઘાડ્યુ, અને કહ્યું કે દર વરસને માટે તે રકમ પરગણાપર ઠેરવવામા આવી છે ને ચાલુ રહેશે, એટલે પોતે (લેખક) ચૂપ રહ્યો. શ્રીપતરાવના મનની ખાતરી કરી આપવા માટે ગંગાધરને પોતાની જોડે મોમિનખાન પાસે લઇ ગયો, અને મોમિનખાને એ રકમ પગાર કરવા માટે પરગણાપર તનખાનો લેખ કરી આપ્યો. મજકૂર મહીનાની ત્રીજી તારીખે શ્રીપતરાવ અમદાવાદ તરફ જવા રવાના થયો. આશુરાના દીવસ હોવાથી લેખક ત્યા રોકાયો, એટલામાં મહોરમની આઠમી તારીખે એકાએક ઈશ્વરનો કોપ દયાના રૂપમા (વરસાદ=દયાનું રૂપ) ઉતર્યો અને આકાશપરથી એક સર્વવ્યાપક આફત નીચે ઉતરી, એટલે કે કમોસમના વરસાદની મુશળધાર ઝાપટ થવા લાગી.

લેખકનું રચેલુ કાવ્ય

આકાશે પોતાના દ્વાર ખોલ્યા,
અને પૃથ્વી તરફ પાણીનો ધોધ રવાના કર્યો.
જેની એક એક શાખા નીલ નદી (જેવી) હતી,
જેમાંથી પડતા બુંદ મોજાં ને રેલ (જેવાં) હતા,

પૃથ્વીપર ને આકાશમા હાય હાય થઈ રહી
અને છએ દિશામા ધરતીકપ થઇ ઉઠયો
લાબા કાળથી આકાશને છૂપુ દર્દ થતુ હતુ,
તે તેણે એકી વખતે આની રીતે (રડીને) મલ યુ
બે દીનસ ને બે રાત્રી તેણે બેધડક આસુ પાડયા,
જેથી કાઇ બચતુ રહેશે એવી આશા સરખી રહી નહિ
રડતા રડતા એક ક્ષણ પણ આકાશે આખ ઉચાડી નહિ,
પોતાના હૃદયમા જે જે હતું તે બધુ જાણે ખાલવી નાખ્યુ

ને નવમે દીવસે ને આશરાની રાત્રે, આદ ને સમૂદની આધીઓની યાદ આપતા ચડ ઝઝાનાત વાના માડયા અને તે (મૂસળધાર) વૃષ્ટિને મદદ ને સહાય કરવા લાગ્યા, અને "પછી હમે આકાશના બારણા રેડાતા પાણી વડે ઉઘાડયા" એ કોરાનના પવિત્ર લેખના શબ્દોનુ સત્ય દાખ યુ નૂહ પેગમ્બરના વખતમા આવેલી રેલના જેવો દેખાવ થઇ ગયો લબાઇમા તે કામર જેવી કાળી રાત યલદાની* રાત જેવી અને અધકારમા દીજૂરની× રાત કરતા વધારે અધારી હતી કયામતના દીવસની રાત જોડે તેને ભાઇચારાન સગપણ હતુ બલ્કે ભાઇઓમા (બ્હેનોમા) એ રાત સૌથી મ્હોટો ભાઇ (મ્હોટી બ્હેન) હતો (હતી) ઇનસાનમાથી કાઈ ઇન સાનને ૪ મુગા હેવાનમાથી કાઇ હેવાન (પશુ)ને એવી આશા ન હતી કે એ આફતમાથી છૂટી પોતાની જીવરૂપી બત્તી સવાર સુધી બળતી રાખી શકશે 'પછી તે પોતાના છાપરા ઉપર (ઉંધા) વળી પડી ગયા છ આ શબ્દોનો ભાવાર્થ ઘણા ખરા મકાનોના પાયા બાબતમા યોગ્ય થઈ પડયો, અને તે પાયા હાલી ઉઠયા અને તેમા રહેનારાઓને વિનાશના ભાયરામા ને મોતની ખાઈમા ગયા સિવાય બીજો ઈલાજ ન રહ્યા જૂના, જબરા ને ઉંચા વૃક્ષો જેની ટોચની શાખાઓ ભૂરા આકાશ જોડે બરાબરીનો દાવો કરતી હતી તે તણખલા ને ગુલાબના છોડની જેમ જડ મૂળથી ઉખડી ગયા અને અવનતી ને ખાકસારી (નમ્રતા)ની રેહ અને નિર્મળતા તથા રારમિંદગીનો ચ્હેરા રસ્તાની ધૂળ પર નમાવી દીધા આશરાને દીવસે લગભગ પાચને પહોરે તે ઉચ્ચ અને પવિત્ર પ્રભુએ પોતાની દયા દેખાડી જે બચી ગયા હતા તેમના પર કૃપા કરી વરસાદ ને વાવાઝોડુ એક સાથે બધ થઈ ગયા અને પોતાના કાર્યના દરવાજા બધ કરી દીધા પૂર્વ દિશાના બાદશાહે સોનેરી તલવાર ખેચી, વાદળાના સૈન્ય પર હુમલો કરી તેને હદથી

* શિયાળાની લાબામા લાબી રાત × ઘણી અધારી રાત

જ્યાદા કામ કરતુ અટકાવ્યુ, અને એ (વાદળાના) સૈન્યની હારો ભેદી, મરતા બચેલા માણસોને પોતાના રક્ષણ નીચે લઈ લીધા, અને નિરાશ થએલા માણસોના રૂદનથી જે પાપણો ભીંજાઈ હતી તેને પોતાના કિરણ રૂપી વાલથી લુછી નાખી મુસાફરીના રસ્તા ને માર્ગો રેતરૂપી ધાડપાડુઓ રાકી બેઠા હતા તથા જે જગાએથી નદી નાળા ઉતરાય તે જગાએ છુપાઈ ગયા હતા અને એ ખબરને લીધે તે સલામત ન હતા: લેખકને તે કારણમાં ત્યા રાહ ઈ રહેવુ પડયુ હતુ છેવટે પ્રભુની મદદને પોતાના રખેવાળ તરીકે લઇ ત્રેવીસમી તારીખે પોતે અમદાવાદ આવી પહોચ્યો.

---

## ખંભાત બંદરેથી શ્રીપતરાવના પાછા ફરવા બાદ દુષ્ટ કોળીઓએ ઉઠાવેલુ બંડ: તે અરસામાં બનેલા બનાવો

---

ખંભાત બંદરેથી શ્રીપતરાવના પાછા ફરવાના, તેનુ ધારેલુ કામ પાર ન પડવાના, તથા તેની પાસેના લશ્કરની સંખ્યા ઓછી હોવાના સમાચાર, આઘે ને પાસે સૌને કાને પડયા, એટલે દક્ષણીઓના ત્રાસ ને જુલમના ધાને લીધે અને શ્રીપતરાવના પોતાના વ્યક્તિત્વને લીધે જે જે બીનાબરતી (શાંતી) દાખલ થઈ હતી તેમા ઘણી ખલેલ પડી, અને ખૂણે ખોચરેથી દરેક દુ'બ્ડ ને ધીંગાણાખોર માણસે બંડ ઉઠાવવા માથું ઉંચકયુ, અને કેટલાક હીમતવાન (નિડર) કાળીઓએ તેના પાછા ફરતી વખત તેના સાથીઓમાથી જે પાછળ પડી ગયા હતા તેમના પર લૂટ પણ ચલાવી. તે બાબત આખ આડા કાન કરવાથી, બીજાઓને તેવાજ સાહસ ને ધૃષ્ટતા કરવાનું કારણ મળ્યુ, એટલે તેમણે પોતાના જાતી સ્વભાવ ને કુદરતી ખાસીઅતનો રસ્તો ગ્રહણ કરી, છુપાપણાને ચારે તરફથી દૂર કરી, ગમે તેમ વર્તવા માડયુ, અને ભૂતકાળમા ચોરીઓ કરતા અટકયા હતા અને તેને લીધે તે વખતે જે ખોયુ હતુ તે માટે ઠગાઈનો હાથ પશ્ચાતાપની હાથેલી પર ધરી, તેનો બદલો લેવા તે હાથ જુદી રીતે લગાડ્યો, અને એ ભૂતકાળમા તેમને જે નુકસાન થયુ હતુ તે નુકસાન ભરી લેવા, આગળના વખતના હાકેમોના અમલમા, જેવી રીતે શહેર અને પરગણાઓમા ઘરોમા ખાતરો પાડતા ને દુકાનો તોડતા હતા તેવી રીતે વર્તવા માડયુ એ લુટારૂ કામને ચાનક આપી શિક્ષા કરવી એને પોતાનુ ખાસ કામ ગણી, શ્રીપતરાવે રાઘુ શંકર કોટવાલને નવા રાખેલા સવાર તથા પ્યાદાની

તથા લશ્કરમાના માવલાઓની એક ટૂકડી આપી તે કામ પર નીમી વહી આળ તાબે લુહારપુરનુ એક નાનુ સરખુ કોળીઓના વસવાટનુ ગામડું છે ત્યા મોકલ્યો, અને હુકમ કર્યો કે તે ગામડા પર છાપો મારી તેમને કતલ કરવા ને કેદ પકડવા. એબુનીયાદ કોળીઓને ફોજ આવે છે એવી ખબર પડતા તેઓ તરતજ ગામ ખાલી કરી આસપાસના જગલ, બાવળની ઝાડી તથા પાડોશના કોતરોમા છુપાઈ ગયા લુટફાટ જેને વહાલી છે એવી માવલાઓની ટૂકડીને તો એ કાર્ય, ધૂમાડા વગર થતી મીઠાઇ અને (મધ)માખી વગરના મધ જેવુ (મીઠુ) લાગ્યુ, એટલે જે હાથમા આવ્યુ તે ઉપાડી લઇ (ગામ) બહાર આવતા ગયા, એટલામા ચારે તરફથી છુપી જગાએથી કોળીઓ બહાર પડયા, અને (તેમના પર) હુમલો કરી તીર ને બદૂક છોડતા લડાઇ કરતા તેમની પૂઠ પકડી, અને કેટલાએકને મોતની ધૂળ ચાટતા કર્યા, અને તેઓ (માવલાઓ) તેમની (કોળીઓની) સામે ન ટકી શકે એવી તેમની સ્થિતિ કરી મૂકી તેઓએ ન છૂટકે નાસવા માડયુ, કૂતરા માફક કોળીઓ તેમની પાછળ દોડયા અને દરેક જગાએ તેમની પૂઠે જઈ કેટલાએકને ઘાયલ કરી, મોજે વળાદ સુધી તેમને નસાડી મૂકયા, અને વિપથગામી (ગ્મેરઠ) માવલાઓને પોતાના કામમા મળેલી એવી હાર ઝાહેર થઈ, કે જેને મનવે તેમની નામર્દાઈ બતાવવા માટે નીચેનુ કાવ્ય યોગ્ય ગણાય

લેખકનુ રચેલુ કાવ્ય

તેઓ કૂતરા જેવા મુડદા ખાનારા અને ગદા મ્હોના છે
કાગડા ને સમડી જેવા બકબક કરનારા છે
પાણીમાની અને પૃથ્વીપરની હરેક જીવતી વસ્તુનો
તેઓ ભક્ષ કરે છે, તેઓ કશાથી ડરતા નથી.
ચારો ખાનારા અને માસાહારી પ્રાણી માફક તેઓ વાળ નીચે
દગાઓના (કપટી) હોય છે

તેમના શરીરનો લેબાસ તેમના શરીર પર જ ઉગી નીકળે છે
જ્યારે તેઓ ન્હાસવા માડે છે ત્યારે
ઝડપી ચાલના ઘોડાના વછેરાની પણ મશ્કરી કરે છે
(વછેરા કરતા જલદી ન્હાસે છે)
ગધેડાના ભુકવા જેવો તેમનો કઠોર અવાજ હોય છે
અને તેઓ ટૂકે પગલે ચાલે છે,
સાપ ને નાગની માફક તેમનુ આખુ શરીર તેમનુ પેટ હોય છે.

ન છટકે સાંજને વખતે શરમ અને અવનતિનો પોશાક પહેરી રાઘુ શંકર મરતાં અગ્રેસરોઓને લઇ પાછો ફર્યો. આ બનાવ બનવાથી કોળીઓની દુષ્ટતા ને ધૃષ્ટતા વધી પડયાં, અને આગળ કરતાં પણ વધારે ચોરી ને લૂંટફાટ કરવાની તેઓ હીમત કરવા લાગ્યા. આવા વખતમાં કે જ્યારે તેમની રખેવાળી વગર,આ સૂબાના રાજમારગો ભય ભરેલા અને રસ્તાઓ આફતથી ઉલગયવા થઇ ગયા છે અને એ રસ્તાઓપર સલામતીથી મુસાફરી કરવી મુશ્કેલ થઇ પડી છે ત્યારે તેમનામાના કેટલાક એ રીતે વળાવા તરીકે—વેપારીઓના માલ અસબાબ તથા ગામડીઆઓનાં દાણા ભરેલાં ગાડાઓ જોડે પરાઓ સુધી આવી, તેને અહી સલામત પહોંચાડી જાય છે; અને કાફલાઓને લઇ જવાને બહાને ત્યા ગત વાસો કરે છે. શ્રીપતરાવને એવો વહેમ આવ્યો કે જે કોળીઓ એ બહાને પગામા આવી રહેતા હતા તેઓ રાતને વખતે તક મળે શહેરમા પેસી જઈ ચોરીઓ કરે છે ને ધરો ફાડે છે, તેથી તેમાના સત્તાવીશ માણસો કે જે નવાવાસ પગમાં આવા રહ્યા હતા તેમને પોતાના માણસો મોકલી મારી નંખાવ્યા. વળાવા વગર કામકાજ ચાલે એમ હતું નહિ એટલે તેઓ વટવા તથા શહેરથી ચાર કોસ દૂર સુધી આવી પહોચાડી જતા અને ત્યાથી પાછા ફરતા. શહેર માટે નીમાએલા લશ્કરનો સરદાર શંભુજી જે અત્યાર પહેલા વીરમગામના ફોજદાર શંકરાજી જોડે સોરઠ જિલ્લા તરફ ગયો હતો તે જગત ઉર્ફે દ્વારકા સુધી જઇ પહોચ્યો. તે તે તીર્થની યાત્રા (ત્યાંની મૂર્તિની પૂજા) કરી, બની શકે તેટલી દરેક જગાએથી પેશકશ ઉઘરાવી, પાછો ફર્યો, અને શંકરાજીને સાથે લઈ શહેરની (સર) હદમાં આવી પહોચ્યો. દુષ્ટ કોળીઓના બંડ ને હુલ્લડની આફત સાધારણપણાની હદ છોડી આગળ વધી ગઈ હતી એટલે શ્રીપતરાવે તેમને મેગવા નદીના જિલ્લા તથા વહીઆળ તરફ મોકલ્યા, કે જેથી તેઓ ત્યા જઈ બંદોબસ્ત કરે અને બંડખોરો બંડ ન કરે તેના જામીન લે. એ બંને જણાઓ તેણી તરફ ગયા. તેમણે થોડો વખત એ કામ કર્યું, પરંતુ એ દક્ષણીઓને લાગ્યું કે પોતે કોળીઓની સામે ટકી શકશે નહિ, અને તે સંબંધે જે થવું જોઈએ તે માત્ર પ્રભાવ (રુવાબ)રૂપે રહી અમલમા પરીણમી શકશે નહિ, એટલુંજ નહિ પણ વખતે પરિણામ ઉલટુંજ આવે, અને તે અજ્ઞાન—જંગલી—લોકોનાં હુલ્લડ અને ધૃષ્ટતા વધી પડવાનું કારણ થઈ પડે; તેથી તેઓ પાછા ફર્યા ને શંકરાજી વીરમગામ તરફ ગયો ને શંભુજી પોતાને વતન ગયો. અમદાવાદમાં રાખેલા લશ્કરના સરદાર તરીકે તેની જગાએ ઘોંડુ દત્તાત્રય નીમાઈને આવ્યો. આજ સા-

લમા કાઇક અમુક મબબને લીધે થોડા વખતથી વઝીર ઉલ્ મમાલેક સફદરજંગ પૂજ્ય બાદશાહની મરજી અને પરવાનગી ન છતા હજૂરમાથી નીકળી જઇ, સુરજમલને પોતાની મદદમા બોલાવી, પાટનગરની હદમા દુલ્લડનુ મૂળ થઇ પડયો હતો મ્હોટા મ્હોટા અમીર ઉમરાવો તેને જઇ મળ્યા હતા અમીર ઉલ્ ઉમરા ઈમાદ ઉલ મુલ્ક તેની સામે થવા બહાર પડયો લશ્કરને ગોઠવવા તથા યુદ્ધ માટે તૈયારી કરવામા કેટલાક મહીના વહી ગયા એટલે રૂઘનાથરાવને તેની મદદના બદલામા એક મ્હોટી રકમ આપવાનું કબૂલ કરી તેની મ્હોટી ફોજ સાથે તેણે આની પોતાને મદદ કરવી તથા સહાય થવુ એવી માગણી કરી સફદરજંગે લડવાનો વિચાર માંડી વાળ્યો અને તે પોતાના તાલુકા અયોધ્યા તરફ ચાલ્યો ગયો અને સુરજમલ પોતાના ગામ તરફ રવાના થયો, અને વઝીરે આઝમનો શોભાસ્પદ આધિકાર ઈમામ ઉલ્ મુલ્ક ખાનખાનાન કે જે હઝરત ફિરદૌસ આરામગાહના વઝીર કમરૂદ્દીનખાનનો પુત્ર થતો હતો તેને સોપાયો દીવાની કારભાર તથા બીજા ઓદ્દાઓની બહાલી સબધે ખાનખાનાનની મ્હોર સાથનુ ઉચ્ચ ને મહાન ફરમાન આવી પહોચ્યુ

ઉચ્ચ ફરમાનની નકલ

ઉચ્ચતા અને શ્રેષ્ઠતાના રક્ષક, લાયકાતના ધારક, અલી મહમદખાન બહાદૂર ઉચ્ચ (બાદશાહી) કૃપાનુ ધ્યાન થજો ' અમદાવાદ સૂબાના દીવાનના તથા બીજા ઓદ્દાઓપર તે ઉચ્ચતા ને શ્રેષ્ઠતાના રક્ષકને બહાલ ને મુકરર કરવામા આવેલો છે અને તેથી આગળના દસ્તૂર મુજબ ખાતર જમા રાખી, સપૂર્ણ અધિકાર ભોગવી, દયાનતદારી અને પ્રમાણીકપણે પોતાની નોકરી કર્યા જવી, તથા સાવચેતી ને સાવધાનતાને એક ક્ષણ પણ હીનમા ન રાખવી કે તેનો અનાદર ન કરવો, તેમજ દીવાની ખાતાના કાગળો તથા બીજા તુમારના શિરસ્તા મુજબના પત્રકો, ધારા મુજબ તથા મામૂલી રીતે, નક્કી કરેલા ધોરણો અને ચાલતા આવેલા રિવાજ પ્રમાણે વખતો વખત તૈયાર કરી ઉચ્ચ કચેરીમા રવાના કરતા રહેવુ એ બાબત આને તાકીદ હુકમ સમજવો મરાઠાઓના અમલની શરૂઆતથી કાપડખાતા તથા સાયર મહાલના બાદશાહી મુતસદ્દીઓની સત્તા લઈ લેવામા આવી હતી ને તે હકીકતની ખબર ઉચ્ચ બાદશાહી દરબારના સ્થભો (અમનદારો)ને પહોચી ગઇ હતી, તેથી હજૂરશ્રી તરફથી તે મુતસદ્દીઓને તે કામ પર (ફરી) દાખલ કરવાના, વળી બે બીજા ફરમાનો, એક તે દર-

બારના સેવક (લેખક)ને નામે, ને બીજાં, હિંદુ, મુસલમાન વેપારીઓ તથા ધંધાદારીઓને નામે, કાઢવામાં આવ્યાં. તેમાં એવો ધાક બનાવવામાં આવ્યો હતો ને એવી ધમકી આપવામા આવી હતી કે નક્કી થએલા ધારા મુજબ અને જૂની મામૂલી રીત મુજબ ચાલવું અને વસુલ કરવામાં આવતા લાગા ભરી દેતા રહેવું, નહિ તો તેમનાપર સુલતાનનો કોપ ઉતરશે. પરંતુ બાદશાહી સત્તા ઉડી ગઈ હતી, બાદશાહી ફરમાનોનો સ્વીકાર–તે મુજબ ચાલવાની ફરજ, ચાલવાનો ધર્મ–અદ્રશ્ય થઇ ગયો હતો, મરાઠાઓ સત્તાવાન થઇ પડયા હતા, અને તેમને તે પવિત્ર હજૂરથી તરફથી નીકળતાં ફરમાનોની પરવા હતી નહિ, એટલે તે ઉચ્ચ પ્રભાવશાળી ફરમાનોને પ્રસિદ્ધિ આપવાનું પરિણામ તે ફરમાનોના અનાદર અને અપમાન થયા સિવાય બીજુ થાય એમ ન લાગવાથી, કાંઈ ફાયદો ન જોઈ, તેની જાહેરાત કરવી મુલતવી રાખી તે ફરમાનોની નકલો (લેખકતી) મ્હોર સાથે દીવાની કચેરીને હવાલે કરી. બ્રહ્મચારેશ્વર' નામનું શિવનું મંદિર જે ભદ્રમાંથી સાબરમતીને કિનારે જવાની ખડકી (બારી)ના રસ્તા લગોલગ બુરજમા આવ્યું હતુ, અને જે ઘણા વરસો થયા માટીથી પૂરી દેવમાં આવ્યું હતુ, તેને શ્રીપતરાવે, આ સાલમા બ્રાહ્મણો તથા બીજા મૂર્તિપૂજકોની ભલામણપરથી ખોદી કઢાવ્યુ અને મસ્જિદોમાંથી પથ્થરો આણી તેની મરામત કરવામાં આવી. ત્યાં એક (શિવ) લીંગ આણી તેની સ્થાપના કરવામા આવી અને મૂર્તિપૂજકોએ તેને પૂજવા માંડયું. એજ અરસામાં પ્રાંતીજના વહીવટદાર ને ફોજદાર કેશવરાવનું ત્યાંના કસબાતી ચાંદ ચાવડાએ, તેને ગાળ દેવાથી, એક ઝટકે ધડથી માથું જુદું કરી નાખ્યું, અને

રાતી જીભ જુવાન (તાજાનલીલા) માથાનો વિનાશ કરે (કરાવે) છે, એ કહેતીનું સત્ય સાબિત કર્યું. કાયમકુલીખાન, જે જવાનમર્દખાનનો પક્ષ છોડી ગયો હતો ને રૂઘનાથરાવ જોડે સલાહ કરવા માટે આવજાવ થતી તથા વાતચીત ચાલતી હતી તે દરમ્યાન જેને વીસ સવાર તે રાખે તે શરતે દર સાલ પંદર હજાર રૂપીઆ જ્યાં સુધી શહેર તેને (રૂઘનાથરાવને) સોપાય ત્યા સુધી આપવાનું નક્કી કર્યું હતું તે રજબઉલ્ મુરજબ માસની બારમી તારીખે નિર્માણ કરેલ મોતે મરી ગયો અને આ ફાની દુનીઆમાંથી પોતાની જિંદગીનો અસબાબ તે જાવેદાની (નિત્ય) આલમમાં લઇ ગયો.

જિંદગીના ખેતર પર પોતાનું દાણારૂપી દિલ મ્હોટાડેલું એવો કોણુ છે,
કે જે(નું) દિલ છેવટ કણુસલાની માફક છૂટું ન પડી ગયું હોય?

એ રહેવાસી ને મોજમઝા માગનાર છોકરો હતો તેથી તેનો ખરચ ઘણો હતો અને આવક કરતા જાવક પાસુ વધારે રહેતુ વળી નજમુદ્દૌલાના જવા બાદ સૂબાને કાઢવા તથા નવો નીમવાની ખટપટમા પોતાની આબરૂ સાચવવા તેને મ્હોટી રકમ ખરચવી પડેલી જવાનમર્દખાનના કામકાજ ના બંદોબસ્તમા પણ તે છૂટે હાથે પૈસો ખરચતો, તેથી લોકોનુ માનવુ એવુ થએલુ તે ઘણો પૈસાદાર હતો, અને તેની દોલત એ એક કહેતી થઈ પડી હતી, પણ તેના દસમાનો દસમો ભાગ પણ નીકળ્યો નહિ

તે માણસની હાલત પર તો વિલાપ કરવો જોઈએ
ક જેની આવક ઓગણીસ ને ખરચ વીસ હોય

ભરૂચનો ફોજદાર નેકઆલમખાન થોડોક વખત થયા શારીરિક રોગથી પીડાતો હતો, તેનો ઈલાજ કરવા હુશીઆર વૈદોએ ઘણાએ પ્રયત્ન કર્યા પરતુ તેની જિંદગીનો પ્યાલો છલ્લાછલ ભરાઈ ગયો હોવાથી તે કારગત નીવડયા નહિ અને તે "મોતના દુખ ની કગાડીના વમળમા પડી તળીએ જઈ બેઠો

તબીબો પાસે પણ આ કૂટ પ્રશ્નનો ખુલાસો નથી
કે શીશીના તળીઆમા પણ મોતની દવા (કમ) નથી ?
અગર જો તુ ખુદ જાલીનૂસ હકીમનો ઇલમ શીખેલો હોય
તોપણ જ્યારે મોત આવશે ત્યારે તો તુ જાલીનૂસ જેવોજ થશે
(મરી જશે)

તેનો ભાઈ ખેરતનખખાન તેની જગાએ નીમાયો અને તેણે પોતાના ભત્રીજા હામેદ બેગ કે જેની જોડે તેને એ જગ્યા બાબત ઝઘડો થયો હતો તેને કાઢી મૂક્યો તે પોતાના સબધીઓને લઈ સુરત બદરે જઈ રહ્યો અને યોગ્ય પ્રસગ ને લાગની રાહ જોતો બેઠો કાપડખાતાના દારોગાનો ઓદ્દો લેખકના છોકરા રહીમહમદખાનને આપવામા આવી અને તે બાબતની બાદશાહી સનદ આવી પહોચી મગદાઓના અધિકારના પ્રારભથીજ મુતસદ્દીઓની સત્તા નઇ લેવામા આવી હતી, અને મહેસૂલ અદા થયા બાબતના દાખલાઓ-બીનચીઓ-પર માત્ર મ્હોર કરવા જેટલુજ તેમનુ કામ રહ્યુ હતુ અને તેમનો દરમાયો પણ ઘણોજ ઓછો કરી નાખવામા આવ્યો હતો અને તે પણ હફતેથી આપવાનુ ઠેરવવામા આવ્યુ હતું અત્યાર સુધી મ્હોર પૂરી આપવાનુ કામ લેખકે પોતાના અખત્યારમા રાખ્યુ હતુ, પરતુ હવે તેની (રહીમહમદખાનની) મ્હોર જારી કરવામા આવી.

---

# અમીરઉલ્‌ઉમરા ઈમાદઉલ્‌મુલ્કની મદદથી અહમદશાહ બહાદૂર બાદશાહનું દુનીયવી સલતનતના કામપરથી ફારેગ થવું



કમરદ્દીનખાનનો પુત્ર ઈમામઉલ્‌મુલ્ક ખાનખાનાન, જે અમીરઉલ્‌ઉમરા ઈમાદઉલ્‌મુલ્કનો મામો થતો હતો, તેને વઝીરે આઝમનો મ્હોટો સત્તાવાન ઓહ્દો આપવામા આવ્યો, તેથી અમીર ઉલ્‌ઉમરા જે પોતે તે (ઓહ્દો) મેળવવાની ઉમેદમા હતો, તેના મનને ઘણું ખોટું લાગી ગયું. તેના મનમા શું હતું તેની પૂજ્ય હજૂરશ્રીને ખબર પડના તેમણે બંનેએ વારંવાર તેમની હાજરીમા સલાહસંપથી રહેવાના ગાઢ સોગંદ ખાધા હતા. સુરજમલ જાટ સફદરજંગની મદદમા આવેલો હોવાથી, તે દુલ્લડ ને ધીંગાણુંનું મૂળ થઈ પડયો અને પાટનગરની હદમા આવેલી કેટલીક ઇમારતો તેણે લૂટી લીધી, અને ઘણી યશસ્વી લડાઇઓ લડયો. હવે જ્યારે અમીરઉલ્‌ઉમરાની માગણી મુજબ બાળાજીરાવ પેશવાનો ભાઇ રૂઘનાથરાવ એક ભારે સૈન્ય ને પુષ્કળ દક્ષણીઓને લઈ આવી પહોચ્યો, ત્યારે જાટ કોમને જડ મૂળથી ઉખેડી નાખવા તથા તેના કિલ્લાઓ જમીનદોસ્ત કરી નાખવા, એ કામને અમીરઉલ્‌ઉમરાએ પોતાનું ધ્યેય બનાવી, તોપખાનાની સામગ્રી, લડાઇના હથીયાર ને આયુધ તથા એક મ્હોટા લશ્કર સાથે, રૂઘનાથરાવને પોતાની જોડે રાખી, તેના પર હુમલો કર્યો, અને કુમેરનો કિલ્લો કે જે સુરક્ષિતપણા અને મજબૂતાઇમા બીજા કિલ્લાઓ કરતા ચઢીઆતો હતો તેને ઘેરો ઘાલ્યો અને તોપ બદૂકની લડાઈ શરૂ કરી મારામારી ને યુદ્ધનો અગ્નિ સળગાવ્યો. ગામડા ને તાલૂકાની આબાદીઓ (ગામો) પર મરાઠાઓએ લૂંટફાટનો ત્રાસદાયક હાથ લંબાવ્યો અને તે ગામડા કે ગામની એક નિશાની કે ચિહ્ન રહેવા દીધા નહિ. મુલ્કી કારભારના શ્રેયનો વિચાર કરતા આવી જાતના બનાવ બનવા દેવા, થવા દેવા, એ ખાનખાનાનને ઠીક લાગ્યુ નહિ; કારણ પારકા માણસને પોતાના રાજ્યમા બોલાવવા અને રાજ્યના રસ્તા તથા ધારોથી વાકિફ કરવા, અને તેમની મદદ તથા સહાયથી હુમલા કરવા એ પોતાનીજ નબળાઇ ને તૈયારીનો અભાવ અને અશક્તિ જાહેર કરવા બરોબર છે. એ અભિપ્રાય પોતે પૂજ્ય હજૂરશ્રી પાસે નિવેદન કર્યો અને તેથી ખુદ બાદશાહ તરફથી વારંવાર પોતાને હાથે લખેલા, પ્રકાશમાન રુકઆ (પત્રો) ચાલુ તેના પર મોકલવામા આવ્યા કે

તેણે એ કામથી પછાત રહેવું પણ તે એ હુકમને તાબે થયો નહિ એટલે છેવટ ન છૂટકે, ખાનખાનાનની સલાહ મુજબ, એ ટંટો મટાડવા ખુદ બાદશાહી વાવટા ફરકાવવામાં આવ્યા કે વખતે એ બન્ને તેમની વચ્ચેની શત્રુતા મિત્રતામાં બદલાઈ જાય પરંતુ ઇશ્વરેચ્છાએ કાંઈ બીજુંજ નિર્માણ કર્યું હતું, અને તેથી વિધાતાએ લશ્કરના મોખરાના ભાગની ને વિધિએ પાછળના ભાગની સરદારી લીધી અને તેને સિકંદર ને કોરનજનાથી પહોંચાડયા અમીરઉલ્‌ઉમરાં ત્યાં પહોંચતાજ હતો તેને એ વાતની ખબર પડી પોતાના મામા જોડેના અણુબનાવનું તીર તેના અંતઃકરણના ભાથામાં ક્યારનું પડી રહેલું હતું, તેથી બાદશાહી વાવટા ફરકતા કરવામાં આવ્યા હતા તેનું કારણ તેજ હોવો જોઇએ એમ ધારી લઇ, એક યુક્તિ વિચારી કાઢી અને તદબીર ગોઠવી, આખ્બત મહમૂદખાન કે જે સારા ને માઠા સઘળા કામમાં તેનો સલાહકાર ને તદબીરમાજ હતો તેને પૂજ્ય હજુરશ્રી પાસે મોકલ્યો તેને બાદશાહની પવિત્ર મહેફિલ (સભા)માં દાખલ થવાનું માન મળ્યું તેણે મિત્રતાના વેશમાં મરાઠાઓના ધિક્કારયુક્ત ઇરાદા (કાર્યોને) એવી રીતે બાદશાહની હજૂરમાં જાહેર કર્યાં અને એવા કપટ ને ફરેબ રચ્યો કે જેથી હજુરશ્રીનું સાગર જેવું અંતઃકરણ અને પ્રકાશમાન મન નાસી ઉઠયું

> કપટી હૃદય સત્યથી વેગળું રહે છે,
> લીલા લાકડામાંથી ધુમાડો નીકળે છે પ્રકાશ નહિ

( કાવ્ય )

> નાચિ માણસને તારી પાસે આવવા ન દે,
> કારણ તેની પાસે મધ ને ઝેર બન્ને મિશ્રીત રહે છે
> ઝાહેર રીતે મધ આપી દોસ્તી કરે છે,
> અંદરથી ડંખ મારી ખરાબી-નાશ કરે છે

અને તેઓ મધરાતે ૭ડી સવારીએ ખાનખાનાનને જોડે લઇ ઝડપથી કુચ કરતા દૃઢ ઇરાદાના ઘોડાને દપટાવતા પાટનગર તરફ જવા નીકળી પડયા અમીરઉલ્‌ઉમરાએ જોયું કે તેનું નસીબ તેની રચેલી યુક્તિને યારી આપે છે, તેથી રાત વીતી સવાર પડતાંજ એ લૂંટારા દક્ષણીઓની ફોજને સાથે લઇ બાદશાહી છાવણી પર જઇ પહોંચ્યો અને જંગલી મરાઠાઓએ સભ્યતા ને સૌજન્યનો ધર્મ છોડી એ છાવણી લૂંટી લીધી, અને છાવણીના મોદીખાનાના માણસોને મૂળાક્ષર માફક છૂટા પાડી વીખેરી નાખ્યા, અને તેવીજ ત્વરા ને ચાલાકી વાપરી, લગોલગ ચાલી નીકળી

ઝપટથી દોડતા ઘોડાઓની લગામ તેમની પૂંઠે છોડી દીધી, અને ઉતાવળે પાટનગર આવી પહોંચ્યો. મરાઠા સૈન્યનો પાટનગરની આસપાસ અને પાડોશમા મુકામ રખાવ્યો, ને પોતાને માટે મુબારક કિલ્લામા (મુકામની) વ્યવસ્થા કરી, તેમા દાખલ થઇ જઇ પૂજ્ય હજૂરશ્રીની સેવામા હાજર થઇ ગયો. તે તેજસ્વી મનની આરસી ઉપર એ વાતની જાહેરાતના કિરણોનો પ્રકાશ તો પડયોજ હતો કે આ સઘળા ધીંગાણાના કારણ ને મતલબ તેને પોતાને વઝીરપદ જોઇતું હતું તે સિવાય બીજા ન હતા, અને તેથી એ ફિતના ને ફિસાદ ટંટા ને તકરારના અગ્નિને ટાલવવા માટે તે કૃપાનો સાગર ગતીમાન થયો અને તે ઉચ્ચપદનો પોશાક તેને બક્ષી નવાજીત કર્યો. પરંતુ વિધાતાની કલમ કાઇ બીજુંજ લખતી હતી, તેથી તે આતશ ઠંડો પડયો નહિ, અને તેણે પોતાના સાથીઓમાથી કેટલાક નિડર બદખ્વાનીઓને મોકલી હજૂરશ્રી ને પકડાવી મંગાવી, નજરકેદ કર્યા (એક ઠેકાણે પૂરી રાખ્યા). મહાન શાબાન માસની દસમી તારીખ ને ગ્વીવારે આ બનાવ બન્યો. તેને બીજે દીવસે આકેબત મહમૂદખાને મુરવ્વતની આખ બેશરમીના પાણીથી ધોઇ, તેમા સોય ભોકી ખિલાફતના તેજથી પ્રકાશતી દષ્ટિને ગાદીચ્યૂત કરી (હજૂરશ્રીને આધળા કર્યા). "માટે હે આખવાળાઓ, તેઓનો દાખલો લ્યો."

પ્રભાતના પહોરમા ખીલતું ફૂલ આકૂળ વ્યાકૂળ થયું ને તેની
પાદડીઓ ખરી ખઈ.
પ્રભાતના પવનને આપવીતી કહી, ને ઝઝુમી (ઝુરી) ગયું.
જમાનાની કરેવ તો જુઓ કે દસ દહાડાની ટૂંક મુદતમા, ફુલ
બહાર આવ્યુ, તેની કળી ખીલી, પોતે ખીલ્યુ, ને કરમાઈ પણ ગયુ.

---

## હઝરત અબુલઅદલ અઝીઝઉદ્દીન મહમદ આલમગીર બાદશાહે ગાઝી ઇબ્ને અબુલફતેહ જહાનદારશાહ બાદશાહ બિન હઝરત ખુલ્દ મંઝિલની સુલતાન તરીકેની કારકર્દી

---

હિ સ. ૧૧૬૭ ના મહાન શાબાન્ માસની દસમી તારીખ ને રવીવારને શુભ દીવસે, લગભગ મધ્યાહને, સલતનત ને પૃથ્વીપતીત્વનુ તખ્ત અને વિશ્વવિજેતા ખિલાફતની ગાદી, વિધાતાની શક્તિવાળા, શનીના ગ્રહ

જેવી ઉચ્ચતાવાળા, ગગનભેદી શામીયાનાવાળા, લોકોના જીવ ને જાનના માલિક, હઝરત અઝીઝઉદ્‌દૌલત ઇબ્ને અબુલફતેહ જહાનદારશાહ બાદશાહ બિન ખુલ્દમંઝિલ બહાદૂરશાહના મંગળારોહણથી શોભા ને શણગાર પામ્યાં.

ફરેદૂન જેવા દબદબા અને જમશેદ જેવા વૈભવવાળો,
સિકંદર જેવો પ્રભાવશાળી અને દારા જેવો રક્ષક,
તેના ઇનમાફથી ચંદ્ર જેવી પ્રકાશીત વ્યક્તિઓના
ખુબસુરત ચ્હેરા (ગાલો)પર
જેવી રીતે ગૌરવર્ણ અને લાલાશ ભેગા થઇ રહે છે, તેવી
રીતે અગ્નિ ને જળ એક જગાએ હળીમળીને રહે છે.

ઉચ્ચ ને પવિત્ર બાદશાહી આજ્ઞાને પ્રસિદ્ધિનો પ્રકાશ તથા પ્રચલીત-પણાનું માન મળ્યા, તે એવાં કે, હવે પછી એ મંગલાનન શ્રેષ્ટત્વપૂર્ણ બાદશાહનો ખેતાબ, અબુલઅદલ આલમગીર બાદશાહે ગાઝી રાખવો, અને તે દરેક બાદશાહી ફરમાનમા લખતા રહેવું, અને પોતાની મુબારક ગાદીનશીનીના વરસની શરૂઆત સદરહુ માસની પહેલી તારીખથી ગણી તે મુજબ હિસાબ રાખવો ને લખવું. હજૂરશ્રીને ગાદીએ બેસાડવાના કાર્યનો પાયો નાખનાર અમીરઉલ્‌ઉમરા ઈમાદ ઉલ્‌મુલ્ક હતો તેને તેના વડવાના—આસફજાહ નિઝામઉલ્‌મુલ્ક બહાદૂર, ફતેહજંગ સિપાહસાલારનો ખેતાબ આપવામા આવ્યો, તેને જલીલઉલકદ્ર વઝીરે આઝમના ઉચ્ચ ઓહ્દાથી તેમજ ખાસ પોશાક, ચાર તંબુ, રત્નજડીત શિરપેચ, જિગા (કલગી) તથા દીવાનપદના કલમદાનની ભેટ આપી સન્માનીત કરવામા આવ્યો. વઝીરના ઓહ્દાની તેની મ્હોર હજુ સુધી તૈયાર થઇ હતી નહિ, એટલે હઝરતના રાજ્યાભિષેક તથા પોતાને મળેલા વઝીરપદના જાહેરના-માઓ (પરવાનાઓ) લખી તેના પર કામચલાઉ તાત્કાળીક હાથની વીંટીની મ્હોર કરી આખા રાજ્યના દીવાનો પર મોકલવા માટે પૃથ્વીપતિના દર-બારમા રહેતા (તેમના) વકીલોને હવાલે કરવામા આવ્યા; તેથી દરબારના સેવક (લેખક)ના નામનો પણ એક પરવાનો આવી પહોચ્યો.

પરવાનાની નકલ

હે ઉચ્ચતા ને શ્રેષ્ટતાના રક્ષક' ઉચ્ચતા અને શ્રેષ્ટતાના એ રક્ષકનો સેવાભાવ, તેની વફાદારી, અને કર્તવ્યપરાયણતાની પૂર્વેથીજ હૃદય પર છાપ પડેલી છે, અને વારંવાર તે હકીકત જાહેર થએલી હોવાથી (તેના)

સેવાભાવ ને વફાદારી પર પૂર્ણ વિશ્વાસ મૂકવામા આવ્યો છે દરેક દિશા એથી ઇશ્વરની મહેર (મયા)થી બાદશાહ કે જેઓ કદરદાન હતા તેમને હાલમા સામ્રાજ્યના તખ્તની શોભા વધારી, વઝીરાતનો ઓહ્દો હમને આપ્યો છે, તેને લીધે ખરેખરી રીતે (રાજ્યને) વફાદાર રહેનાર હિતેચ્છુઓની ઇચ્છાઓ બર આણવાનો પ્રસંગ હાલના સમયને અનુકૂળ થઇ પડ્યો છે, માટે મનમા દરેક રીતની ખાત્રી રાખી બાદશાહી કામકાજ કરવા માટે સેવાભાવ ને વફાદારીથી (તેમણે) તૈયાર રહેવુ ઇશ્વરેચ્છા હશે તો તેમણે આગેની ચઢતી (ઉન્નતી) તેમને પ્રાપ્ત થશે અરજીઓ (પત્રો) મોકલવા તથા બધી હકીકતનો અહવાલ લખવા માટે હમનેજ લક્ષ્ય રાખી સરાગૂન રહેવુ (હમારી મારફત પત્રવ્યવહાર કરવો) રમઝાન માસની પાચમા તારીખે જ્યારે પરવાનો આવી પહોચ્યો ત્યારે લેખક શ્રીપતરાવને તે બાબતથી વાકેફ કર્યો એટલે તેણે આખી રૈયત ને પ્રજાને તે ઘટનાની જાહેરાત કરી ખબર આપવા માટે ખુશાલીની નોબત વગડાવવાની રજા આપી બીજે દીવસે એટલે છઠ્ઠી તારીખે જુમ્માનો દીવસ હતો તેથી બાદશાહી ખેતાબોનો આનંદદાયક ખુતબો પઢવાનો દીવસ તે રાખ્યો, કે જેથી જે વખતે ખતીબ (પેશઇમામ) ઉચ્ચાસન (મિમ્બર)પર ચઢી ખુતબો પઢે તે વખતે શ્રીપતરાવ પોતે જુમા મસ્જિદના ચોગાનમા હાજર થાય નક્કી કર્યા મુજબ તેજ દીવસે શ્રીપત-રાવ હાજર થયો અને ખતીબ ખુતબો પઢી રહ્યો એટલે તેને ખિલઅત (પોશાક)ની ભેટ આપી, અને પરવાનગી(નો પત્ર) તથા સિક્કાપર પાડવાનો મજકૂર જે લેખકને મળ્યા હતા તે ટંકશાળ ખાતાના અમલદારોને પોતાની મ્હોર સાથે લખીને આપવામા આવ્યા (એ મજકૂર એ હતો) કે અશરફી ને રૂપીઆના આગલા ભાગપર આલમગીર બાદશાહે ગાઝીના મુબારક નામનો સિક્કો પાડવો થોડા વખત બાદ જ્યારે વઝીરાતની મ્હોર તૈયાર થઇ ગઇ ત્યારે કાયદા મુજબનો રીતસરનો દીવાનના ઓહ્દાનો તેમજ બીજી જગાઓના અધિકારની બહાલી બાબતનો પરવાનો બાદશાહી કચેરીના સેનદ (લેખક)ના નામપરનો આવ્યો શેરખાન બાબી જેના કબજામા જુનાગઢ ગયુ હતુ અને જેણે અબ્દુલ્લા ઝુબેરી અને આરબ કોમના કેટલાક જમાદારોને પોતાની નોકરીમા રાખી લીધા હતા, અને જેણે બાલાહિસારનો કિલ્લો કે જે પહાડની ટોચ પર આવેલો છે તે સાચવવા તથા તેનો બચાવ કરવાનુ કામ તેમને સોપ્યુ હતુ અને ધીમે ધીમે જેમના પગાર ને મુશારાની રકમ ચઢી ગઈ હતી અને એકી વખતે તે રકમ શેરખાન આપી શકે એવી ત્હેની સ્થિતિ ન હતી, તેને લીધે તેમણે આ સાલમા

ધૃષ્ટતા બતાવવા માંડી, અને નોકરી તથા તાબેદારી જેવી રીતે ઉઠાવવી જોઇએ તેવી રીતે ન ઉઠાવતાં હમેશાં સખ્તાઇ અને કઠોરતાથી તકાદા કરવા માંડયા. એમની સંખ્યા મ્હોટી હતી, અને બાલાહિસાર તેમને કબજે ને તાબે હતો તેથી શેરખાન તેમને દૂર કરી કે કિલ્લાની બહાર કાઢી શકતો ન હતો, તેથી તેણે એક યુક્તિ વિચારી કાઢી. કહ્યું છે કે,

તલવારના ઘાથી (બહુ તો) એકથી સો સુધીની સંખ્યાને હણાય,
પણ યુક્તિ પ્રયુક્તિથી આખા લશ્કરને હરાવી શકાય.

જમાબંદી કરવા તથા વસૂલાત લેવા માટે લશ્કર લઇને નીકળવાની મોસમ આવી લાગેલી હોવાથી, પોતે શહેર બહાર નીકળી પડયો અને આરબ જમાદારો તથા તેમના સાથીઓને એવી શરતે પોતાની સાથે લીધા કે જમાબંદીની જે રકમ વસૂલ આવશે તેમા કોઇ બીજાને કશો ભાગ ન આપતા તે આખીને આખી તેમના પગાર પેટે તનખો કરી આપવામાં આવશે. આ ઉપરથી તેમનામાના ઘણા થોડા બાલાહિસારપર રહ્યા અને બાકીનાઓ આશાએ આશાએ તેની જોડે થયા. જુનાગઢથી આશરે ત્રીસ કોસ દૂર આવ્યા બાદ, તેમને ભૂલાવામા નાખવા એક અમુક ગામનું નામ લઈ તે ગામ પર છાપો મારવાની વાત બહાર પાડી. ઘણા ખરા આરબો પગપાળા કૂચ કરે છે, તેથી અબદુલ્લા અને બીજાઓને છાવણી સાચવવાને બહાને પાછળ મૂકી, જલદી ને ઝડપથી જઇ શકે એવા સવારો વીણી અને ચૂંટી કાઢી રાત્રે ને ગાત્રે સપાટાબંધ કૂચ કરી, જુનાગઢના કોટની અંદર તેઓ આવી પહોચ્યા ત્યા સુધી લગામ રોકી નહિ, કે પાછા ફરીને જોયું નહિ. દરવાજા બંધ કરી તે બહાદૂર સિપાઇઓના હવાલામાં સોંપી દીધા. બીજે દીવસે જ્યારે આરબોને આ પ્રપંચની ખબર પડી ત્યારે તેમનામાથી જે સવારો હતા તે તરત ને તરત તેમની પૂઠ પકડવા નીકળી પડ્યા અને દરેક જગાએ મારતે ઘોડે જતા જતા, એક એવે રસ્તેથી બાલાહિસારની નીચેના ભાગમા રાતને વખતે આવી પહોચ્યા કે જે કોઈના ખ્યાલ યા સ્વપ્નામા પણ ન આવે; પોતાના સાથીઓને ખબર આપી દોરડાની મદદથી ઉપર ચઢી ગયા. ધીમે ધીમે પગપાળાઓ પણ આવી પહોચ્યા, અને લડાઈનો અગ્નિ સળગાવી, બદૂકની ભીતરમા દેવતા (દારૂગોળોઃ સળગી ઉઠે એવો પદાર્થ) નાખી તેમાથી ભડકા કાઢવા માંડયા. આવો બનાવ અને તે વળી એકાએક બનશે એવી તેમને ખબર ન હતી, કે જેથી તેમણે સારા માઠા દીવસને માટે ખોરાકી ભરી રાખી હોયઃ તેથી થોડા દીવસ બાદ તેમનો ખોરાકનો જથો

કે જે થોડોજ હતો તે પણ વપરાઇ ગયો અને તેઓ મુશ્કેલીમા આવી પડયા તેમણે યુક્તિ કરી સલાહ કરવાનો સંદેશો મોકલ્યો એ રીતે લડાઇ અટકી કપટથી તેમણે વાતચીત કરવામા વખત કાઢી નાખી તેમનામાના કેટલાક નીચે ઉતરી આવ્યા અને દરવાજા પાસે આવેલા ઘર ને દુકાનો લૂટી લઇ, ખાવાની અને બીજી માણસોને જરૂરીઆતોની જે જે વસ્તુઓ તેમના હાથમા આવી તે લઇ ગયા થોડા દીવસનું ભાથુ ઉભુ કર્યું સામો પક્ષ વાકેફ થાય અને પગલા ભરે તે પહેલા તો તેઓ (લૂટ કરી) નીકળી ગયા અને તેમને અટકાવવા રૂપી દાન પોતાના માથા પર ધરી આ પ્રમાણે થોડો વખત વધારે લડાઈ ચલાવ્યા બાદ તેઓએ કેટલાએક શુભેચ્છક સલાહ કરાવનારાઓને વચમા નાખ્યા અને પગારની ચઢેલી રકમમા થોડી ઘણી વધઘટ કરી તે રકમ લઈ, બહાર આવતા રહ્યા શેરખાન તેમના ત્રાસમાથી છૂટયો અને નિરાતે પોતાના કામમા લાગી ગયો હિ સ ૧૧૬૮ મા કાપડ ખાતા મહાલના કરોડીની જગાપર લેખકના પુત્ર તાહેર મહમદખાનને નીમવામા આવ્યો દારોગાના ઓદ્ધાના રિવાજ મુજબ દાખના (બીનટી)ઓ પર ત્હેની મ્હોર લેવાનુ શરૂ થયુ



## પેશવા બાલાજીરાવના નાયબ ભગવતરાવને ખભાતના મુતસદ્દી મોમિનખાને કેદ કરવો; તેને છોડવવા માટે શકરાજી તથા બીજાઓનું નીમાવુ; તેમના વ-ચ્ચેનો ટટો દૂર કરવા શ્રીપતરાવે લેખકને મોકલવો, અને ભગવતરાવનો છૂટકો થવો



આગળ જણાવ્યા ને પૂર્વે લખાઈ ગયા મુજબ શ્રીપતરાવ જ્યારે ખંભાત શહેરથી પાછો ફર્યો ત્યારે અગરજો કે ત્યાના મુતસદ્દી મોમિનખાને પોતાના પેશકાર બ્રિજલાલને કેટલાક વાધા બદલ પેશવા બાલાજીરાવ પાસે મોકલવાનું નક્કી કરીજ રાખ્યુ હતું, અને વધારામા, આ અરસામા, શ્રીપતરાવ જે ગેરઇનસાફની રીતે ચાલ્યો હતો તેની સામે પણ ફરીઆદ કરવાની અને દાદ મેળવવાની હોવાથી તેને તરતજ ત્યા મોકલવામા આવ્યો તે ત્યા ગયો ને પેશવાને મળ્યો બંદરની મહેસુલમાના મરાઠાના ભાગનો અમલદાર ભગવતરાવ તે વખતે પૂરો હતો મોમિનખાન ઝાડે

રમાં ઓછી ઉપજ અને વધારે ખરચ બતાવતો હતો: વળી સઘળી લાગતો (જકાત) તેણે પોતાની નજરે આવતી (વસૂલ થતી) જોઇ હતી અને તેથી તેના કમી તથા વધુપણાથી પોતે વાકેફ હતો, એટલે તેને ખસેડી એ જગા પોતાના હાથમા રહેલાઇથી લઇ શકાય તેટલા માટે ખાનગીમા અને જાહેરમા, મોમિનખાનને એ વિષયનો અનુભવ નથી, એ વાત આગળ કરી, પેશવાના મગજપર ઠસાવ્યા કરતો હતો અને એ કાર્ય કરવાની જવાબદારી પોતાને માથે લઈ ખંભાત આવવાની તેણે પરવાનગી મેળવી લીધી હતી, તથા તેણી તરફ આવવા નીકળી પડયો હતો. બ્રિજલાલ તો ત્યાજ હતો એટલે તેણે જે બન્યું હતું તેનાથી તથા ભગવંતરાવનો શો ઇરાદો હતો તેનાથી વાકેફ થઇ મોમિનખાનને સમાચાર આપ્યા.

લાંબી દૃષ્ટિ રાખ; કારણ ગેરમાણસાઇને લીધે
એક આદમીને બીજા આદમીથી સાવચેત રહેવું પડે છે.

જ્યારે ભગવંતરાવ ખંભાત આવી પહોંચ્યો ત્યારે મોમિનખાન તેની જોડે સલૂકાઇથી વર્ત્યો, શહેર બહાર આવી તેને શહેરમા લઇ ગયો, અને એક પાલખી, રૂપેરી સાજ સાથેનો એક ઘોડો, તથા (પહેરવાનો) પોશાક ભેટ આપી તેને રહેવા માટે અકબરપુરમા જે મકાન નક્કી કર્યું હતું ત્યાં વદાય કર્યો.

જ્યા તદબીરથી કામ થતુ હોય ત્યા
શત્રુ જોડે લડવા કરતા સભ્યતા બતાવવી બહેતર છે.
પોતાની શક્તિને જોરે શત્રુને હઠવી ન શકાય,
ત્યારે ભેટો આપી કજીઆનુ દ્વાર બધ કરવું જોઇએ.

આમ છતા પણ જુવાનીનો મદ કે જે ગાડપણનો એક પ્રકાર છે, તેને વશ થઈ, ખોટા રસ્તા અને નાદાનીની ખીણમા પડી, જે યુક્તિ પોતે વિચારી કાઢી હતી અને જે ઇરાદો અમલમા મૂકવા કમર કસી હતી તે પાર પાડવા માટે મંડયા રહી, સિપાઇઓને નોકરીમા રાખવા અને ભેગા કરવા માડયા, અને યોગ્ય લાગ ને પ્રસંગની વાટ દીવસથી રાત ને રાતથી દીવસ (એમ) જોતા રહ્યો. આરબોનો જમાદાર સલીમ જવાનમર્દખાનથી છૂટો પડી શહેરમા રહેતો હતો તેને આગપર નાણાની એક રકમ મોકલી બસો આરબને છૂપી રીતે નોકરીમા રાખી લીધા, અને તેને ખંભાત આવવાનું જણાવ્યુ. પોતાની તૈયારી કરી ખભાતથી થોડે દૂર આવી તેણે પોતાના આવી પહોચવાની ખબર આપી અને તેના જવાબ (કહેણ)ની રાહ જોતો

ઐરો. 'ભગવંતરાવે જવાબ લખ્યો કે ફલાણો દહાડો રમખાણ (બખેડો) કરવા માટે નક્કી કર્યો છે એટલે તે નક્કી કરેલે દીવસે ને વખતે તેણે ત્યા આવી પહોચવું. હવે ઇશ્વરેચ્છા એના દુષ્ટ ઇરાદાની વિરદ્ધ હતી તેથી એ પત્ર મોમિનખાનના હાથમા આવ્યો, અને તેના છુપા ભેદની તેને ખબર પડી ગઇ. જોકે એના એ અવિચારી ઇરાદાની એને ખબર તો હતીજ જ્યા તેની સાબિતી પોતાના હાથમા આવવાથી (તેના) પ્રપંચરૂપી ચ્હેરા પરથી સશયનો પડદો ઉચકાઇ ગયો. મોમિનખાને પોતાના સલાહકારો તથા કારભારીઓ સાથે મસલત કરવા સભા ભરી અને જણાવ્યું કે નરમાશ અને ભલમનસાઇથી વર્ત્તવા જ્યા ભગવંતરાવને

માગ પર વેર લેવું એ સિવાય બીજો ધધો નથી,
અને મારો જીવ લેવાનો જે ઇરાદો કર્યો છે તે સિવાય બીજો ઇરાદો નથી.

તેના હાથને હું સાધા (કાંડા)માથી કાપી નાખીશ,
તેના હાથથી મારા ગળાને ઇજા પહોચે તે પહેલા.

જે કામ અક્કલ (હુશીઆરી)થી ન થાય તે કરવા રહેજ ગાડાઇ વાપરવી જોઇએ, પાણી પહેલા પાળ બાધવી જોઇએ એ વાત ધ્યાનમા રાખી, લગભગ જે વખતે દુષ્ટ જમાનાના કપટી ચ્હેરાપરથી રાતનો અંધકારમય પડદો ખસેડવામા આવ્યો, તે વખતે અને જે વખતે સાચા શબ્દો રૂપી પ્રભાત જુદા પ્રપચી કાળના દાવપેચ પુરવાર કરતી હતી તે વખતે પોતાની પાસે જે માણસ હાજર હતા તેમને સાથે લઇ, તે કાઇ કરે તે પૂર્વે, ભગવંતરાવના ઘર પાસે ગયો અને જેમ વીંટીના વર્તુળમા નંગ પકડાઇ રહે છે તેમ તેના રહેઠાણને ઘેરી લીધુ, અને તેના ઉઘતા નસીબની જેમ ગફલતી અને બેભાનીની ગાઢ નિદ્રામા પડી તેને પોતાના ઘરની અગાસી પર ઉંઘતો જોયો.

તેમણે તેમને ગફલતીની નિદ્રામા ઉંઘતા પકડયા.
તેમના મગજમાંથી હોશકોશ ઉડી ગયા.

ભગવંતરાવ, ગંગાધર નાયબ અને તેના ગુજરાતી કારકુન નયમલ એ ત્રણેને કેદ પકડયા. નયમલ તે વખતે વકીલનું કામ કરતો હતો; તેને ભગવંતરાવના આ દુષ્ટ ઇરાદાની ખબર હતી. ઓછી બુદ્ધિ ને હલકા જાતીસ્વભાવને લીધે તે ઉછાછળો હોઇ પોતાની લાયકાતની બહાર પગલા લંબાવનો હતો, ને ખાનગીમા ને જાહેરમા મુર્ખાઇની વાતો તથા ગમે તેવો પટ-

પટારો કરવા રૂપી જીભ હલાવી કટાક્ષમય બોલ બોલતો હતો: આંખના ઈશારા કરી ઉખાણાં શોધતો અને નખરાં કરી ઉખાણાં ઉકેલતો; આંખના પલકારાથી સમસ્યાઓ પૂછતો, ભેદ ભરેલી રીતે હુકમોનો ભાવાર્થ સમજાવતો, બીજાઓના દુખથી રાજી થઇ ધમકીના વાયદા આપતો, અને ભાલા જેવી જીભનાં મ્હેણાથી હાજર રહેલી મંડળીનાં મન દુખવતો.

જીભરૂપી તલવારથી હૃદયને જે જખમ થાય છે,
તે કોઇપણ પ્રકારના આરામના મલમથી રૂઝાતો નથી.

તેના ઘરનો સરસામાન લુંટી લીધો અને હાકેમના મકાનમાં લાવી તેને ત્યા કેદ કર્યો. જે કૂવો તેણે બીજાને માટે ખોદ્યો હતો તેમાં વિધાતાએ તેને નાંખ્યો.

આ જૂના આકાશી ચરખામા વેર ને મ્હેર બંને ભરેલા છે,
એ (ચરખો) કોઇ વખત તને ઉંચે ચઢાવે છે તો કોઇ વખત
જડમૂળથી ઉખેડી નાંખે છે.

વહાણો પરની (જકાત) તથા પરગણાઓની મહેસૂલમા બીજા કોઇનો ભાગ રાખ્યા સિવાય મોમિનખાને કબજે કરી લીધી અને કેટલાએક નવા સવારો અને પ્યાદાઓને નોકરીમા રાખી લીધા, તથા બુરજ અને કિલ્લાને મજબૂત કરી બેઠો. આરબ જમાદાર સલીમ આ ખબર સાભળી પોતાના ઇરાદારૂપી લગામ ફેરવી ધોળકે ચાલ્યો ગયો, અને ધુમાજી કે જેને દામાજી ગાયકવાડ તરફથી સોરઠ જિલ્લા માટે નીમવામા આવ્યો હતો તેની નોકરીમા રહી જઇ તેણી તરફ રવાના થયો. જ્યારે આ બનાવથી બાલાજીરાવ વાકેફ થયો ત્યારે તેણે વીરમગામના ફોજદાર શંકરાજી, જંબુસર તથા મકબૂલાબાદના ફોજદાર ગણેશ આપા અને દભોઈ તથા ધંધૂકાના ફોજદારોને તાકીદી અને સખત હુકમ કરી લખી જણાવ્યું કે તેમણે સાથે મળી, ખંભાત બંદરપર (લસ્કર સાથે) ચઢાઈ લઈ જવી, અને ત્યા કેદમા પડેલાઓને છોડવવા પ્રયત્ન ને કોશેશ કરવાની કમર કસીને બાધવી. આ ઉપરથી શંકરાજીએ શંભુરામને તથા મહમદલાલ રોહીલા અને બીજા જમાદારોને નોકરીમાં રાખી લઈ જૂના ને નવાં રાખેલા માણસો સાથે ખંભાત તરફ જવા મ્હોંડું ફેરવ્યું. આસપાસ તથા આજૂબાજૂના ફોજદારો જેમને એ (હુમલાના) કામપર નક્કી કરવામા આવ્યા હતા તેઓ આવી (તેને) મળ્યા. લગભગ બાર હજાર માણસોનું સવાર ને પ્યાદાનું લસ્કર લઈને ત્યા જઇ પહોચ્યો, અને મોરચા ઉભા કરવાનું, સુરંગ ખોદવાનું ને

તોપો માટે મોરચા બાંધવાનું શરૂ કર્યું બન્ને તરફથી તોપ ને બંદૂકના લડાઇનો અગ્નિ સળગ્યો, અને તેમા દરરોજ કેટલાક માણસોના જીવ રૂપી ખેતરનો પાક બળી જવા લાગ્યો આના લગભગ ત્રણ માસ વીતી ગયા. દરમ્યાન કેટલાક સલાહ કરાવનારાઓએ સંધિનું દ્વાર ઉઘાડવા માંડ્યું, પણ હજુ તેનો નિર્માણ કરેલો સમય આવી પહોચ્યો ન હતો એટલે કાંઈ વળ્યું નહિ

દરેક કામનો નિર્માણ કરેલો સમય આવી પહોચતો નથી
ત્યા સુધી કોઇ પણ મિત્રની મદદ કશો ફાયદો કરતી નથી,

નાયબ સૂબા શ્રીપતરાવને શંકરાજીએ વારવાર મદદ મોકલવા લખી જણાવ્યું બે વખત દારૂગોળો મોકલવાનો પ્રસંગ ચૂકવી, સવાર કે પ્યાદા મોકલવાના પણ અખાડા કર્યા, અને ફરી ફરીથી વખત કાઢી નાખવા માંડ્યો હવે જ્યારે સંદેશા લાવ લઈ જનારની આવ જાવ પણ હદથી પાર ગઇ ત્યારે પાછળથી તેને માથે નામોશી ન આવે એવા વિચારથી, આરબો, હિંદુસ્તાનીઓ અને માવનાઓની, સવાર ને પ્યાદાની એક ટૂકડી ને બે તોપ, પોતાના પેશકાર ઘોંડુ હરીને એ કામ પર નીમી, તેની સાથે, મોકલી મોમિનખાન સાથે લેખકને સારો બનાવ હતો, તે વાત તેના ધ્યાનમા હોવાથી, જો સલાહ થાય તો સલાહના કાર્યનો પાયો નાખનાર ને સલાહનો કારણભૂત તે થઈ શકશે, એમ ધારી તેને આગ્રહ કરી, તે ટૂકડી સાથે મોકલ્યો બીજા જમાદી માસની નવમી તારીખે લેખકને જવાની રજા મળી જ્યારે તે શંકરાજીને જઇ મળ્યો ત્યારે સંજોગ એવો બન્યો હતો કે તે જ દીવસે, જબુસરનો વેપારી નાના રતન શરાફ કે જે ત્યાના ફોજદાર ગણેશ આપા જોડે ત્યા આવ્યો હતો તેની તથા પેટલાદ પરગણાના અમીન પણી મુકાદમની દીનચાનથી સલાહ થવાનો સંભવ હસ્તીમા આવ્યો હતો, અને એવો કરાર કરવામા આવ્યો કે ભવિષ્યમા હવે પછી ભગવરાવ એવું ખોટુ કામ કરશે નહિ અને ટંટો ફિસાદ કરાવશે નહિ શંકરાજી તથા બીજાઓની જામીનગીરીથી એ બાબતના લખાણપર મ્હોર સિદ્ધ થયા બીજે દીવસે મોમિનખાને કેદીઓને બહાર કાઢી ભગવતરાવને માટે તેનો પહેરવાનો પોશાક તથા તેને બેસવાની પાલખી કે જે આણી તૈયાર રાખવામા આવ્યા હતા તે આપી, તેને શહેર બહાર મોકલ્યો, અને એમના બેની (શંકરાજી ને મોમિનખાનની) વચ્ચે મુલાકાત થાય એવું પણ ઠરાવવામા આવ્યું ત્રીજે દીવસે એ (આબાદ) બંદરની હદમાના ખુલ્લા મેદાનમા પોતાના સવારોને લઇ શંકરાજી આવ્યો અને મોમિનખાન પણ

આવ્યો ને તેઓ એક બીજાને મળ્યા, અને બંને બાજૂએ રીતમરની સભ્યતા દાખવી. લેખક તેમની જોડે હતો તેને શંકરાજીને વદાય કરતી વખતે મોમિનખાન પોતાની જોડે લઈ ગયો. ત્યાં તેની જોડે બે દહાડા રહ્યા બાદ પેટલાદ તાબે કથોટ ગામે શંકરાજીનો મુકામ પડયો હતો ત્યા જઇ તેની જોડે અમદાવાદ પાછો ફર્યો. એજ અરસામા સૂબાનો સદર, મહમદ મુનવ્વર ઉદ્દીનખાન, બેકાર–કાઇ કામ ન–હોવાને લીધે સુરત બંદરે ચાલ્યો ગયો. મહમદ પનાહ વલદે રહીમ યાવરખાન સઝાવલ કે જેને ચોરોને મદદ કરવાના કારણે ને આરોપસર પકડવામાં આવ્યો હતો તેને શ્રીમંતરાવે કતલ કરાવ્યો. કેટલાક કોળીઓ જેઓ કીમતી કાપડ સાથે પકડાયા હતા તેમને તોપને મ્હોડે બાંધી ઉરાડી દેવામા આવ્યા. મોજે ખેડાનો વતનદાર મહમદ બાબી કે જે કેટલોક વખત થયા બીમાર હતો તેણે પોતાનો જાન ઇશ્વરને સોપી દીધો. પોતાના ભાઈ નેકઆલમખાનના ગુજરવા બાદ ખેરતલબખાન કે જે ભરૂચના હાકેમ તરીકે અધિકાર ભોગવતો હતો તેણે પોતાના પાલવપરથી હસ્તીની ધૂળ ઝાટકી નાખી, ધૂળ ને માટી વિનાના વિનાશના મુલક તરફ ચાલી નીકળ્યો, અને મૌનની ખીણમા જઇ રહ્યો.

આપણુ છેવટનુ રહેઠાણુ તો મૌનની ખીણ (કબર) છે.
(છતા) હાલ તરત તો એશ આરામનો અવાજ આકાશના ઘુમટ
સુધી પહોચાડ

---

## નેકનામખાન બહાદૂરનો ખેતાબ જે હવેથી હામેદ બેગને આપવામાં આવ્યો તેણે ભરૂચના કિલ્લાનો કબજો લેવો

પોતાના ભાઇના ગુજરી જવાથી ખેરતલબખાન તેની જગાએ કામ કરતો હતો. તેના મોતના નિર્માણ થએલા સમયમા જે થોડો સમય બાકી હતો તેટલો સમય તેણે ભરૂચની હાકમી ભોગવી. જ્યારે કૂચ કરવાનો વખત આવી પહોચ્યો ત્યારે, અશક્તિની પથારી પર શરીરને સૂવાડી બીછાનાવશ થયો. શારીરિક પીડા સખત થતી હોવાને લીધે આ ફાની દુનીઆને છેલ્લી સલામ કરવાના ચિહ્ન ને નિશાન તેણે જોયા; જેમાથી ન છૂટાય એવી એ સફર પોતાની સમક્ષ આવી ઉભી હતી, તે સંબંધે ઢીલ ને વિલંબ કરવા એણે ઘણાએ ઉપાય કર્યા પરંતુ કાંઈ વળ્યુ નહિ.

સિકંદર કે જે પૃથ્વીપર રાજ્ય કરતો હતો
તેને જવાનો વખત આવતાં દુનીઆ છોડવી પડી;
તેને એટલું પણ પ્રાપ્ત થયું નહિ કે કોઇ તેની પાસેથી
આખી દુનીઆ લઇ લે, અને (તેના બદલામાં) એક
પળની પણ મોહલત આપે.

મહમદ હાશમ પોતાના ભાઇ મહમદ રઝા તથા બીજા સંબંધીઓને લઇ સુરત બંદરથી ભરૂચ આવ્યો હતો અને આગળ જણાવ્યા મુજબ તેણે ખેરતલબખાન જોડે ગાઢ સંબંધ બાંધી દઇ તેના વિશ્વાસનું સ્થાન ને ભરોસાને પાત્ર થઇ પડયો હતો. પોતે મોજમઝા ને રહેવ સપાટા ઉડાવવાની પ્રકૃતિવાળો હોવાથી ફુવારા ને ગૌરાગ સાકીઓને હાથે શરાબના પ્યાલા નોશ કરી (પોતાની) ઇચ્છાના સુખને આનંદનો સ્વાદ ચખાડતો હોવાથી, મધુર કંઠવાળી ગાયન કરનારી છોકરીઓ, અને સૌંદર્યને ખૂબસુરતીવાળી, ચંદ્રમુખી, ઇશ્ક ને પ્રેમથી ભરેલી, દીન ઇમાનની લૂંટ કરનારી, ગાનારીઓ

જેમના ચોટલામા પવિત્ર (લયલત્ ઉલ્ કદર) રાત છુપાએલી,
જેમના તેજસ્વી ચ્હેરા પર પ્રભાતનો ઉદય થતો દેખાતો,

(તેવી) ન બેગી કરી, સતત આત્માને આનંદ ને મનને મઝા કરાવતો રહેતો. ફુલ જેવા ગાલવાળીઓના ગાલ પકડવામાં તેને મઝા પડતી, અને ચદ્રમુખીઓ પાસથી પોતાની ઇચ્છા પુરી પાડવામા તેને આનંદ મળતો.

આ આબાદ આશક માશકનું ભેટવું
એક કોટલામા રહેતા બે બદામના મગજની યાદ આપતુ.

પોતે આવી રીતે મોજમઝામા મશગૂલ થઇ પડગો રહેતો હોવાથી, માલી ને મુલ્કીખાતાનો કારભાગ, તેના અધિકાર રૂપી જમણા હાથમાં અને અખત્યાર રૂપી તાબામા સોપી તેને પોતાનો કુલમુખત્યાર બનાવ્યો હતો, અને પોતાના સગીર પુત્ર હુસનઅલીને તેના રક્ષણ નીચે મૂકી ગુજરી ગયો ગયો હતો. અબદુલ્લા બેગની રખાત નામે ભોવણ, ખેરતલબખાનની સાવકી માની જગાએ હતી. તેણે મરનારના કારભારની જવાબદારી તેમજ તેના ઘરબાર તથા મુકામના સંરક્ષણનો જુમ્મો પોતાને માથે લઇ, નેકઆલમખાનનો ઓહદો તથા તેનો ખેતાબ, તેમજ ભરૂચના ફોજદાર તરીકેની ખાલસા શરીફની કચેરીમાથી દીવાને આલાની મ્હોર સાથેની સનદ તેના પુત્ર હુસનઅલીને નામે મેળવવા માટે પૃથ્વીપતિની દરબારમાના વકીલોપર લખાણ કરી મંગાવ્યા કે જેથી તે કારભાર કરી શકે. મહ-

મદ હાશમે ભોલણની સલાહ ને સૂચના મુજબ હુમનઅલીના નાયબ તરીકેનું કામ તથા બીજી બાબતોનો નીકાલ અને રજુ થતા કાર્યો કરવા માંડયા. ખેરતલબખાન જોડે અણબનાવ થવાથી હામેદ બેગ બહાર નીકળી જઇ સુરત બંદરે જઇ રહેલો હતો, તેણે પોતાના કાકાના ગુજરી જવાના બનાવમા સમયની અનુકૂળતા ને નસીબની યારી જોઇ, એટલે પોતાના સંબંધીઓ અને લાગતા વળગતાઓ જેઓ વિપત્તીની ખીણમા સપ્તર્ષિના તારા માફક નિરાશા ને હેરાનગતીના સોબતી બની વિખેરાઇ જઇ છૂટા પડી ગયા હતા તેમને કૃત્તિકા (નક્ષત્ર)ના ઝુમખા માફક તેણે પોતાની આસપાસ ભેગા કરી દઇ, થોડા નવા માણસ નોકરીમા લઇ, અને કેટલાએકને સુરત બંદરના મુતસદ્દી સફદર મહમદ ખાન પાસથી મદદમા લઇ, ભરાહરૂપી ફાડી ખાનારા પ્રાણીઓ અને (ચરનારા) પશુઓથી જમીનના રસ્તા ભય ભરેલા થઇ પડેલા હોવાથી, બીજના ચંદ્રરૂપી પોતાની ઇચ્છાના વાવટાને દરીયાને રસ્તે (તરાવી) લઇ જવાનો વિચાર કરી, તોપખાનાની સામગ્રી તથા યુદ્ધના સામાન સાથે કેટલાએક વહાણ તૈયાર કરી પોતાની નેમનો સઢ ભરૂચ તરફ જવા ચઢાવ્યો. ભોલણને તેના ઇરાદાની ખબર પડવાથી તેને શી રીતે પાછો કાઢવો, તે બાબતની મસલત કરવા સભા મેળવી, અને એવો ઠરાવ કરવામા આવ્યો કે તેની સામે થવા માટે બહાદૂર સીપાઇઓ, હથીઆર અને લડાયક સામાનથી ભરેલા કેટલાક વહાણ હંકારી મોકલવા, અને જોવું કે ગેબ (અદષ્ટ)ના ભીતરમાથી પીદનો (અનુકૂળ) પવન વાઇ કયા પક્ષને સહીસલામતીને કિનારે લઇ જાય છે, અને જેનુ આવી બનેલુ હોય એવા કયા પક્ષની હસ્તીના વહાણને વિનાશરૂપી આફતના વમળમા ડુબાડી દે છે. મહમદ હાશમ જે નાયબ ને મુખ્ય કારભારી હતો તેને નાખુદા તરીકે ચૂટી કાઢવામા આવ્યો. દીર્ઘદષ્ટિપૂર્ણ ડહાપણ રૂપી માલમની પ્રેરણા મુજબ, તેણે, સાવચેતી અને સાવધતા વાપરી અને અનુમાન તથા કલ્પનાથી લાખો વિચાર કરી, પોતાને કેટલાએક કામો કરવાના છે-કારણ, કહ્યું છે કે,

દરીઆની અંદર તો ઘણાએ ફાયદાઓ પડેલા છે,
પરંતુ જો સલામતી જોઇતી હોય તો તે તો કિનારા પરજ મળશે.

—એવું બ્હાનું કાઢી ઘેર (એકાંત) બેસવા રૂપી લંગર નાખ્યુ. હવે આ વખત કામ કરવાનો હતો તેથી નષ્ટકે ગુલામ અલી બેગ નામનો માણસ જે વળી નેકઆલમખાનના સગાઓમાનો એક હતો અને જેના નસીબના દરજ્જાનો સિતારો ઉંચે ચઢયો હતો તેને એ કામ સોપવામા

આવ્યું. "ખરેખર મેં ખુદા ઉપર આધાર રાખ્યો છે" તેથીજ "પ્રભુના નામથી વહાણ ચલાવું છું ને લાંગરૂં છું," એ સૂત્ર ઉચ્ચારી, તે વહાણ પર ચઢ્યો અને સઢ રૂપી વાવટા છોડયા, અને વિજયને અનુકૂળ પવન વાવા માંડયો. એટલામાં સામાપક્ષના વહાણોએ દેખા દીધી. બંને બાજુ તરફથી લાકડાના ઘોડા (વહાણો) દોડાવવામાં આવ્યા, અને પવનને વેગે જનારા એ લાકડી અશ્વોએ એક બીજા પર હુમલો કર્યો. તોપ ને બંદૂકની લડાઇનો અગ્નિ પાણીની સપાટી પર સળગી ઉઠયો અને દારૂ ગોળાના ધુમાડાથી નદીના ચ્હેરા (સપાટી) પરથી એક વાદળું ઉંચે ચઢવા માંડયું, (જેમાંથી) અગ્નિના કરાનો વરસાદ વરસવા માંડયો અને તેણે કેટલાએક માણસોની જીવનરૂપી હોડીને મોતના તોફાની દરીઆમાં ગરક કરી દીધી. નાશરૂપી તોફાની મોજાંઓએ પાણી પર સવારી કરનારાઓમાંથી તલવારથી મરતાં જેઓ બચ્યા હતા તેમને હોશકોશ વિનાના બનાવી દીધા. દરેક કામ પાર પડવા માટે તેનો સમય નિર્માણ થએલો હોય છે, એટલે હામેદ બેગે જોયું કે પોતાનું કાર્ય આગળ વધે એવું લાગતું નથી, તેથી તેણે સુકાન રૂપી લગામને પાછી ફેરવી આફતના વમળમાંથી છૂટી જે રસ્તે આવ્યો હતો તે રસ્તે પાછો ગયો.

પોતાની જ્યાં લઇ જવાની ઇચ્છા હોય ત્યાં ઇશ્વર વહાણ
લઇ જાય છે,

વહાણનો નાખોદા ગમે તેટલાં તરફડીઆં મારતો હોય તોપણ.

પોતાનું વિજયવંત મસ્તક ઉંચુ રાખી, ગુલામઅલી પાછો ફર્યો, અને કિનારાની ટેકરી* પર આવી પહોંચ્યો. નાયબનો એહદો તેને સોંપવામાં આવ્યો, અને "ખુદાએ ધન અને તનથી ધર્મયોદ્ધાઓને ઘેર બેસી રહેનારાઓ ઉપર શ્રેષ્ઠતા આપી છે" એ સૂત્રની સચ્ચાઈ જાહેર થઇ. મહમદ હાશમને રજા આપવામાં આવી, અને તે પોતાના સંબંધીઓને લઇ બહાર ચાલ્યો ગયો. સુરત બંદરે પાછા ફરી ત્યાં મ્હોઢું બતાવવું શકય ન હતું તેથી પોતે ખંભાત ગયો અને ત્યાંના મુતસદ્દી મોમિનખાનની નોકરીમાં પોતાના ભાઈ જોડે રહી ગયો. થોડો વખત રહી બોલાવ્યો અમુક કામને માટે તેમને પાછા બોલાવ્યા. હામેદ બેગ પોતાની મતલબ પૂરી પાડયા સિવાય સુરત પાછો ફર્યો હતો, તેણે જોયું કે ભરૂચના કિલ્લાની મજબૂ-

* અસલ ફારસીમાં "ટેકરી" ને માટે "જૂદી" એ શબ્દ વપરાયો છે. "જૂદી" એટલે આર્મિનીઆમાં આવેલી એરારટની ટેકરી કે જ્યાં મ્હોટી રેલ બાદ પેગંબર નૂહના વહાણે આરામ લીધો હતો. ભરૂચ "ટેકરી" પર આવેલું છે, એ હકીકત પણ એ શબ્દથી સૂચીત થાય છે.

તાઇ ને સુરક્ષિતપણાને લીધે યુદ્ધ કે ખુલ્લી રીતે લડાઇ કરી કિલ્લો સર કરવો શક્ય ન હતો, તેથી તેણે મરાઠા કોમ તરફનો ભગવાન નામે મારફતીઓ (મધ્યસ્થ) જેણે થોડો વખત થયા પોતાના માણસોને (પોતાને રહેવાની) જગાના બચાવ તથા રક્ષણ માટે રાખ્યા હતા તેની જોડે તથા થોડા કસબાતીઓ જોડે સંતલસ (કાવત્રુ) કરવાનું શરૂ કર્યું, અને રૂપ તથા વેશનો પલટો કરી, કોઇ તેને ઓળખી ન શકે તેવી રીતે છૂપછાપના પડદા પાછળ અંદર દાખલ થઇ ગયો ને છૂપાઇ રહ્યો, અને પોતાને માટે મદદગારો તથા સહાયકો ભેગા કરશે અને પછી એકદમ બહાર પડી હુમલો કરવાની તદબીરમાં ગુથાયો. પરંતુ એ છૂપી વાત એક મ્હોડેથી બીજે મ્હોડે જતા છતી થઇ, અને તેના કામ પર ઢંકાએલો પડદો ઉઘડી ગયો. ભોલણે તેના મકાનનો પત્તો મેળવ્યો, અને તેને હોકવા (મારવા) તથા કેદ પકડવા કેટલાક માણસો મોકલ્યા. હામેદબેગના હાથમા હજુ સત્તા ને જોર આવ્યા ન હતા, એટલે તે જગા સાવચેતીની રૂયે છોડી જવી વધારે સલાહ ભરેલુ ધારી તે ભગવાનને ઘેર જતો રહ્યો. તેણે વચમા પડી તેને બહાર કાઢયો, અને બીજી વખત તેવીજ (આગળના જેવીજ રડતી) સુરતે તે સુરત પાછો ફર્યો. ત્યારબાદ તે હમેશ કોઇ યોગ્ય પ્રસંગ આવે તેનો વિચારમા રહેતો ને તેનું ધ્યાન ધરતો બેઠો, અને છેવટ અંબરની સુગધવાળી પવનની લ્હેરોને ધીમે ધીમે તેના ઇચ્છારૂપી કુવો પર વાવાનો પ્રસગ આવ્યો અને તેના સુભાગ્યની કુસુમકળીઓ ખીલી હમવા લાગી.

નસીમ અનુકૂળ હોય તો એરણ પણ દાતથી તોડી શકાય.

નસીમ રડતું (પ્રતિકૂળ) હોય તો (નરમ) ફાલૂદો પણ દાત તોડી નાખે.

બુદ્ધિરૂપી ગુરૂએ તદબીર રૂપી એક લાકડી તેના હાથમા આપી, ખિઝર પેગબર માફક તેને પોતાની મુરાદને મકાને તથા ઇચ્છાની સ્થાને લઇ જાય એવા માર્ગના દર્શક થઇ તેને રસ્તો બતાવ્યો, અને સૈયદ મહમદ ઈદ્રુસીના મદને દરવાજે તેને દોરી ગયો. ત્યાનો મુજાવર સૈયદ અબદુલ્લા સાહેબ સૈયદ મહમદ ઇદ્રુસનો નાયબ હતો તથા સૈયદ અહમદ ઈદ્રુસી કે જેઓ ભરૂચમા પોઢેલા (દટાયલા) છે તેમની દરગાહનો મુજાવર હોઈ તેમનો નજદીકનો સગો થતો હતો. આરબો આ ખાનદાનના મુરીદને માનનારાઓ (શિષ્યો) છે. તે (સૈયદ મહમદ)ની પાસે જઈ તેણે પોતાના મનની વાત તથા દિલની ધારણા જાહેર કરી, અને મનની ગાઠ છોડી તેની પાસે મદદની માગણી કરી. પોતાનો મુદ્દો પાર પાડે નોછાવર (માનેલી માનતા પૂરી) કરવાની બાબતમાં પોતે

જવાબદાર તથા જોખમદાર રહેવાની શરત કરી. સૈયદ અહમદ ઇદ્રુસીએ તે વિશે પોતાના નાયબને લખ્યું. તેણે ભરૂચમાં આરબ કોમના જે માણસો નોકરીમાં હતા તેમને બોલાવી એ છાની વાત છતી કરી (છૂપી વાતના બંધ દાબડાનું ઢાકણું ખોલ્યું). એ આરબોના પગારની રકમ ચઢી ગઇ હતી, તે જો તેમને આપવામાં આવે તો પોતાના મુરશેદ (ગુરુ)ના કહેવા પ્રમાણે વર્તવાને "હમે સાંભળ્યું અને હુકમ ઉઠાવ્યો" એ શબ્દો બોલી, તેનું ફરમાન મગરૂરમ (ઘણી ખૂશીથી) કબૂલ રાખ્યું.

દરવેશનો સદ્‌ભાવ જો આથી થાય
તો મનુષ્યને દૈવી જ્ઞાન પ્રાપ્ત થાય.

આ ખૂશ ખબર સાંભળી હામેદબેગ બીજી વખત પાછો, એકલો, બીજાઓ તેને દેખે નહિ તેવી છૂપી રીતે, અંધારી રાતને સમયે ભરૂચના કોટની અંદર પેસી ગયો, અને પોતે સૈયદ ઇદ્રુસીની દરગાહનો (મકનો) કોઇ એક કારભારી હોય તેવી રીતે જઇ બેઠો. મામા પક્ષને આ બાબતની ખબર પડી, એટલે અગ્નિનું તત્ત્વ ગતીમાન થયું અને તેને પકડી લાવવા માટે લશ્કર મોકલવામાં આવ્યું. દરગાહનું રક્ષણ તેમણે કરવુંજ જોઇએ એવું જાહેરમાં બહાનું બનાવી તે લશ્કરને (આવતું) અટકાવવા આરબો ઉભા થયા; તેમજ આરબોની મદદને જોરે તેણે પણ હીમત ને બહાદુરી બતાવ્યા. વળી એક બીજી ટોળી કે જે આગળથીજ એને મળી ગઇ હતી તે પણ જોડાઇ ગઈ, અને બંદૂક તોપના મારાની લડાઇ શરૂ થઈ. ત્રણ દીવસ ને રાત એ લડાઇનો અગ્નિ બળતો રહ્યો, અને બન્ને બાજૂના કેટલાક માણસ મરાયા ને ઘવાયા. હામેદબેગ છાપો મારી હાકેમના રહેવાના મકાન સુધી પહોચી ગયો. એ અરસામાં કેટલાએક હિત વિચારનારા સલાહકારોએ વચમાં પડી એ ટંટો ફિસાદ દૂર કરવાની કોશેશરૂપી પગ આગળ માંડ્યો અને તેમની વચ્ચે સલાહ ને સફાઈ કરાવવા બહાર પડ્યા, અને સુભાષિત વચનો રૂપી પાણી સીંચી (તે) જ્વાળાને ઠંડી પાડી. તેજદાર દલીલો કરી, નિયામક પ્રમાણો આપી (પોતાની વાત) પુરવાર ને સાબિત કરી. તેમણે કહ્યું કે હામેદ બેગ અબદુલ્લા બેગનો નબીરો (પૌત્ર) છે, અને તેનાજ કુટુંબનો છે. હાલના સમયમાં મરાઠાઓ બધેજ સત્તા જમાવી બેઠા છે, સિવાય કે આ ટેકરી, જેના પર ઇશ્વરની કૃપા છે, જેથી તેઓ તેને પોતાને કબજે લઇ શક્યા નથી. હજી સુધી તો તે બચી ગઈ છે ને સુરક્ષિત રહી છે, તેથી રખેને એવું ન બને કે આ નગીર જેના મ્હોડામાંથી હજી દૂધની વાસ આવે છે, તેના અધિકારની અવગણના કરી અંદર અંદરની દુશ્મની, કે જે કળવવાથી

વિનાશનોજ સંભવ રહે છે, તે કેળવે, અગર જો બીજી રીતે વિચાર કરીએ તો પણ અદષ્ટના પડદા પાછળથી આ દુનીઆમા કઇ ઘટના ઘટાવવામા આવશે તે કેમ કહેવાય ? હામેદ બેગનામા નિશ્ચયતા ને સાહસ છે, વારસાની રૂયે તથા પોતાના હક્કની રૂયે આ કાર્ય માટે તે લાયક છે માટે તેને સત્તા આપવામા આવે ને જો તે રાજી હોય તો કાંઇ વાધા જેવુ નથી જેમની અક્કલમા આ દલીલ ઉતરી શકે તેવુ હતું તેમને તો એની વાસ્તવિકતા સમજાઈ, અને તેમણે તે પસદ કરી પરંતુ પોતાની અપૂર્ણ સમજ શક્તિએ તેને આડે માર્ગે દોરવાથી બીબીએ એ વાત સ્વીકારી નહિ છેવટે જ્યારે બદૂકની ગોળીઓએ તેના (રહેનાના) મહેલને પોતાનુ નિશાન બનાવ્યુ અને માણસો બધા સામા પક્ષમા જતા રહ્યા છે એવુ તેણે જોયુ, ત્યારે ગભ ગઈ જઇ કમને તેણે પણ સનાહ કરવાની બાબતમા નમતુ મૂકયુ, અને એવો કરાર થયો કે આગના દસ્તૂર મુજબ ગુનામઅલી બેગ હસનઅલીના નાયબ તરીકે કારભાર કયો જાય અને માહોમાહે વાતચીત કરે હામેદ બેગની તો કોઈ પણ પ્રકાર પગ ભર થવાની મતલબ હતી તેથી તેણે તે શરત કબૂલ રાખી સનાહ કરી

સમય તને અનુકૂળ ન થાય તો તું સમયને અનુકૂળ થા

અને કાદરબક્ષ ઇનાયતબક્ષ અને પોતાના બીજા કેટલાક મળતીઓને સુરત બદરેથી બોલાવી લઈ, સભ્યતા અને સૌજન્ય વાપરી, કપટી ને કુટીલ જમાના જોડે મળી જઈ, સત્તાવાન થઈ પડયો, જેમને પોતાની વિરુદ્ધના જાણતો હતો તેમને કાઢી મેલવાની તજવીજમા રહી ધીમે ધીમે દૂર કર્યા અને સાનુકૂળ સહાયકો અને મદદગારોને ભેગા કર્યા મહમદ હાશમને પોતાની જોડે શત્રુવટ કેળવવામા મુખ્ય અને તે ટોળીનો સરદાર ગણતો હોવાથી તેને પણ રજા આપી દીધી તે પોતાના ભાઈ તથા માણસોને લઇ, કોળી રણમલ જમીનદાર, જેની જોડે પોતે એક જાતની દોસ્તીનો સબધ બાધી દીધો હતો, તેને ગામ, મીયાગામ, જે ભરૂચથી બાર કોસ દૂર આવેલુ છે, ત્યા જઈ રહ્યા આવી રીતનો મામલો જોઈ પોતાનુ શુ થશે તેના અદેશામા બીબીજી પડી ગઇ, અને પાણી પહેલા પાળ બાધવાનો રસ્તો શોધવા લાગી અને હામેદબેગના જિંદગીરૂપી મહેલનો વિનાશ કરવા માટે બહાનુ શોધવા પોતાના મનને (ખમીર) ચઢાવ્યુ

દાનવના વારસનું માથુ જ્યા સુધી ધડપર હોય છે
ત્યાસુધી ગજ્યરૂપી શરીરની આસપાસ ટંટો વિંટળાએલો રહે છે

અબદુલ્લા બેગના સગામાથી મખ્ખુબેગ નામનો એક માણસ, મહાન

કામા તથા પવિત્ર મદીના-ઈશ્વર એ બને સ્થળોની શ્રેષ્ઠતા અને ઉચ્ચતામા વધારો કરો-મા થોડો વખત ( તે તીર્થના સ્થાનોમા ) મુજાવર તરીકે કામ કરતો હતો, તે આ અરસામા પાછો ફર્યો હતો, તેને નાયબની જગા આપવાની લાલચ તથા આશા આપી પોતાના પક્ષમા લીધો બનાવ એવો બન્યો કે એક દીવસ હામેદબેગના પુત્રે હોળી ખેલવાનું ધીંગાણુ ઉભુ કર્યું હતું, તે વખતે તેનાપર રગ નાખવાથી તેનો મિજાસ જતા તેણે તલવારના ઘાથી તેને જખમી કર્યો સોનાણની વર્તણુક અને વાતચીતપરથી તેની શુ મતલબ હતી તેની હામેદ બેગને પણ ખબર પડી ગઇ હતી પોતાના સહાયકો તથા મદદગારોને પોતાની આસપાસ ને સામે ભેગા થએલા જોયા, તેથી સોનાણ કે જેના અહંકારી માથામા ચળવળ થયા કરતી હતી તેનું કાટલુ કાઢવાનો પોતે વિચાર કર્યો, અને પરિણામે ટટો શરૂ થઈ મોરચા બધાયા ને લડાઇ જાગી મહમદ હાશમ કે જે મીયાગામમા હતો તેને જે બન્યુ હતુ તેની સોનાણે ખબર આપી અને લખી જણાવ્યુ કે કોળી-ઓની એ ટોળી લઈ જલદીથી તેણે પોતાની મદદે આવી પહોચવુ આ બનાવને પોતાના ભાગ્ય તથા નસીબના સૂર્યને ટોચે પહોચવા અને દુર્ભાગ્ય અને પડતીના સિતારાને નીચે પડવા જેવો ગણી પોતે કોળીઓને જોડે લઇ ઘણી ત્વરાથી આવવા નીકળી પડ્યો અને ભરૂચથી બે કોસ દૂર આવી પહોચ્યો ત્યા તેણે હામેદબેગે કરેલા હુમલાની તથા સોનાણના હારી જવાની ખબર સાભળી એટલે શરમભરેલી રીતે પાછા પગલા માંડી ચાલ્યો ગયો અબદુલ્લા બેગનું સર્વસ્વ તથા તેનો ખજાનો જે સોલખુ તથા તેના તાબાના માણસોના કબજામા હતા તે જપ્ત કરી લીધા અને તેને નજર કેદ કરી અને બીજા કોઇના વચવાધા કે ભાગીદારી સિવાય પૂર્ણ સ્વતત્રતા તથા સત્તાથી કારભાર કરવા માડ્યો પૃથ્વીપતિની દરબારમાના વકીલોને આ કામની ખબર આપી, નેકનામખાન બહાદુરની મનસબ ને ખેતાબ, અને ભરૂચના ફોજદારના ઓદ્ધાની બાદશાહી કચેરીની સનદ પોતાના નામની મેળવી મચ્છુબેગ જે ધૃષ્ટતાનું મૂળ થઇ પડ્યો હતો તેની પાસે થોડા માણસો મોકલ્યા, તેમણે કાઇ બહાનું કાઢી તેને બહાર લઇ જઈ પૂરો કર્યો, અને તેની લાશને નર્મદા નદીમા ડુબાડી દીધી આ વાતની સચ્ચાઇની જવાબદારી તે મ્હેનારને માથે છે રેશમી કાપડના કેટલાક ગાડા આ અરસામા સુરતથી અમદાવાદ જતા હતા અને ભરૂચનો ઘાટ ઉતરી આગળ જતા હતા, તેને રોકી રાખ્યા, અને તેને કસુરવાન ઠેરવી, એક મ્હોટી રકમ દડ પેટે લીધી

---

# ખંભાત બંદરના મક્કાસદાર ભગવંતરાવનું મોમિનખાન સામે બંડ ઉઠાવવું, અને રઘુનાથરાવના બોલાવ્યાથી શ્રીપતરાવનું રવાના થવું

ખંભાત બંદરના મક્કાસદાર ભગવંતરાવનો છુટકો થયાની હકીકત પૂર્વે આ વિસ્મયકારક કલમથી લખાઇ ગઇ છે. ખંભાત ચોરાસીમા આવેલા નાપાડ ગામની ગઢીમા મુકામ રાખી, પોતાનાં માણસોને જુદા જુદા મહાલોમાં મૂકી દઇ, કરાર પ્રમાણે મહેસૂલનો અડધ ભાગ તે વસુલ કર્યો જતો હતો. પણ જ્યારે શંકરાજી અને બીજાઓ જેઓ તેની સારી ચાલના અને એ બંડ નહિ ઉઠાવે તે બાબતના જામીન ને જુમ્મેદાર થયા હતા તે પુણા તરફ ચાલ્યા ગયા ત્યારે હિ. સ. ૧૧૬૯ ની સાલમા એની (ભગવંતરાવની) રવમાનની રગ ગતીમાન થઇ અને પોતાની આબરૂનો બચાવ કરવારૂપી હાથે તેનું ગળું પકડયુ, તેથી ભૂતકાળમા જે ગુમાવ્યું હતું તેનો બદલો લેવા તથા ગએલી આબરૂનું પાણી પાછું ઝરામા લાવવાના રસ્તા તેણે શોધવા માડયા, અને આરબ ને રોહીલા જમાદારોને નોકરીમા રાખવા માડયા. એજ અરસામા સદાશીવ દામોદર કે જેને અમદાવાદમાં રહેતા સૈન્યનો ઉપરિ નીમવામા આવ્યો હતો તે એક હજાર સવાર ને પ્યાદાની ટૂકડી તથા ત્રણ હાથી લઇ શહેરમા આવી પહોચ્યો અને જવાનમર્દખાનના, તેના વડીલોના, અને તેના સગાઓના ઘરમા ઉતારો કર્યો. શ્રીપતરાવને મદદ મોકલવા માટે ભગવંતરાવે લખ્યું. તેણે ગઢી સાચવવા માટે જે ચારસો સવાર ને પ્યાદાની ટૂકડી નીમાઇ હતી તેને લઇ એ કામ માટે સદાશીવ દામોદરના કારભારી તુકોજીને મોકલ્યો. વળી ભગવંતરાવની માગણી મુજબ શંભુરામ અને મહમદ લાલ યોગ્ય સખ્યામા માણસો લઇ તેની નોકરીમા દાખલ થવાની શરતે જઈ તેને મળ્યા. ભગવંતરાવને સૈન્ય તૈયાર થઇ ગયુ છે એવુ પ્રત્યક્ષ જણાતા તે ખંભાતની (સર)હદમાં આવ્યો અને બંડ ને બખેડાનું માથું ઉચકયુ. જુલમનો હાથ લંબાવી ચોરાસી પરગણું આખું–દરોબસ્ત–કબજે કર્યુ અને જમાબંદી કરવા તથા મહેસૂલ ઉઘરાવવા માણસો મોકલ્યા. મોમિનખાનને તેના ઇરાદાની ખબર હોવાથી, તેણે નવા ને જૂના સિપાઇઓની એક ફોજ તૈયાર રાખી હતી, તે ફોજને તેની સામે થવા તથા મારી હઠાવવા બહાર પાડી, અને એ બે પક્ષ વચ્ચે વારંવાર તોપ બંદૂકની લડાઇઓ થઈ, કોઇ

વખત આ બાજુની તો કોઇ વખત તે બાજુની જીત થતી. એટલામા શ્રીપતરાવને બોલાવવાનો રઘુનાથરાવનો કાગળ આવ્યો, એટલે પોતાના સાથીઓમાના એક રાઘુ નામના માણસને શહેરમા પોતાનો નાયબ નીમી તે રવાના થયો.

> જે ઝાડ પોતાની જગાએથી ઉખડી જાય છે
> તે પાછું ત્યા ને ત્યાં ઉગી શકતું નથી.

એજ અરસામા એક અનિવાર્ય ઘટના બની ને લેખકનો ભાઇ કામમઅલી જે ખંભાત બંદરેથી પોતાના બચ્ચા છોકરા (સંબંધી)ઓને લઇ થોડો વખત થયા અમદાવાદ આવી રહ્યો હતો તે મહરમ મહીનાની ચૌદમી તારીખે ગુજરી ગયો, અને આગલા ડઘામોથી (હૃદય) બળતુ હતુ તેમા એક ડઘામ વધ્યો.

> એનુનીયાદ (હવફટ) આકાશના જુલમથી હાય હાય કરૂ છું,
> તેણે કોઇની શુચવાએલી ગાઠ છોડી નથી.
> હરકોઇના હૃદયપર એક ડઘામ પડેલો જોતા
> ત્યા તેનાપર બીજા સો ડઘામ તે દે છે.

ટૂંકામા શ્રીપતરાવના રવાના થયા બાદ ભગવંતરાવે બીજા બે માસ સુધી ઝપાઝપી ચાલુ રાખવા હાથ પગ પછાડયા-ધમપછાડ કરી. સિપાઇઓના પગારની રકમ ચઢતી ગઇ અને કામ આગળ વધતું દેખાયુ નહિ. બને બાજૂ તરફથી સલાહ કરવાની ઇચ્છા દર્શાવાઇ. શભુરામ તથા મહમદલાલે વચમા પડી વખતો વખત આવજાવ ને વાતચીત કરી, એવું મુકરર કર્યું કે, આ બખેડા દરમ્યાન, ફુરજાની તથા બીજા મહાલોની મગદાના ભાગની જે ઉપજ મોમિનખાનના હાથમા આવી હોય તે તેણે આપી દેવી અને એ બાબતના રૂ. દસહજાર હફતાથી આપવાનું નક્કી થયુ, અને એ રીતે લડાઇ ને કાપાકાપીનો અગ્નિ શાત પડયો. હવે રોકડું આપવા જેટલુ નાણું તાત્કાળીક હાજર હતું નહિ, એટલે ટટો દૂર કરવાને વિચારે સદાશીવ દામોદરના કારભારી તુકોજી એ રકમનો જામીન ને જુમ્મેદાર થયો, અને મહાલોની આવક વસૂલ કરવા તથા તેમાથી નક્કી થએલી (વાયદાની) રકમ લેવા પોતાના તરફથી એક માણસને રાખી અમદાવાદ આવ્યો. ભગવતરાવ પોતાના પ્રતિનિધીઓને બંદરમા નીમીને નાપાડ આવતો રહ્યો. સીપાઇઓએ પોતાના પગાર ને ભથ્થા માટે દબાણુ કરવા માડયુ. તે ચૂકવી આપવાની પોતાનામા શક્તિ હતી નહિ તેથી કેટલાએક માણસને કેદી

પોતે ગઢીનો આશરો લઇ તેમાં ભરાઈ ગયો, અને બીજાઓને અંદર આવતાં અટકાવવા દરવાજા બંધ કરી સિપાઈઓની માગણીનો ફેંસલો કરવા વાતચીતો શરૂ કરી. કેટલાએકને થોડું ઘણું રોકડ ને બાકીના હૅાર-હાખર આપી રાજી કરી તેમની પાસે પૂરેપૂરૂં મળ્યાની રસીદો લખાવી લીધી. શંભુરામ, મહમદ લાલ ને આરબોના જમાદાર અબદુલ્લા ઝુબેરીની માગતી નીકળતી રકમ નાની હોવા છતા તુકોજીપર હુંડી લખી આપી તથા નક્કી કરેલી પોતાની જુમ્મેદારીની રકમ પગાર કરવાનુ લખાણુ કરી આપ્યું. એ રીતે છૂટો થઇ તે પૂણે ચાલ્યો ગયો. વાયદાનો દીવસ વીતી ગયા બાદ હુંડીવાળાઓએ તુકોજીપર તકાદો કરવા માડ્યો અને ખંભાતથી એક પૈસો પણ આવેલો ન હોવા છતાં સખતાઇ ને કઠોરતા વાપરી પોતાની નીકળતી રકમ લઇ લીધી. હવે તુકોજીએ મોમિનખાનને એ રકમ મોકલવા માટે ઘણી વખત લખાણ કર્યું પણ કાંઇ (નાણારૂપે) જવાબ આવ્યો નહિ, અને ઢીલઢાલ કરી આજકાલના વાયદા કરવા માડ્યા. પછી ભીખારીદાસ નામના પોતાના કારકુનને ઉપર ઉપરથી તેનુ મન મનાવવા તથા રકમ ન મોકલાઇ તેટલા માટે માફી માગવા અને ટૂંક વખતમા તે પહોચાડવામાં આવશે એવો વાયદો કરવા પણ અંદરખાનેથી લશ્કરની સંખ્યા તથા શહેરની રીતભાત અને હાલતની ખબર મેળવવા મોકલ્યો: કારણ તેના મગજમા કાંઇ જુદાજ વિચારો સ્ફુરતા હતા. તે કપટી માણસ ચાપલૂસી ને ફરેબ કરી, જૂઠો વાયદો આપી લીલા બળતણને સળગાવી ચાલ્યો ગયો.

---

## મોમિનખાને ધોધે જઈ, તેનો કબજો લેવો, સોરઠ તરફ મહમદ ઝમાનખાનની સરદારી હેઠળ લશ્કર મોકલવું, પોતે આવીને પેટલાદનાં ગામો પર છાપો મારવો, જંબુસર જવું ને તેને લૂંટવું

---

મોમિનખાનને આ બખેડાઓના સમયમા પોતાની આબરૂ સાચવવા તથા શહેરના બચાવ માટે પોતાના ગજા ઉપરાતની લશ્કરની ભરતી કરવી પડેલી; તે લશ્કરના પગારની રકમ ચઢી ગઇ હતી તે ચૂકવી આપવાની પોતાનામા શક્તિ જોઇ નહિ. બીજાં બહારના માણસો તેમજ ફોજદારની

ખલેલ વિનાનો મામલો જોઇ, તેમજ શત્રુના નાયબ તરફથી આવેલી તથા ભગવતરાવ જોડે આવેલી સદાશીવ દામોદરની ટુકડીના પરાક્રમ ને હિંમત પોતે જાતે અનુભવ્યા ને જોયા હતા

સાભળેલી વાત નજરે જોએલી વાત જેવી કેમ હોય શકે ? એટલે હમણા બરાબર તક આવી છે એમ સમજી સિપાઇઓ તરફથી પગારના જે તકાદા થતા હતા તેનું નીવારણ કરવાનો રસ્તો શોધવા લાગ્યો, અને પરીક્ષા કરવા ખાતર લીમડી તાલૂકાના પચમગામપર છાપો મારવા લશ્કરને મોકલી, ત્યાથી સિપાઇઓ જીવત અને નિર્જીવ જે જે (વસ્તુ) લઇ આવ્યા તે તેમને પગારમા આપી દીધી એ બાબતે કોઇ પણ દિશા યા બાજૂએથી બૂમ કે ફરીઆદ સંભળાઇ નહિ, એટલે તેને વધારે હિંમત આવી અને ઘોઘા બંદર કે જે જૂના વખતમા ને આગળના જમાનામા ખંભાત બંદરને તાબે હતુ, તથા જ્યા ખંભાતના મુતસદ્દીનો નાયબ રહેતો હતો, અને જે કેટલોક વખત થયા હિસાબમા વધઘટને બ્હાને શેરખાન બાબી કબજે કરી બેઠો હતો, અને હાલમા જે પેશવાના કેટલાક માણસોના હાથતળે હતુ તે હાથ કરવાનો પોતાના મન સાથે નિશ્ચય કરી, ત્યા ગયો, અને તે જગા કબજે કરી, ઇબરાહીમ કુલીખાનને સો આદમીની એક ટુકડી આપી પોતાના નાયબ તરીકે નીમી, પાછો ફર્યો, અને રસ્તામા આવતી દરેક જગાએથી પેશકશ તરીકે કાંઈ પણ રકમ લેતો લેતો ખંભાત આવી પહોચ્યો મહમદઝમાનખાન વગેરે ફિદાઉદ્દીનખાન તથા બ્રિજલાલ પેશકારને સવાર ને પ્યાદાના આખા લશ્કર સાથે ગોહીલવાડ ને કાઠીઆવાડ તરફ મોકલ્યા તેમણે ત્યા જઇ લુટફાટનો હાથ લબાવ્યો એટલે ન છુટકે જમીનદારોએ હાજર થઈ પોતાની શક્તિ તથા સ્થિતિ મુજબ પેશકશ કબૂલ કરી લઇ પોતાના તાબાના ગામડાઓના બચાવ ને રક્ષણ કરી લીધા લગભગ બે માસ સુધી એ લશ્કર એ કામમા રોકાએલું હતું અને તેણે ઉઘાવેલા કામને પરિણામે સિપાઇઓના ચઢેલો ને ચાલુ પગાર આપી દઈ શકાય એટલી રકમ વસૂલ કરી લેવાઇ હતી એ લશ્કર મોમિનખાનના બોલાવ્યાથી ખંભાત પાછુ ફર્યું તેણે ફોજને સુસજ્જિત તથા સિપાઇઓના પગારના તકાદા બધ થએલા જોયા, એટલે પેટલાદનો ફોજદાર જે ભાડુતી પગારદાર નોકર હતો અને જેની પાસે બહુ લશ્કર ન હતું, તેને ન લેખવતા, પોતેજ ત્હેની સામે બહાર પડયો અને તેના તાબાના કેટલાક આસપાસ ને પાડોશના ગામો કે જે (ખંભાત) ચોરાસીના ગામોને લાગેલા હતા, તેના પર હુમલો કર્યો, એટલે તે સ્થિતિ જોઇ બીજા ગામડાઓના ખેડુત

અને મુખીઓએ ધડો લઇ–કારણ પેટલાદનો ફોજદાર હતો, તે તેનો કાંઈ ઈલાજ કરી શકયો ન હતો તેથી–મોમિનખાનની રજૂઆત કરી પોતાના માલ વગેરેની જમાબંદી કરી, બાંહેધરી આપી, પોતાની જાત ને પોતાની માલમિલકત બચાવી સાચવી લીધાં. હવે મોમિનખાને દૂરનાં ગામડાં તરફ મ્હોં ફેરવ્યું, અને દરેક જગાએ લોકોએ બ્હીક ને ધાસ્તીને મારે લડાઈને યુદ્ધ ન કરતા રજૂ થઈ જઇ જામીન આપ્યા. આવી રીતે આનંદમોગરી ગામ સુધી જઈ તે પાછો ફર્યો, અને જમાબંદીની ઠેરવેલી રકમ ખાધાથી ને વાયદા મુજબ વસૂલ કરી લીધી. સુરત ને ખંભાત બંદરના ઘણાખરા વેપારીઓ પોતાનો માલ ને કાપડ વહાણુને રસ્તે જંબુસર કસબામા લાવી ત્યા તેના સોદા ને વેચાણ સાટાણુ કરતા હતા. આમ કરવાથી દશાંશની જગાત આપવાના ખરચમાથી તેઓ બચી જતા હતા અને તેમને તેથી ઘણો લાભ થતો; કારણુ એ દશમો ભાગ લેવાનો ધારો ત્યા જૂના વખતથીજ ન હતો, પણ ફક્ત કાંઈક રાહદારીનો વેરો ઇજારા રૂપે લેવાતો હતો. આમ થવાથી ખંભાત બંદરની આવક દેખીતી રીતે ઓછી થઇ ગઇ હતી. વળી નાના રતન શરાફ નામનો વેપારી ત્યા લાબા વખતથી જઇ વસી, આ પ્રકારના વેચાણુ સાટાણુનો પાયો નાખી, તેનું મૂળ થઇ પડયો હતો, અને પૈસાવાળો થઇ ગયો હતો, તે પણ મોમિનખાનની ધ્યાનમા હતું. આ સમયે કે જ્યારે જંબુસરનો ફોજદાર, ગણેશ આપા જે ભગવંતરાયનો બખેડો શાત પાડતી વખતે થએલા જામીનોમાનો એક હતો, તે પૂણે ગયો હતો, અને તેને અટકાવી શકે એટલી સંખ્યામા ત્યા લશ્કર હાજર ન હતું, ત્યારે પોતે દહેવાણુના કોળીઓના સરદાર, ઝાલિમ જાલીઆને લૂંટની લાલચ આપી પોતાનો મળતીઓ બનાવ્યો. એ દુષ્ટ કોમ તો હંમેશા એવાજ પ્રસંગો માગતી ને શોધતી હોય છે તેણે લૂંટ મળવાની ખૂશખબર સાંભળી સ્વીકારરૂપી આગળી આભારરૂપી ચક્ષુ પર ઠેરવી.

જુવાન ને ઘરડા, એમણે જ્યારે લૂંટ મળશે એવું સાભળ્યુ,
ત્યારે સૌએ પોતાની છાતીને તીરનુ નિશાન બનાવ્યુ.

સવાર ને પ્યાદાની ફોજ તૈયાર કરી, કોળીઓ જેમને રસ્તા તથા નદી ઘાટ માલમ હતા તેમને આગળ કરી મોમિનખાન રસ્તે પડયો, અને આકાશમાથી એકાએક વજ્રપાત થાય તેમ નાના રતનનું ઘર જે તેનું ધ્યેય હતું, ત્યા આગળ જઈ પહોચ્યો, અને તેને ચંદ્રની આસપાસના કુંડાળા માફક ઘેરી લીધું. આવી રીતે લશ્કર આવે છે એ ખબર સાભળતા જ નાના રતન તો જે થોડા દક્ષણીઓ ત્યાં હાજર હતા તેમને લઈ ન્હાસી

ગયો હતો તેના ઘરનો સઘળો સરસામાન કબજે કરી લીધો, અને પોતે ત્યાં પાંચ દહાડા રહ્યો તેટલા વખતમાં જેટલું બન્યું તેટલું રોકડ ને બીજો સરસામાન ખંભાતથી ભારબરદારી જાનવરો બોલાવી, તેમની મારફત ત્યાં રવાના કરી દીધો. સિપાઇઓએ ને કોળીઓએ લોકોનાં ઘરનેબાર લૂંટી લીધાં. ભક્તનો માલ ને નિર્દય હૈયાં, એને પૂછવું શું પડે ? કોળીઓ ને સિપાઇઓ ગાડાંઓના રખેવાળ બની તે બ્હાને લૂંટી લીધેલા માલનાં ભરેલાં ગાડાં વારંવાર પોતાને ઘેર હંકાવી જતા હતા. ઘણા સિપાઈઓને તો સોના રૂપાના સ્ત્રીઓના દાગીના હાથ લાગી ગયા એટલે તેઓ માલદાર થઇ પડયા. મહમદ હાશમ જે પોતાના ભાઇ મહમદ રઝા જોડે મીયાંગામ કે જે ત્યાંથી પાસેજ આવેલું હતું, ત્યાં રહેતો હતો, તેણે સાંભળેલી ખબર જો કે ખોટી હતી છતા તેના શુભેચ્છક તરીકે જણાવ્યું કે આ બાજૂ આવવાને ઇરાદે અંકલેશ્વરમાં મરાઠાઓનું લશ્કર ભેગું થાય છે. આ ઉપરથી 'પાછા ફરવું બહેતર છે' એ પાઠ વાંચી મોમિનખાને પાછા ફરવાનું ઢોલ વગાડયું, એ બંને ભાઇઓ તેની જોડે ગયા, અને લૂંટ સાથે તે સહીસલામત ખંભાત આવી પહોંચ્યો. આ બનાવથી મોમિનખાનનાં સત્તા ને ધાક દશ ગણા વધી ગયા, અને પરગણાંની રૈયત ને પ્રજા તેનાથી બ્હીતી ને ડરતી રહેવા લાગી. પેટલાદ પરગણું સૌથી વધારે તેની પાડોશમાં હતું ત્યાંના મુખીઓએ મરાઠાના નાયબોને રાજી કરી પોતાની ખુશીથી તમામ પરગણાની મહેસૂલમાંથી ચોથો હિસ્સો આપવાનો કરાર કરી મનની નિરાંત સાધી.

---

## શહેરમાં ધનજી પચાણના મહોલ્લામાં આગ લાગવી: તે વખતમાં બનેલા બીજા બનાવો

---

આ પ્રાંતના લોકોનાં પાપ તથા નાફરમાનીની બદબખ્તી તેમજ તેમનાં દુષ્ટ કાર્યો ને ચાલચલણને લીધે તેમના વિનાશ માટે ઇશ્વરેચ્છા ને અવિનાશી ઇરાદો નિશ્ચય કરી બેઠાં હતાં, તેથી પરાધીનતાના અસ્તીત્ત્વવાળી પૃથ્વીપરના અગ્નિના તત્ત્વને ગતીમાન થવાનો હુકમ આ અરસામાં નીકળ્યો. જેને તાબે થઇ ચારે તત્ત્વોના મિશ્રણમાંથી અગ્નિનું તત્ત્વ છૂટું પડી ગયું, અને તે અગ્નિની એક જ્વાળા કાછીપર બજારના રસ્તાપર આવેલા ધનજી પચાણ નામના મહોલ્લામાં ચેતી. એ મહોલ્લામાં દિલપસંદ ઉચાં મકાનો, અને "જેની પોલાદથી બંધાએલી દીવાલ હોય" એવી મનહર ગગનચુંબી

હવેલીઓ આવેલી હતી, જેમા અરઝંગના ચિત્રો જેવા આકર્ષિત ચિત્રો ચિતરવામા આવ્યા હતા, અને જેને એવા શોભીતા ને વિભુષિત કરવામા આવ્યા હતા, "કે જેઓના જેવા [બીજા] શહેરોમા પેદા કરવામા આવ્યા નથી." ધનવાન અને પૈસાદાર, સત્તા ને અધિકારવાળા વેપારીઓ અને શરાફો જેઓ આ રાજ્યમા આબરૂ અને નામના ભોગવતા હતા અને જેઓ લાખોની લેવડદેવડ કરતા હતા, તેમણે મ્હોટી રકમો ખરચી એ ઇમારતો, આ પ્રાતમા આફત ને હુલ્લડ ઉભા થયા અને રાજ્યસત્તામા ગાબડા પડયા–તૂટી ગઇ–તે પહેલા, જેમ જેમ મહીનાઓ અને વરસો જતા ગયા તેમ તેમ બાધી હતી, અને તેમા રહી જીવન ગાળતા હતા જુલ્મી નાઝિમો તરફ લેવાતા વેરા ને દંડ આપતા આપતા એ મકાનો બાધનારા માલિકો પોતાનુ સર્વસ્વ ખોઇ, જીંદગી રૂપી ધન મોતના હાથમા ગીરો મૂકી બેઠા હતા, જેથી ખાલી હાથે ને ઉઘાડે પગે જેમ તેમ આ અસ્તિત્વની દુનીઆમા ગુજારો કરી, તેઓ ચાલ્યા ગયા

જે કોઇ આવ્યો તેણે એક નવી ઇમારત બનાવી,
પછી તે ચાલ્યો ગયો ને પેલી ઇમારત બીજાને આપતો ગયો.

પાછળ રહેલા તેમના વારસોને (રાતના) વાળુના સાસા પડતા એવા તે દુઃખી થઇ ગયા હતા. તે ખાલી ઇમારતો ને મનુષ્યશૂન્ય હવેલીઓ ભિખારીઓના ભિક્ષાપાત્ર જેવી વસ્તુ રહિત (ખાલી), અને લાચાર માણુસની ઝુપડી જેવી બ્હીક ઉત્પન્ન કરનાર થઇ પડી હતી મજબૂતાઇ તથા મગીન બાધણીને લીધે જે મકાનોમા ભાગતૂટ થવા પામી ન હતી, તેમા જેમ વેરાન જગામા ઘુડ ને ચીબડી માળા બાધે છે તેમ માળા બાધી એ પક્ષી રહેતા હતા. ત્યાના રહેવાસીઓમાથી એક કરમનો ફુટેલો માણુસ ઘરમાનો દેવતા છાટયા બાદ મૂર્ખાઇથી એક ચિણગારી તેમની તેમ રહેવા દઇ બારણાને તાળુ મારી બ્હાર ગયો હતો એ ચિણગારી ચેતી ઉઠી અને એકાએક ભડકો થઇ ગયો, આફતનો પવન વાવાથી તેમાથી શોળા નીકળવા માડયા, અને એક પાડોશીને ઘેરથી બીજાને ઘેર એમ એ આફત આગળ વધી તેની દરેક જ્વાળા, "તે ખુદાની સળગાવેલી આગ છે" એ સૂત્રની ટીકા નરકના રખેવાળ જોડે એક થઇ જઇ ઉચ્ચારતી, અને તેનો દરેક ભડકો "ખરેખર તે આગ (ની જગ્યા) તેઓના પર બધ કરવામા આવી છે" એ લીટી વાચી દોજખના માલિક (ચોકીદાર) પાસે તેનુ વર્ણન કરતો. "તે કાઇ ચીજ બાકી રાખશે નહિ અને પડતી મૂકશે નહિ" એ વાકય તેની દરેક ચિણગારીએ લીવા સૂમને કહી સભળાવ્યુ; તેના દરેક

તણખામાંથી, " જાણે કે તે ચિણગારી (તણખા) પીળાં ઉટ [મહેલ] હોય" એ હકીકત જાહેર થઇ.

જે આગથી આખી સૃષ્ટિ બળી ગઇ,
તેને બુજાવ્યા સિવાય બીજો ઇલાજ નથી.

તેનાપર માત્ર, નજર નાંખવા રૂપી પક્ષીનાં પાખ ને પીછાં બળી ગયા, અને કલ્પનારૂપી પંખી માત્ર તેને વિશે વિચાર કરતાં બુંજાઈ ગયું.

આખી દુનીઆજ બળતો અગ્નિ બની ગઇ,
કે જેમા દષ્ટિરૂપી પક્ષી બળી ગયું.

તેને બુઝાવવા તદબીરના પાણી છાંટી છાંટી ઘણીએ કોશિશ ને પ્રયત્ન કરવામા આવ્યા પરંતુ ઇશ્વરેચ્છા અનુકૂળ ન હોવાથી કાંઈ ફાયદો થયો નહિ; અને આખો મહોલ્લો જેમા વસાયલાં અને ખાલી આટલાં બધાં મકાનો હતા તે બળી ગયો, અને જાણે ચુનાની ભઠ્ઠી હોય તેવો દેખાવા લાગ્યો, ને છેવટ તેની રાખ થઈ ગઇ, અને " ઉંચા ભાગને નીચા કર્યા " એવી વસ્તુસ્થિતિ નજરે પડીઃ ઉંચા સ્થંભો નીચેની ભોંય જેવા દેખાવા લાગ્યા.

વિધાતા જે આગ લગાડે છે,
તે (આગ) સઘળી ધારણા ને યુક્તિઓને બાળી નાખે છે.

મજબૂત મકાનો પાયામાથી ઉખડી જઇ એક બીજાપર પડયાં. થોડા દીવસ સુધી એ આગની ગરમી એટલી સખત રહી કે તેની આસ-પાસમા યા સામે (ઉભું રહી) કોઈ જીવતું પ્રાણી ઉંડો શ્વાસ લઇ શકતું નહિ. ગરમી ઓછી થઇ ગયા બાદ, લોકો જે જે ઉપાડી લઇ ગયા હતા તથા માટી ને પત્થરના ઢગલા નીચે દબાઇ ગએલી વસ્તુઓ જે લઇ જઈ કે ખસેડી શકાય તેમ નહતું, તે સિવાય બળીદાસ ઝાંપડાના ઘરમાંથી લગભગ હજાર રૂપીઆની કીંમતના તો ખીલા ને બારીના લોખંડના સળીઆ નીકળ્યા. સદાશીવ દામોદરના બારગીરો કે જેમને તેના ખાનગી ઘોડાઓ માટે નોકર ગખેલા હતા તેમની એક ટૂકડી, આ અરસામાં, સાબરમતીને પેલે કિનારે એ કોમ દૂર ઘાસ લાવવા માટે ગઇ હતી, તેના પર લાગ જોઇ ચુંવાળના કોળીઓએ હુમલો કર્યો, અને કેટલાએક સારા ઉપયોગી ઘોડા જબરદસ્તીથી ખેંચી (ઉપાડી) ગયા, તેમાંના કેટલાએક બારગીરો, જીવતો પહેલવાન સારો (જીવતો નર ભદ્રા પામે), એ કહેવતં મુજબ વર્તી, સિર-સલામત રાખવા પોતાની મેળે પોતાના હથીઆર ઉતારી કોળીઓને આપી દઇ, વગર ઘોડે ને વગર હથીઆરે શહેરમાં પોતાને રહેઠાણે આવતા રહ્યા.

દરેક જગાએ ઘોડા દોડાવી શકાતા નથી,

કેટલીએક જગાએ દાલ નાંખી પણ દેવી પડે છે.

કોળીઓનું ધીંગાણું વધી ગયું હતું, તેથી નાયબ સૂબા રાઘુએ, શંભુરામ, મહમદ લાલ ને ગંગા જાટ કે જેઓ સાથે સાથે નોકરી કરતા હતા તેમને ત્રણેને, તેમના હાથ નીચે દોઢસો સવાર આપી ફોજદારે ગિર્દની જગાએ તથા (તેની) ગઢીપર નીમ્યા. તેઓ કેટલીએક વખત રેન ફરવા નીકળતા, કોળીઓના ગામમાંથી ઢોર હાંકી લાવવા છાપા મારતા, તથા દોડી પહોચતા, પરંતુ તેમની આવક કરતા ખરચ વધારે થતો, ને તેમાથી પૂરૂં થતું નહિ એટલે તેમને રજા આપી બરતરફ કર્યા.

## ખંભાત બંદરના મુતસદ્દી મોમિનખાનનું બોરસદની ગઢી જીતવા જવું અને નિરાશ થઈ પાછા ફરવું

ઝાહેરમા તથા અંદરથી, કેટલેક અંશે ખંભાતના મુતસદ્દી મોમિનખાનને સત્તા અને શક્તિ પ્રાપ્ત થવાને લીધે, બોરસદ તાબે પેટલાદની ગઢી કે જે રંગોજીએ બતાવી હતી અને જે ખંભાત બંદરથી દશેક કોસને છેટે આવેલી છે તે જીતી લેવાનો પોતાના મન સાથે નિશ્ચય કરી તેણી તરફ જવાના ઠરાવનો વાવટો પોતે ફરકાવ્યો અને તંબુઓ, છાવણીનો સામાન તથા થોડી તોપો સાથે રાખી ચાલી નીકળ્યો. ને ત્યા પહોચી ગયો. એક બાજૂએ લશ્કરની છાવણી નાખી મોરચાની જગા નક્કી કરવા તથા લશ્કરને ક્યા ગોઠવવુ તે જગા મુકરર કરવા મંડી ગયો, ને તોપ બંદૂકની લડાઈ કરવી શરૂ કરી. છેવટ એક દીવસ રાત્રે પોતાની ધારણાની સીડી પર ચઢવાના ઈરાદાથી થોડી નિસરણીઓ તૈયાર કરી, કોટની દીવાલના નીચલા ભાગની ફરતા તથા બાજૂએ, છૂપો હુમલો કરવા માટે યોગ્ય પ્રસંગ તથા લાયક તકની વાટ જોતા આખી રાત ઉજાગરો કર્યો, પરંતુ પીરોજી રંગના માળાને સુશોભિત કરનાર તારાઓ માફક, કોટપરના બુરજ ને કાંગરાના ચોકીદારો પગથી માથા સુધી આખજ બની જઈ (આખમાજ બદલાઇ જઈ) નીચે જોયા કરતા હતા, એટલે (પેલા) વાટ જોઈ બેઠેલાઓને માથું ઉંચું કરવાનો સંજોગજ મળી આવ્યો નહિ.

જ્યારે આકાશના શરીરને પ્રભાતે પ્રકાશનો પોશાક પહેરાવ્યો

ત્યારે સૃષ્ટિએ પોતાના સ્ટેજપરથી કાળી રાતનો બુરખો ખોલી નાખ્યો.

ત્યારે આખી રાત જાગતા બેઠેલા એ સિપાઇઓએ પોતાનો ઇરાદો પાર પાડવાનું બીજી (આવતી) રાત પર છોડી આરામ લેવા માટે પોતાની

છાવણી તરફ આવી, ઉંઘના બીછાનાપર પડી ઘોરવા માંડયું, મયાજી વલદે દામાજી ગાયકવાડ, જે વડોદરે રહેતો હતો તેને મોમિનખાનના ઇરાદા તથા આવી પહોંચવાની ખબર પડતા, પોતાની પાસે હાજર હતું તેટલું લશ્કર લઇ, ત્યાંથી, દીનમનો લગભગ દોઢ પહોર જતા, ત્યાં કોઇને સ્વપ્ને પણ તેનો ખ્યાલ આવે નહિ એવી રીતે અચાનક ઘોડા દપટાવતો,

આવી પહોંચ્યો, તે બખેડા ઉત્પન્ન કરતી ખીણમા,

લડાઇને ઇરાદે ને યુદ્ધને વિચારે

સાવચેતી તથા સાવધતા વાપરી સિપાઇઓમાથી કેટલાએક છાવણીની બહાર પડયા હતા, તેમણે પોતાના હરીફને આવી પહોંચેલો જોઇ, તેની જોડેના લશ્કરની સંખ્યા વધારે કે ઓછી હતી, તેટલું પણ જાણ્યા સિવાય ગભરાઇ, વીખેરાઈ ગયા ઘણાખરા નમાલા સિપાઇઓના હાથમાથી તેમની સામે ટકાવ કરવાની તથા પોતાની શક્તિની લગામ સરી ગઇ એટલે તેમણે પોતાના ઘોડા ખંભાત તરફ મારી મૂકયા, અને ત્યા પહોચતા સુધી લગામ પાછી ખેચી નાહ તેમના પગ આવી રીતે સરી જતા જોઈ સામી બાજૂ હિંમતથી આગળ વધી અને બહાદૂર ને શૂરવીર ઝડપી બારગીરો પોતાના ઘોડા દોડાવી મૂકી છાવણી બજારમા આવી લાગ્યા, અને હાથોહાથની ઝપાઝપી કરવા માંડી મોમિનખાન ઉંઘતા પડેલા સિપાઇઓની આગળ એક પ્રતિમા માફક ઉભો હતો, તેણે મારામારી ને પકડાપકડીના અવાજ ને શોરબકોર કઈ દીશામાથી આવે છે તેની ખબર કાઢી ને શુ થયુ હતુ તેનાથી વાકેફ થયો ને જે ટૂકડી તેની પાસે હાજર હતી તેને લઇ શત્રુને અટકાવવા ચાલી નીકળ્યો

જ્હાસી છૂટવાનો રસ્તો હોતો નથી ત્યારે જરૂરને માટે

હાથ તેજદાર તલવારની મૂઠ પકડે છે.

એ અરસામા એક બીજી ટૂકડી તેને આવી મળી, તેઓ તેમને હાંકી કાઢવા લાગ્યા જે કેટલાકને માથે મોત ભમતુ હતું, અને તેથી જેઓ પોતાનેજ પગે ચાલીને કબરસ્તાનમા આવ્યા હતા તેમને મોત રૂપી ધૂળમા રગદોળ્યા અને તેમના ઘોડા ને હથીઆર લઈ લીધા સયાજી ગાયકવાડ પોતે એ હુમલો કરનારાઓની મદદે આવી પહોચ્યો હતો તેને, કોડવાની સામગ્રી સાથે તૈયાર હતી એવી, એક તોપનો ગોળો વાગવાથી તે આગળ વધી શકયો નહિ તે માત્ર થોડાંજ માણસ લઇ આવ્યો હતો એટલે લગામ ફેરવી પાછો ચાલ્યો ગયો મોમિનખાન પોતાનો ઇરાદો માંડી વાળી, છાવણીનો સામાન ઉપાડી લઇ પાછો ખંભાત આવતો રહ્યો.

## સખત વરસાદ પડવાથી અમદાવાદનું રક્ષણ કરતા કોટની દીવાલમાં ભાંગતૂટ થવી: શહેરનો કબજો લેવાની તથા દક્ષણીઓને કાઢી મૂકવાની મોમિનખાનની ધારણાનું જાહેર થવું

આજ વરસમાં ઇશ્વરની આજ્ઞાનુસાર, થોડા વખત પરજ ધનજી પચાણના મહોલ્લામા જે આગ લાગી હતી તેનો તાપ શમાવવા તથા ગરમી ઠંડી પાડવા, તેમજ ખેતરો અને વાડીઓમા પાણી સીંચવા માટે પડતા વરસાદને વરસવાને વખતે તથા પૃથ્વી અને પૃથ્વીવાસીઓના મનને આનંદ આપતા બાગોના ફુલોને ખીલવવાની મોસમ ટાણે, આગલા વરસોની માફકસરની હદ કુદાવી જઈ, તથા અંદાજ ને ગણત્રીથી વધી જઇ, વરસાદની વૃષ્ટી થઇ તેની ઓછામા ઓછી હદ એટલે દરજ્જે વધતામા વધતી હદે પહોચી ગઈ કે ઘણા મકાનોના પાયા હાલી ઉઠયા ને તે મકાનો પડી ગયા. વળી કોટની દીવાલની મજબૂતીનો પાયો પણ હાલી ગયો, અને શહેરનુ રક્ષણ કરતી દીવાલમા ઠેકઠેકાણે ભાગતૂટ થઇ, અને એક રાત્રે જ્યારે વરસાદની ઘણી સખત વૃષ્ટિ થતી હતી અને તેના ત્રાસ ને જોરથી આકાશ પણ હાલી ઉઠયુ હતું,

વીજળીરૂપી ભાલાથી પહાડની પણ છાતી વિંધાઇ ગઇ,
ગર્જનાના અવાજથી ધરતીનુ શરીર પણ કાંપી ઉઠયુ,

તે વખતે ઉંચા ને મજબૂત મહેલો ખળભળી ઉઠયા ને ભારે ભારે થાભલાઓની સ્થિરતા ને સંગીનતાના પાયા ઉખડી ગયા. જેમનું આવી બન્યુ હતુ તેવા કેટલાએક માણસો મોતની ખાઇમા જઇ પડયા અને બીજા કેટલાએક છાપરાઓ અને દીવાલોની નીચે મોતને સ્વાધીન થયા. રાયખડ દરવાજા પાસે આવેલુ ગરનાળું જેની મારફત શહેરનુ વધારાનું પાણી સાબરમતીમા વહી જતુ તે ગરનાળું બંધ થઇ જવાથી (ઉભરાઇ જવાથી) કેટલાક બુરજો કે જે સુખશાંતિના સમયમા મ્હોટા ને ધનવાન માણસોએ મ્હોટી રકમ ખરચી પાણી ખેંચવા, તેમજ ઘણા રહેંટો અને ફુવારા બનાવી, પોતાના ઘરમા વાળ્યા હતા, તે બુરજોના પાયા પાસે શહેરની અંદરથી નીકળતો પાણીનો ધોધ (તેના પગ ચૂમવા) જઇ પહોચ્યો, એટલે તે બુરજો સભ્યતાને વશ થઇ ત્યાથી ઉડી ગયા, અને નમ્રતા બતાવવા

નીચે પડી ગયા, અને પાણીનું જોર અને જોરથી વહેતો વેગ જોઈ બ્હીકના માર્યા તેને આવવાનો રસ્તો ખુલ્લો કરી આપ્યો. ઘરોના માલિક કે બાંધનારાઓમાંથી કોઈ રહ્યું હતું નહિ, અને તેમના વારસોમાં તે સમારવાની શક્તિ હતી નહિ, તેથી તે "પડતર કૂવા" જેવા રહ્યા. જવાનમર્દખાનના બાપદાદા ને કાકાઓના ઘર કે જેની કોઈ ખબર રાખતું ન હતું અને જેમાં મગરાઓ રહેતા હતા, ને જે આફતને લીધે કેટલાક ઘર ખરાબ થઈ ગયા હતા તેના લાકડા ને ઇમિલો તેઓ ઉપાડી ગયા હતા, અને રૂઘનાથનાવ જોડે થએલા ઝગડામાં ઘરો માટે જે નરતો લખાઈ હતી તેનો ભંગ થયો, અને હવે તો તેના સઘળા ઘરો કે ઘોરો વખત થયા ખરાબા જેવા દેખાય છે તેમાં મગરા આવી વસ્યા છે અને તેના વામ વળી ને લાકડાને બળતણની જગાએ વાપરે છે ને વેચે છે ટૂંકામાં ખંભાતના મુતમદી મોમિનખાન, જેણે મગરાઓની મત્તા ઉખેડી નાખવાનો નિશ્ચય કર્યો હતો તેણે શહેરના મોટની દીનાલોમાં થએલી ભાગતૂટની ખબર સાંભળી, તેમાંથી પોતાના નિશ્ચય ને દઢતા અને વિચારને સમર્થન મળતા જોઇ, પોતાના વિશ્વાસુ માણસો અને સલાહકારો જોડે મમલત કરવાને તદબીરો ગોઠવવા સભાઓ ભરવા માંડી

જે છૂપી વાત માટે સભાઓ ભરવી પડે તેમ છૂપી કેમ રહે?

ધીમે ધીમે એક મ્હોએથી બીજે મ્હોએ જતા, તેની ચકચાર થવા માંડી અને હલકા મ્હોટા સૌની જીભે ચડવા લાગી અને એક જણુ પાસેથી આગળ વધી બીજા પાસે જઈ પરંપરાની હદે પહોંચી આ રાગ પડદા પાછળથી એક મુકામથી બીજે મુકામે, દરેક ખૂણેથી જુદો રંગ ને દરેક શાખાએથી જુદો અવાજ પકડતો પકડતો નાયમ સૂબા રાઘુને કાને પહોચ્યો. તેણે સામાપક્ષની ધારણા નિષ્ફળ કરવા પ્રયાજ લેવા ને તદબીર ઘડવા માટે વિચારરૂપી સાજ (વાજા)ના સૂર મેળવવા માંડયા, અને અંદેશાના કુંડાળામાં માથું નીચું નમાવ્યું સવાર ને સાંજ મોટની દિવાલ પર વખતો વખત રોન ફેરવતી એમ ઠેર યુ આરબોનો જમાદાર સલીમ જેને ઘુમાજીએ રજા આપેલી હોવાથી, આ અરસામાં, કેટલોક વખત થયા શહેરમાં આવી રહ્યો હતો, અને કાંઈ કામ પ્રસંગે ધોળકે ગયો હતો, તેણે જમાલપુર દરવાજા બહાર આવી શહેરમાં પોતાને મકાને જવાની પરવાનગી માગી એ મકાનપર તેણે જવાનમર્દખાનના અધિકારના સમયમાં બે પત્થરના બુરજ ઉભા કર્યા હતા અને તેમાં તેના ઘરના માણસો રહેતા હતા. ખંભાત બંદરેથી ડર રાખવા જેવા સમાચાર મળ્યા હતા, તેથી સાવચેતી ને સાવધતા-

ની નજરે જોતા, સલીમ આ વખત શહેરમાં રહે તે રાઘુને સલાહ ભરેલું લાગ્યુ નહિ એટલે તેણે જવાબ આપ્યો કે તેણે થોડો વખત શહેર બહાર રહેવું. શાહ અબદુલ રઝાક જેનાપર મરાઠાઓને વિશ્વાસ હતો, તેને સાથે લઈ શંભૂરામ, મહમદ લાલ ને ગગા જાટ સલીમની ભલામણ કરવા રાઘુ પાસે ગયા. રાઘુએ તેમનુ મન રાખવા માટે કહ્યુ કે જમાલપૂરના દરવાજા પાસે તેનુ ઘર છે તેમા તેણે રહેવું નહિ, શહેરમા બીજી જગાએ ભલે રહે. છતા જો પોતાના ઘરમાજ રહેવાની તેની ઇચ્છા હોય તો બુરજ તોડી પાડવા; તેમ ન કરવુ હોય તો પોતાના બચ્ચા છોકરાને લઇ આ મામલો પતી જાય ત્યા સુધી પોતાની ઇચ્છા હોય ત્યા જઇને રહે. તેણે આ ત્રીજો રસ્તો પસંદ કર્યો અને પોતાના કુટુંબ સાથે ધોળકે ગયો. પોતાની મતલબરૂપી પ્રિયાને મેળવવાની તદબીર ને વિચારમા મોમિનખાન હમેશા રહ્યા કરતો હતો અને પોતાની ખાહેશરૂપી પ્રિયતમાના પ્રેમમા આખી રાતની રાત જાગતો હતો. દૂર દૃષ્ટીવાળા પરિણામ સમજનારા કેટલાએક માણસોએ તેનુ ભલુ વિચારી, તેનુ હિત શેમા છે તેનો વિચાર કરી, સલાહના મોતીને જીભની સોયથી વીંધી તેના અક્કલમંદ કાનમાં પહેરાવ્યુ અને કહ્યુ કે,

દરેક કામમા સલાહની જરૂર છે,<br>
સલાહ લીધા વગરનુ કામ સારૂ થતુ નથી.

જો કે નાયબ સૂબા પાસે દેખીતી રીતે લશ્કર નથી કે શક્તિ નથી, એ વાત ખરી છે, છતા આપણે નજર તો બાળાજીરાવ પેશવાના દૌલત પગ રાખવાની છે, તેની શક્તિ હાલના સમયમા સપૂર્ણતાએ પહોચી છે, ને તેના નસીબનો સિતારો ઉચાઈની ટોચે પહોચ્યો છે એમ ધારો ને માની લો કે થોડે સાહસ ને ટૂક સમયમા અમદાવાદ કબજે લેવાય, છતા તે કેમ કરી પોતાનો હાથ તેના પગથી ઉઠાવશે ?

તું ત્વગરૂપી ઝાડ રોપે<br>
તો તેમાથી તને પસ્તાવાપનુંજ ફળ મળે.

પરંતુ વિધિના લેખ જુદાજ પ્રકારના લખાયા હોવાથી અને ઇશ્વરનો હુકમ બીજીજ રીતે અમલમા આવવાનું નક્કી થઇ ગએલું હોવાથી તે સલાહની કાંઈ અસર થઇ નહિ.

જે જગાએ વિધાતાએ નિર્માણ કરેલી વિધિનો તંબુ તણાયો હોય<br>
ત્યાં કોઇ પણ માણસ તદબીરનો ગર્વ કરી શકતો નથી.

ગજબરૂપી કન્યાના મોહને જાળમાં તે ફસાઇ પડ્યો હતો એટલે બાયાજી સલાહકારો ને બીજા મિત્રોની સલાહથી કાંઇ ફાયદો થયો નહિ

આખી દુનીયા સલાહ આપે તો પણ જેમ પાણીમાંથી પવન
નીકળી જાય છે,

તેમ પ્રેમના પાશમાં પડેલા માણસ પામે તે ચાળણીપર પડેલા પાણી
જેવી નીવડે છે

પોતાના મન માને કલ્પના રૂપી કાચનો ખ્યાલ બાંધી નાખ્યો હતો, અને એક અનુમાનીક વાત જેને પોતે વાસ્તવીક ગણી હતી, તેને લીધે તેણે પોતાનું મ્હોડું ખોની જવાબ આપ્યો કે તમે મારા તરફ સદ્ભાવ, પ્રેમ, તથા સાચી લાગણી ને મૈત્રીને લીધે કહી બતાવ્યું તે બરાબર છે પરંતુ જ્યારે રૂઘનાથરાવને એક મગીન લશ્કરની મદદ છતા બે મહીનાની મુદત ને લાખોનો ખરચ જવાનમર્દખાન પાસથી આ મુલક છતવામા થયો, વળી અત્યાર સુધીમા સુબાના જમાખરચથી પેશવા માહીતગાર થયો છે અને નફોનુકસાન જાણી ગયો છે, તો પછી કયો લાભ મેળવવાની આશાએ કોઇ અક્કલમંદ માણસ ફરી પાછો બીજી વખત લાખો ખરચવા આવશે ? આખરે એ કામનો નીવેડો સલાહ થઇનેજ આવશે

તારી સલાહ કોઇનાથી દૂર ન રાખ, સમજાવી દે,
અગર જો કે સાંભળનારની કાંઇ પણ ભૂલ થતી હોય તોપણ
વાદળું વરસાદના ટીપા પવતથી દૂર નાખતું નથી,
અગર જો કે તેની સખત પથરાળી જમીનમા તેની જરા પણ
અસર થતી નથી, તોપણ

હવે ઇશ્વરેચ્છા સર્વોપરિ હોવાથી મીર શમ્સુદ્દીન નામનો માણસ જે જૂના વખતથી મોમિનખાનનો ગોઠીઓ હતો અને જે પહેલા બક્ષીગીરીનું કામ કરતો હતો, તેની જોડે ખાનગી રીતે પ્રપંચ કરી, પગાર (ભથ્થા)ની રકમ માટે તેની પાસે તકાદો કર્યો, અને બહારથી ગોવા લડાઇનો દેખાવ કરી, પરિણામે તેનાપર ગુસ્સે થયો. લોકોને ભમાવવા તથા દેખાવ કરવા માટે પોતે મોમિનખાનથી નારાજ થયો હોય એવું બનાવી ખંભાત છોડી તે અમદાવાદ આવ્યો, અને શહેરની સ્થિતિ તથા અહેવાલ જાણી લેના, તથા શંભુરામ, મહમદ લાલ ને ગંગા જાટ, જેમણે એ હુમલાની જવાબદારી ને જુમ્મેદારી માથે લીધી હતી, અને જેમને તેમના સોબતીઓના ખરચને માટે કેટલાક હજાર રૂપીઆ મળી ગયા હતા

અને તે રૂપીઆ જેઓ પહેલેથીજ ખાઇ ગયા હતા તેમની જોડના કોલકરાર ને વચન તાજાં કરવામાં રોકાયો, અને બીજાઓને પણ ઉશ્કેરવા માંડયા; એટલામાં તેના આવવાની રાઘુને ખબર પડી. તે મોમિનખાનના જૂના ગોઠીઆઓમાંનો એક હતો તેની એને માહીતી આપવામાં આવી હતી તેથી રાઘુને વહેમ આવ્યો, અને તેને બોલાવી પૂછ્યું કે આમ આવવાની શી મતલબ હતી? શહેરમાં આવી તેને શું કરવું હતું? આવવાનો મુદ્દો શો છે? મોમિનખાન જોડેનો અણબનાવ, તેનાં કારણ રૂપે, તેણે આગળ કર્યો, પરંતુ રાઘુએ તે વાત માની નહિ ને તેને શહેર બહાર કાઢી મૂક્યો. સૈયદ હટ્ટી નામે પેટલાદનો એક કસબાતી શહેરમાં આવી, છૂપછાપના પરદા પાછળ રહી ભાઇચંદ નામના એક નાણાવટી–શરાફ–સાથે મળી જઇ ખરચને માટે નાની મ્હોટી રકમ (ઉપાડવા)નો બંદોબસ્ત કરતો હતો અને નોકરી વગરના સિપાઇઓને બોલાવી નોકરીમા રાખતો હતો, તેની કોઇએ ચુગલી ખાવાથી તેને પકડી કેદ કરવામા આવ્યો. કડી કસબાના કાજી ઝૈનઉલ્ આબેદીનને ત્યાંના ફોજદાર હરબારામ જોડે અણબનાવ થયો હતો, તેથી તે ગુંચવણના જંગલમા પડી જઇ નિરાશાના વનમા ભટકતો હતો, તેને મોમિનખાનના ઇરાદાની ખબર પડવાથી (આપણા) દુશ્મનનો દુશ્મન તે આપણો મિત્ર એ કહેવત મુજબ, તેને આવી મળ્યો. તેની સલાહ અનુસાર અને તેનીજ મારફત, ખરચ માટે હિસાબ પેટે હુંડીઓ, કડીના કસ્બાતીઓ, નામે મહમદ હાશમ ઉર્ફે આંબા અને તેના ભાઇ જાનબાઝ ઉર્ફે જમપુર મોકલવામાં આવી, કે જેથી માણસો ભેગા કરી તે પ્રાંતમા તેઓ બખેડો ઉભો કરાવે, અને તૈયાર રહી (કાન સરવા રાખી) લડાઈનો પ્રસંગ આવે, તરત આવી મળે. તેઓ તે કામમા લાગી ગયા. શહેરથી દસકોસપર આવેલા મોજે હલોડાના કોળીઓ પાસે પોતાના માણસોને (સંદેશા સાથે) મોકલી લાલચમાં નાખી પોતાના જોડીઆ અને મદદગાર બનાવી દીધા. નાયબ સુબા રાઘુને મોમિનખાનનો ઈરાદો કાને આવતા,–કારણ કે,

*ઘડીએ ઘડીએ તેને આ બાબતની ખબર મળતી હતી,*
*તાજી કરતા એ વધારે તાજી ખબર તેની પાસે આવતી હતી.—*

તેના મનની નિરાત નીકળી, વિખરાએલી ને છૂટી પડી ગએલી પાંદડીવાળા ફુલના જેવી થઇ ગઈ. વરસાદની મોસમ હજુ પૂરી થઇ ન હતી તેથી કિલ્લાની મરામત થઇ શકવાનો સંભવ ન હતો; આથી તેની બેચેનીમાં વધારો થયો, અને બીજો કાંઇ રસ્તો ન હોવાથી રાઘુ શંકર

કોટવાળને પર હુકમ કાઢયો કે મોટી વળીઓ (લાકડા)ના ટેકા મૂકી કોટનાં બાકાં પૂરી દેવાં, અને ઉભું કે ખંડીએર ગમે તેવું ઘર હોય ત્યાંથી ને બીજી બધી જગાએથી મ્હોટા મ્હોટા ભારવટીઆ ને ભાલ, ઘરનાં બારણાં ને બીજાં લાકડા જોર જુલમ ને મારઝોક કરીને પણ ઉપાડી લાવી શહેરની દીવાલની આસપાસ (અંદરથી) પાટીઆં જડી લેવાં [આ રીતે તેણે શહેરની આસપાસ લાકડાની દીવાલ ઉભી કરી].

લાચાર માણસના આંસુના ધોધને પાંપણ શી રીતે રોકી શકે ?
દીવાલપરના કાટા વરસાદને કેવી રીતે અટકાવી શકે ?

લાંબો વખત ઉઘાડદે થવાથી—વપરાવાથી—દરવાજાના તાળા જૂનાં પુરાણા થઇ ગયા હતા ને તેના અસ્તિત્વરૂપી શરીરના સાધા ને અંગો ઢીલા પડી ગયા હતા, તે તાળાને નવેસરથી મજબૂત ને સુરક્ષિત બનાવી, દેવામા આવ્યા.

વિધાતાજ જ્યારે કિલ્લાની દીવાલ તોડે છે,
ત્યારે મ્હોટા ભૂરી તાળા પણ તેને દીધાં હોય,
તો પણ ફાયદો શો ?

એજ અરસામા આગલા દીવાન અબદુલ હમીદખાનનો દીકરો ગુલામહુસેનખાન જે કેટલોક વખત થયા સુરત જઇ રહેલો હતો તે અમદાવાદ આવ્યો. મજોગ એવો બન્યો કે દસ વીસ સવારો સાથે, સવેક ગુલાબનામનો એક સિપાઇ, જે સિપાઇનો પેશો (ધંધો) કરતો હતો, અને યોગ્ય પ્રસગ ને તકની વાટ જોતો જે વર્ગ મોમિનખાનને મળી ગયો હતો તેમાનો એક હતો, તેણે ઘાસ વેચનારી એક બાઈ જેને (રખાત તરીકે) રાખી હતી, તેના વારસો તરફથી રાઘુને ફરીઆદ થતા, તેની તે બાબત તપાસ કરવામા આવતા, દમદાટી તથા ધાક બતાવવા છતા, તે વાતનો તેણે ઇનકાર કર્યો એટલે તે બાઇને તેણે હાજર કરવી (એવા હુકમ સાથે) તેને પહેરેગીરોને સોંપી દેવામાં આવ્યો. તેને માફી અપાવવા, તેના જામીન થવા અને તેને છોડવવા માણસોએ ઘણી આજીજી કરી પણ તેમનું કાંઈ વળ્યું નહિ.

---

# નાયબ સૂબા રાઘુનું રોહીલા મહમદ લાલને હાથે મરાવું: તે સાલના બીજા બનાવો

બાળાજીરાવ પેશવાની હકૂમતની આ પ્રાંતમા શરૂઆત થઇ ત્યારથી આખી રૈયત ને સઘળી પ્રજા વેરો અને દંડ લેવા માટે થતી પકડાપકડીથી મુક્ત થઇ હતી, અને મોકળે મને અને હસતે ચ્હેરે પોતાના ધંધા રોજગારમાં લાગી ગઇ હતી, કારણ લોકોનાં દિલ જીતી લેવા તથા ત્રાસી ગએલાં માણસોનાં મનને આશ્વાસન આપવા માટે એવો બંદોબસ્ત કરવામાં આવ્યો હતો કે કોઇ પણ માણસને તેની પાસે ધન દોલત છે એવા ખ્યાલથી યા કોઇ પણ બીજા કારણને લીધે, તેના કામકાજમા હરકત કરવી નહિ, અથવા તેની જિંદગીનો વૈભવ ભોગવતો તેને અટકાવવો નહિ. હાજર કે ગેરહાજર (માણસનું) કોઇનું પણ મન દુખવવું નહિ, કોઇને ઇજા યા નુકસાન પહોંચાડવું નહિ; અને કોઇએ કોઈ (બીજાના) કામમા દખલગીરી કરવી નહિ.

જે જગાએ પીડા (અપાતી) નથી ત્યાજ સ્વર્ગ છે.
કોઇ કાઈની દખલગીરી કરતુ નથી.

આવી સ્થિતિ હોવાને લીધે આગળના વખતમા આવેલુ નુકસાન ભરી લેવાની અને જુલમી ને બેમુરવ્વત માણસોને લીધે ભૂતકાળમા આવેલી ખોટ પૂરી દેવાની ઉમેદમા, માણસો યથાશક્તિ તથા જોગવાઇ મુજબ, કરજે અને ઉછીના નાણા લઇને પણ, પોતાનો ધંધો વેપાર ખીલવવા (વધારવા) ને કામે લાગી ગયા. હાકેમોની બેદાદીને લીધે જેઓ પોતાનુ વતન છોડી બીજે જતા રહ્યા હતા તેઓ પોતાને અસલ સ્થાને અને જન્મભૂમીમા પાછા ફર્યા. એ વાત મશહૂર છે કે દેશમા ન્યાય હોય તો તેની જોડે કાફરતા (અધર્મપણું) ટકી શકે છે પરંતુ ઇસલામ પણ અન્યાય જોડે ટકી શકતો નથી. ટૂંકામાં શહેરમા એક જાતની નવી રોનક ને તેજ દેખાવા માડયા. પરંતુ ઉંધી ચાલે ચાલનાર આસમાનના ચક્રે તથા જમાનાની હાલતના ફેરફારોએ આ સાત ખંડની પૃથ્વીના દરેક શહેર ને દેશમા દેખાવ દીધેલો હોવાથી, અને સાર્વજનિક ખરાબીની આફત આખી દુનીઆને નડવાથી, દરેક જણ પોતાની હાલતથી દુઃખી થઇ ગએલો હોવાથી, આગલા સમયમા હિંદુસ્તાન, રૂમ, શામ, અરબસ્તાન અને ફરંગીસ્તાનના દૂર દૂરના શહેરોમાથી વિશ્વવિખ્યાત અને અજોડ એવા ગુજરાતના જાતજાતના કાપડ ને વિવિધ માલ લેવા જે ખરીદદારો આવતા હતા અને જેને લીધે મ્હોટી

રકમનું વેચાણમાટાણ થતું હતું, તેમા અતી ઘણું કમીપણું થવા માડયુ. બગર માલ જેમ તેના વેચનારના માથામા મારવામા આવે છે તેમ તેમનો માલ તેમની પાસે પડી રહેનો અને બજારમદી તથા ખરીદદારની હોતાઇ વિશે દરેક રસ્તે ને બજારમા, એક દુકાનેથી બીજી દુકાને, ફરીઆદ ને વિનાપનુ મ્હોડું ખોલી, તેની તેજ વાત તેઓ કર્યા કરતા, (પરંતુ) કૃપાનત ઇશ્વરે તેમને દંડની રકમ ને વેરો આપનાના જુલમમાથી છોડાવ્યા હતા અને તેમના પોતાના ઘરમાર ભોગવી અમન ચમનમા રહેવાનો સમય બતાવ્યો હતો તે બાબત તેનો ઉપકાર માનવામા તેઓ નાફેન ને બેદરકાર થઇ ગયા

દરેક હાલતમા તેનો ઉપકાર તો માનવો જ જોઇએ
કે રખે છે તેનાથી વધારે ખરાબ હાલત ન થઇ જાય

પોતાના હતભાગ્યની દુષ્ટતાથી તથા કર્યા કામના બદનાથી તેઓ હજુ ઘેરાએના હતા એટલે "જો તમે અનુપકારી થશો તો ખરેખર મ્હારી શિક્ષા સખત છે" એ વાકના ભાવાર્થને ઝાહેર થવાનુ સ્થળ પોતાની કૃતઘ્નતાને લીધે થઇ પડયા ઇશ્વરેચ્છા પણ એવીજ થઇ કે જેની રૂયે થોડો વખત સુધી તેઓ જાતજાતની મજા ને દંડ ભોગવે, અને જુદા જુદા પ્રકારના તહોમત અને આક્ષેપોને લીધે સંકટ ને મુશ્કેલીમા ગિરફતાર થાય જે મુસીબતમા આવી પડે તેજ મનામતીની મદદ કરી શકે છે ઇશ્વરેચ્છા એના એક માણસને મોકલે છે કે જે તેમની જિંદગીને હરામ કરે ઇશ્વરે એ કામ પર મોમિનખાનને નીમ્યો અને શહેરનો કબજો લેવાની સ્પૃહા તેના મનમા ઉભી કરી, અને તેની સામગ્રી તૈયાર ને હાજર કરી દઇ તેના મદદગાર ને સહાયકો પણ નક્કી કરી દીધા અને તે કબજો લેવાની યુક્તિ પણ તેને શીખવી જેમાની થોડીક હકીકત અત્યાર પહેલા કહેવાઈ ગઇ છે ટૂંકામા, કડીના કસબાતી મહમદ હાશમ જેને બખેડો કરાવવા બાબત બંદોબસ્ત કરવાની સૂચના આપવામા આવી હતી તેણે વરસાદની મોસમ પૂરી થતા કડી પરગણામા આવેલા નંદાસણ ગામમા રહેતા સૈયદોની જોડે મળી જઈ બખેડા ને બંડખોરી માથુ ઉચક્યુ, અને બગાવાનુ રણક્ષેત્ર તૈયાર કરી દીધુ હુરબા નામનો ત્યાનો નાયબ ફોજદાર તેમને શિક્ષા કરવા તથા નસીહત આપવા તેમના તરફ ગયો, અને બસે સવારને નોકરીમા દાખલ કરવાની શરતે રૂપીઆ બે હજાર હિસાબપેટે શંભુરામ તરફ આગપર મોકલી તેને બોલાવ્યો હવે તે તો મોમિનખાન જોડે મળી જઈ કરાર કરી કાઇ જુદાજ વિચાર ને તદબીરમા ગુથાયો

હતો, છતાં તેને આ રોકડ રકમ મળી જવાથી, પોતાના ઇરાદાને ગારી મ્હોણી મળી સમજી, બોલ્યો કે,

જે ગેબી રીતે આવે તે એબ વગરનું ( નિર્મળ )જ હોય.

તેને સારા શુકન ગણી, તેણી તરફ ઉપડી જવાની તૈયારી કરવા માંડી, અને એ બહાને નીકળી જવાનું મન સાથે નક્કી કરી ડભોઇના કાળીઓ જોડે બનાવ હોવાથી તેમને ભેગા કરી, ખંભાત બંદરેથી સૈન્ય બોલાવી લઈ, પોતાના મનની છૂપી વાત છતી કરવાનું તથા પોતાના આશયરૂપી શખ્સને તે આશયની પરિપૂર્ણતાના મહેલમાં પધરાવવાનું ધાર્યું. નાયબ સુબા રાઘુની પરવાનગીથી જરૂરી અસબાબ શહેર બહાર મોકલ્યો અને પોતે, પવિત્ર ઝીલહજ્જ માસની અગીઆરમી તારીખે સૂર્યાસ્ત સમયે, રોહીલા મહમદ લાલ તથા ગંગા જાટ, કે જેમની જોડે રહી હમેશ પોતે કામ કરતો હતો તેમને તથા થોડા માણસોને લઇ રાઘુ પાસ વદાય (રજા) લેવા ગયો. મહમદ લાલ જેણે બખ્તર પહેરેલું હતું અને જેના હાથમાં બરછી હતી, તે જે વખતે રાઘુ રજા આપતો હતો તે વખતે ઉભો થઈ ગયો અને મલેક ગુલાબની સિફારશ કરવા મ્હોડું ખોલી તેને છુટા તથા મુક્ત કરવા માગણી કરી. તેના જવાબમા સાભળવામાં આવ્યુ કે એને છોડી દઇશ. હવે એઓ કાઇ બીજે ઈરાદે ત્યાં આવ્યા નહતા પણ જ્યારે તેમણે જાયુ કે વેળાકવેળા થઇ ગઇ છે, અને વળી એકાંત છે–કારણ સૌ કોઇ પોતપોતાને કામે જવા વેરાઇ ગયુ ને ચાલ્યું ગયું હતું અને થોડા બ્રાહ્મણો ( પડીતો ) સિવાય (આસપાસ) કોઇ દેખાતું નહતું,-તેથી વિધિએ સૂચના કરી કે આવો લાગ હાથમાથી જવા ન દે, અને વિધાતાએ કહ્યું કે ફતેહની મોખરાની ટૂકડી તે આ જ ટૂકડી છે, એટલે એકાએક મહમદ લાલે બરછીનું પાનું રાઘુની છાતીમા પેસાડી દીધુ, જેથી તે ઉધે મ્હોડે પડયો, અને જ્યારે બરછીનું પાનું બહાર ન ખેચી શકાયુ ત્યારે તેટલીજ ત્વરાથી લોહ પીતી તલવારને ઝાટકે તેને પૂરો કર્યો. અબદુલ્લા બારગીરે વળી શમશેર ઉગામી ઘોડ હરીને મારી પણ તે મુવો નહિ. બને તેટલી ઝડપથી ઘોડાપર સવાર થઇ તેઓ દોડતા ખાનપુર દરવાજા તરફ જવા ચાલી નીકળ્યા. પરતુ મ્યાનમાથી ખેચેલી તલવારોનો વીજળી જેવો ચમકાટ ને દોડતા ઘોડાઓથી ઉડતી ધૂળ જોઇ દરવાને દરવાજો બંધ કરી દીધો, અને તેમને અટકાવવા પોતે આગળ આવ્યો. શંભુરામના છોકરા અનુપરામને હાથે તે જખમી થયો. દરવાજો ખોલી તેઓ બહાર જતા રહ્યા અને મોજે ડભોડાને રસ્તે ચાલવા માડયુ. રાઘુના ખૂનના સમાચાર

શહેરમા પસરી ગયા શંભુરામના સાથી (સિપાઇ)ઓમાથી કેટલાએક જેમને આ બનાવની ખબર નહતી તેઓ શહેર બહાર નીકળવાની તૈયારીમા હતા, પરંતુ ખબર પડતા લગામ ખેચી લઈ તેઓ વિખેરાઇ ગયા અને દરેક માણસ સલામત રહેવા ખૂણે ખોચરે છૂપાઇ ગયો રઘુ શંકર કારભાર જે પોતાના ઘરમા હતો તેને આ બનાવની જાણ થતા વગર બીતે લેખક પાસે આવ્યો, અને જે બન્યુ હતું તે કહી બતાવી, સદાશીવ દામોદર કે જે લશ્કરનો સરદાર હતો ને જે સવીમના ગયા બાદ તેના ઘરમા રહેતો હતો તને, તથા દામાજી ગાયકવાડના નાયબ સેવકરામને ખબર કહેવડાવી મોકની દક્ષણીઓના મગજમા એવો વિચાર ને વહેમ ભરાઈ ગયો કે જેણે પણ આ કામ કરવાની હિંમત બનાવી છે તેની જોડે બીજા કેટલાક મદદગાર ને સહાયક હોવા જોઇએ, તેથી કદાચ કોઇ પણ તરફથી બખેરો ઉભો થશે ને લડાઈનો પ્રસગ પ્રાપ્ત થશે, આને લીધે તેઓ પોતાના પડછાયાથી પણ બ્હીતા રહેતા, અને તેમણે ભદ્રના કિલ્લાના દરવાજા બધ કરી, જાણીતા ને અજાણ્યા સૌને અદર આવતા અટકાવ્યા સદાશીવ દામોદર ને સેવકરામ પોતાના સાથીઓને લઈ ને આવી પહોચ્યા અને ભદ્રના દરવાજાની સામે ગોઠવાઇ ઉભા રહ્યા રઘુ શંકર લેખકની પાસે હતો, તેને સૈન્યની તૈયારીની ખબર પડયા બાદ, મનની નિરાત થતા બોલ્યો કે લેખકે કારભારના ચબૂતરાના મેદાન સુધી તેની સાથે જવુ ન છૂટકે લેખકને જવુ પડ્યુ ને તેને ત્યા પહોચાડયો પણ ખૂણે ખોચરેથી કશો અવાજ કે જરીએ ગુમગણુ સભળાયા નહિ વળી એવુ એ કોઇ દેખાયુ નહિ કે જે રક્ષણ બચાવે છતા વખતે શહેરમાના તુરકાનીગા ને બદમાશો લાગ મળેથી જોઇ લૂટફાટ કરવા મડી જાય એવી બ્હીક લાગતા (તેમ ન કરવા) દાંડી પીટાવવામા આવી મરહૂમ રઘુના સગાઓએ મને ગુનાબને તેના મોતનું કારણ ને સબબ ગણી મારી નાખ્યો સદાશીવ દામોદર સવીમના ઘરમાથી નીકળી ભદ્રમા રહેવા ગયો દક્ષણીઓ શંભુરામ મહમદ લાલ ને ગંગા જાટને ઘેર જઇ પહોચ્યા ને હજુ સુધી જે ઘોડા ને ઉંટ શહેર બહાર જઈ શક્યા નહતા તેને તથા તેમના ઘરનું રાચરચીલું ઉપાડી લાવ્યા, અને તેમના કુટુબીઓને શોધી ને મોળી કાઢવા પ્રયત્ન આદર્યો અને મહમદ લાલની સ્ત્રી તથા તે બાઇના ભાઈ મળી આવતાં તેમને કેદમા બેસાડયા બીજાઓ માટે ઘણી તપાસ કરી પણ મળ્યા નહિ તેમણે ગુનાબનું ઘર કાટાની માફક મૂળમાંથી ઉખેડી નાખ્યુ પોતાની રોજી મેળવવા વજે મહેતો શંભુરામ જોડેની વાતચીતમા મધ્યસ્થ તરીકે

કામ કરતો હતો, તથા તેનો છોકરો કાળીદાસ જે તેની બિરાદરીમા ( સગાનહાલામા ) નોકરી કરતો હતો તેમને તેના મળતીઆ તથા સહાયક ધારી લઇ, તેમનુ સર્વસ્વ લઇ લઇ, તેમનુ ઘર તોડી નાખવાની તૈયારીમા હતા. તે પોતે આ ગુન્હા સંબંધે નિર્દોષ હતો એવું તે જાણતો હતો એટલે સદાશીવ દામોદરને પોતાના જામીન તથા બાહેદાર તરીકે લઇ આવ્યો, અને સદરહુ આક્ષેપમાથી મુક્ત થવાને-પોતાનુ નિર્દોષપણુ જાહેર કરવાને-કસમ ખાવા લાગ્યો. પણ તેમણે તે વાત કબૂલ રાખી નહિ અને દંડ તરીકે એક મ્હોટી રકમ માગી તે આપવા જેટલી પોતાનામા શક્તિ ન હોવાથી, તેણે કાતીલ ઝેર લીધુ અને આપઘાત કરી મરી ગયો ગુજરાતમા નોકરી કરતા સિપાઇઓની મ્હોટી સખ્યા આરબ અને રોહીલાઓની હતી, તેમને વિશે ભગડાઓને વહેમ આવવા લાગ્યો.

કામમાથી એક જણુ પણ બેવકૂફી કરે
એટલે પછી નથી ન્હાનાની કે નથી મ્હોટાની આબરૂ રહેતી.

પણ બીજો રસ્તો હતો નહિ એટલે તેમની ભરતી કર્યા વગર છૂટકો નહતો, તેથી જે કેટલાએક પર તેમને આ કાવતરૂ તથા વિશ્વાસઘાત કરવાનો શક આવ્યો તેમને પોતાની પાસેથી આઘે કાઢ્યા બહાદૂર રોહીલાને કાળાની ગઢીપર અને બાવદાન આગબને નયનપુરની ગઢીપર નીમ્યા. કડીના નાયબ ફોજદાર હરબાગામ તથા વિરમગામના નાયબ ફોજદારને આ બખેડાની ખબર પડતા તેઓ એક બીજાની પછવાડે પોતાની પાસે જે માણસો હાજર હતા તેમને લઇ શહેરમા આવી પહોચ્યા કારંજાની ઇમાનત ખાનેના મેદાનમા તબુ નાખી હરબાએ મુકામ કર્યો અને દુર્લભ નામનો લહીયો કે જે એક વખત શત્રુનામના નકીન તરીકે કામ કરતો હતો તેને પકડી માર મારી ત્રાસ આપી જોર જુલમથી પોતાના નીકળતા બેહજાર રૂપીઆ તેની પાસેથી વસુલ કર્યા. સદાશીવ દામોદર સેનાપતિ ઉમરે પહોચેલો માણસ હતો, તેણે જમાનાનો તડકો છાંયડો જોયો હતો, એટલે તેણે આ બનાવને ચોથે દહાડે નાયબ સુબાની જગાએ કોને નીમવો તે બાબત સલાહ લેવા મુખ્ય મુખ્ય પંડિતો (બ્રાહ્મણો) અને કારભારીઓ તથા અમલદારોની એક સભા ભરી. પોંડુ હરી જે અબદુલ્લા બાગરીને હાથે સખત ઘાયલ થયો હતો અને જેણે પૂર્વે શ્રીપતરાવની પાસે હજૂર ફિરસ્તેદાર જેને તેમની ભાષામા ફડનવીસ કહે છે તેના નાયબ તરીકે કામ કર્યુ હતુ અને તેનો વિશ્વાસુ હતો તેને નીમી પાઘડી ને દોપટ્ટો આપવામા આવ્યો. લેખકને તેણાવી

સભામાં બોલાવી ઘોંડુ હરીની નીમણુક કરવામાં આવી તે હકીકત જણાવી, અને કહ્યું કે ઇશ્વરે ધાર્યું હતું કે આમ થવું જોઇએ એટલે તેમ થયું. બનવાનું બની ગયું, માટે હવે લોકો ને રૈયતના મન શાંત કરવા કોશેશ કરવી ઘટે છે. દક્ષણીઓની રીત મુજબ લેખકે ઘોંડુ હરીને પાઘડી ને દોપટો આપ્યાં. તેણે પોતાના ઓદ્ધાની ફરજ બજાવવા માંડી.

ઘણા મૂર્ખ માણુમને
મેદાનમા ફરતી કીડીઓ સાથ સરખાવાય.
તે (કીડીઓ) માંની એક જાનવરના પગ નીચે કચડાઇ જાય છે,
ને બીજી વળી ઝપાટાબંધ દાણો ઉપાડી ચાલતી થાય છે.

એ ઓછુપાત્ર (કમઅક્કલ) હતો; તેની આવડતની જાળ ઉચ્ચતાને પગથીએ પહોચી શકતી નહતી, તેથી થોડા દીવસના અધિકારમાજ પોતાની વર્ત્તણુક ફેરવી, બદમાશી કરી, જાણે પોતે બદલાઈ ગયો, તે એટલે સુધી કે ખુદ દક્ષણીઓને પણ તેના પર તિરસ્કાર આવ્યો તો પછી બીજાનું તો કહેવુજ શું ? મરહૂમ રાધુ પોતાની દસ માસની નાયબ તરીકેની હકુમતના અરસામા પોતાના સારા સ્વભાવ ને પ્રશંસાપાત્ર વર્ત્તણુકથી એવી રીતે વર્ત્યો કે તેની ભલાઇ સૌ સંભારે છેઃ ખરેખર તે વખાણુને પાત્રજ હતો.

સારૂ નામ મૂકી માણુમે મરવું
તે ભૂડે નામે જીવવા કરતા બહેતર છે.

ટૂંકામાં શંભુરામ જેવો શહેર બહાર નીકળી પડયો કે અબદુલ્લા બાગ્ગીર રતોવાઈ ચાલી એ ખૂશખબર ખંભાત પહોચાડવા પ્રયત્ન કર્યો અને મોમિનખાનને જે બન્યું હતું તેનાથી વાકેફ કર્યો. તેણે લશ્કર તૈયાર કરી, મહમદ અમાન વલદે ફિદાઉદ્દીનખાન તથા બ્રિજલાલને તેના ઉપરિ નીમ્યા કે જેથી તેઓ શંભુરામની જોડે થઇ જઇ એ કામનો નીકાલ કરે. તેઓ ધોળકા કસ્બે આવી પહોચ્યા, પણ સાબરમતીમાં રેલ આવેલી જોઇ આગળ વધવાનું સાહમ ખેડી શકયા નહિ અને પાછે પગલે પાછા ફર્યા. (લશ્કર ભેગું થવાની) આ ત્રાસજનક ખબર સાંભળી દક્ષણીઓ ગભરાઈ ગયા, અને તેમનું ભયું વિચારનારાઓની સલાહને અનુસરી જવાનમર્દખાનને મદદે આવવાનું લખી જણાવ્યું અને પોતે કોટ ને કિલ્લાના બચાવ તથા સાચવણુનો બંદોબસ્ત કરવા મંડ્યા, અને દરવાજા અનુભવી માણુમોનો હવાલામા સોંપ્યા. દામાજી ગાયકવાડનો નાયબ સેવકરામ પોતાના સાથીઓ તથા ગુજરાતમાં નવરા પડેલા કેટલાક સિપાઈઓને

નવેસરથી નોકરીમાં રાખી લઈ, તેમની સાથે, સારંગપોર દરવાજાની પાસે મુકામ નાખી પડયો અને તે ભાગના કોટની તેણે દીવાલ સાચવવા માંડી.

કાસાના લોળક વાળી ઘંટાના નાદે
ચોકીદારોની આંખમાંથી ઉંઘ ઉડાડી નાખી.

વળી શહેરના કોટની અંદરના ભાગમા રોજ રાત્રે રોન ફરવાને એક ટૂકડી નીમાઇ અને જાગતા રહો, જાગતા રહો, એવા અવાજ બુરજ અને ગઢીપરથી સુક્ષ્મવાયુના ગુંબજ–આકાશ–સુધી પહોચવા માડયા. પણ એઓ જાણતા નહતા કે–

વિધાતા જોડે લડી શકાતું નથી,
જ્યારે ઇશ્વરનો હુકમ બહાર પાડવામા આવે છે ત્યારે.



## મહમદ લાલ રોહીલાનું ખંભાત જવું, અને મહમદ રશીદ બેગની સરદારી નીચે લશ્કર લઈ આવવું, શહેરમાં પેસવું ને દક્ષણીઓનું બહાર જતા રહેવું



શંભુરામ મોજે ડભાડે પહોચી ગયો હતો તેણે કોળીઓને ભેગા કરવા માડયા અને ખંભાતથી આવતા લશ્કરની વાટ જોઇ બેઠો. મહમદ ઝમાનખાનના પાછા ફરવાની ખબર સાભળી, મહમદ લાલ રોહીલાને ખંભાત જઇ વધારે તાકીદ કરી લશ્કર લઇ આવવા મોકલ્યો. તે જઇ મોમિનખાનને મળ્યો ને કહ્યુ કે વિલબ એ આફત છે. જે કરવાનુ છે તે જેમ બને તેમ જલદીથી કરવામા આવે તોજ સારૂ છે, કારણ રખેને હાથમા આવેલી તક ચાલી જાય, અને હમારી મહેનત નકામી નીવડે. વખતનો વિચાર કરી ખેડાને રસ્તે જવું નક્કી કર્યું હતુ અને વાત્રક નદીનું પાણી હજુ માથોડાપૂર થયુ નહતુ, તેથી થોડા દીવસની ઢીલ થઇ નદી પાર ઉતરી શકાય એવી ખબર મળી એટલે મોમિનખાને, પોતાના સાઢુ મહમદ રશીદ બેગ જોડે મીર શમ્સુદીન, શકૂર હબશી, મુબારક બિનજિગર, આરબ જમાદારો અને રોહીલા અને સિંધીઓના સવાર ને પ્યાદા મળી આશરે પાચસો માણસો નવા નોકરીમા રાખી લીધા હતા, તેમને તથા કોળીઓને ભથ્થું દર સવાર દીઠ રોજના આઠ આના ને

પ્યાદા દીઠ બે આના, જે શંભુરામે ફેરવીને લખી જણાવ્યા હતા, તે ખરચ પેટે રૂપીઆ પાચહજાર અને સીસું, દારૂગોળો, બાણ તથા તોપો, આપી, હિ. સ. ૧૧૭૦ ના પવિત્ર મહોરમ માસની બારમી તારીખે, રવાના કર્યા. તેઓ રાતે ને રાતે ખેડે પહોચી ગયા. ત્યા થોડા કલાક આરામ લેવા તથા જાનવરોને થાક ખવડાવવા રોકાઈ, તાજા થઈ તેઓ રસ્તે પડી ગયા. ત્યાના વતનદાર મહમદ દીરાનના લખવા પરથી આ વાતની ઘોંડુ હરીને જાણ થઈ ને ખબર પડી તે પણ તે પરથી તરત ને તરત લશ્કર તૈયાર કરી શત્રુને આવવાનો રસ્તો રોકવા નીકળી પડયો, અને શહેરથી ત્રણ કોસ દૂર આવેલા મોજે વંત્રોલ આગળ બંને પક્ષોનો ભેટો થયો, અને એકબીજાને મારવા તોપ બંદૂકનો જંગ શરૂ થતા કેટલાએક ઘવાયા ને મરાયા ને તેઓ પાછા ફર્યા શહેરથી ચાર કોસ દૂર આવેલુ નહારવાલ ગામ કે જે દભોડાના રસ્તા પર આવેલુ છે ત્યા આગળ મુકામ કરી છાવણી નાખી મહમદ રશીદ પડયો. શભુરામ જે ઇતેજારીની નજર ચારે તરફ ફેરવતો હતો, તે કોળીઓના હરી કોટવાળને લઇ તેને આવી મળ્યો. કોળીઓને તેમજ બીજા માણસોને ભેગા કરવા, તેમજ તદબીરો ગોઠવવા તથા શહેરમા કયે રસ્તે પેસવું તે રસ્તો નક્કી કરવા શહેરમા જાસૂસો મોકલવા બાબતની સલાહ મસલત કરવામા ત્રણ ચાર દીવસ રોકાણ થયું; એટલા વખતમા નાયબ સૂબા ઘોંડુ હરીએ તેમની સામે એક લશ્કર મોકલ્યુ; પણ તેઓ તો જાણે સંતાકુકડી (આખ મીંચામણી)ની રમત રમતા હોય એવી લડાઈ લડી પાછા ફર્યા છેવટે એકવીસમી તારીખની રાતે

જ્યારે દીવસ પડદા પાછળ છુપાઇ ગયો
અને પડદા પાથરનારી રાત્રીએ તે છૂપા (ભેદ)ને લઇ જવા માડયો.
[સૂર્ય અસ્ત થવા માટે ક્ષિતિજે પહોચ્યો],

ત્યારે સૂર્યરૂપી ચક્રી એકાતમા જઇ બેઠો,
અને આકાશે સપ્તર્ષિના તારાઓની માળાને હાથમા લીધી.

શભુરામે થોડી સીડીઓ તૈયાર કરી શહેર તરફ ચાલવા માડયુ, અને ડહાપણ વાપરી, કોટના જે ભાગમા ભાગતૂટ થવાથી જેને લાકડાથી પૂરી લઇ મજબૂત બનાવ્યો હતો, અને બહારથી હુમલો કરનારાઓ તે તરફ હુમલો કરશે એવી બ્હીક હોવાથી, જેના રક્ષણ તથા બચાવ માટે કોટના રખેવાળો પ્રયત્ન ને કોશીશ કરી રહ્યા હતા, એ ભાગ એમનો એમ રહેવા દઈ, દક્ષિણ બાજુએ બંધ દરવાજા ને આરતોડીઆની વચમા આવેલો કોટનો

ભાગ કે જેમાં કાંઈ ભાંગતૂટ થઈ ન હતી કે ફાટ પડી નહતી, અને સામી બાજૂને સ્વપ્ને પણ ખ્યાલ હોય નહિ કે તે તરફથી હુમલો આવશે, તેવા ભાગના એક બુરજ પર નજર દોડાવી તેના પર ચઢવા સીડીઓ માંડી. કોળીઓ અને સીંધીઓની એક ટોળી પોતાની મુરાદની સીડી પર પગ મુકી ઉપર ચઢી ગઈ. ત્યાંના રખેવાળોને આવી રીતે ખતરો (જોખમ) આવશે એવું કદી પણ ખાતરમાં વસેલું નહિ, અને વળી રાત પણ પૂરી થવા આવી હતી, એટલે વિધિએ તેમના કાનમાં ગફલતીનાં પુમડા ખોસ્યાં અને વિધાતાએ બેખબરીની સોય વડે ઉંઘનો સુરમો તેમની આખમાં આંજ્યો, અને નિદ્રારૂપી સુલતાનના સિપાઇઓએ તેમના પર હુમલો કરી તેમને હરાવ્યા, અને તેઓ આજેઝ ને નિર્બળ થઇ ગયા અને જમીનની સોડ સાધી, અને લુંટનો ધંધો કરનાર પ્રભાતની લહેરીએ તેમના માથા પર બેહોશીની ચાદર ઓઢાડીઃ તેથી તે જગા જાણે કબરસ્તાન હોય તેવી દેખાતી હતી. કાંઇ પણ પૂછપાછ કર્યા સિવાય નકીર* ફિરસ્તાની માફક, તેમણે અગ્નિ વરસાવતી તલવાર ને ગુર્ઝથી તેમની ખબર લીધી.

ફાડી ખાનારો ચિત્તો પણ જ્યારે ઉંઘતો હોય છે,<br>
ત્યારે તેનુ માથુ એક પત્થર વડે પણ સ્હેલાઇથી છૂંદી શકાય છે.

એટલામા આરબ ટૂકડી ઢોલ તાસા સાથે ઉપર ચઢી આવી અને વાવટા ફરકાવ્યા અને ઢોલ તાસા વગાડી, દાંડીઆથી ઢોલ વગાડવા (ઢોકવા) માડયા.

ઢોલના અવાજથી ફિતનો જાગી ઉઠયો<br>
જેઓ ઉંઘતા હતા તેમનુ કાર્ય કઠણ થઇ પડયું.

તેઓએ કોટની દીવાલ પર થઇ, આસ્તોડીઆ દરવાજા તરફ ચાલવા માંડયુ. રસ્તામા આવતા બુરજ ને ગઢીના રખેવાળો "જેણે પોતાનું માથું બચાવ્યું તે ખરેખર સુખી થયો" એ સૂત્ર બોલી ખૂણેખોચરે ને આજૂબાજૂ સંતાઇ ગયા ને પછી બહાર જતા રહ્યા અને એ પારકા (શત્રુના) માણસો વગર અટકાવે ઢોલ ઢોકતા ને તાસાં વગાડતા દરવાજે આવી પહોંચ્યાં. દરવાજાનો રખેવાળ હલીમ રોહીલો હતો, ન્હાસી જવાના શરમ ભરેલા કામને પસંદ ન કરતા તે તેમની સામે થયો, અને પરિણામે પોતાનું માથું પોતાની બાજૂમા પડેલું જોયું.

---

* નકીર અને એક બીજો ફિરસ્તો મરનાર માણસની તેની કબરમાં તપાસ કરે છે–પરીક્ષા લે છે.

પછી તેઓ દરવાજા પર દોડી આવ્યા  
અને દરવાનોના માથા પણ છટકાવી નાખ્યાં.

તાળાને ફટકો મારી તોડી દરવાજો ખોલી નાંખ્યો. મહમદ રશીદબેગ, શંભુરામ, મહમદ લાલ ને ચંગા જાટ ઘોડેસ્વારો માથે ઈંતેજારીથી વાટ જોતા આખો તાણી રહ્યા હતા તેઓ છૂટી લગામે અંદર દાખલ થઈ ગયા.

સાંકળો તોડી નાંખી, દરવાજા ખોલી નાંખ્યા.  
અને શહેરમા બાકીનું લશ્કર દાખલ થયું.  
લડાઈનુ તોફાન કોટની દીવાલની ઉંચાઈથી પણ વધારે ઉંચુ ગયું,  
અને શહેરમા લુંટફાટની નદી વહેવા માંડી.

કોટ ઉપર ચઢી ગએલી ટોળી તથા શહેરમા દાખલ થએલું સૈન્ય, એ બે ટોળા જોરથી વહેતા બે ધોધની માફક, બે સમુદ્રનો સંગમ થાય ને આફત (બલા) ઉભી થાય તેવી રીતની બલા બની જઈ, પોતાના તોફાની મોજાં શહેરના બજાર ને રસ્તામાં અથડાવવા લાગ્યાં, અને લુંટાર કોળીઓએ રસ્તામા આવતા ઘરો ને દુકાનો લુંટવા માડયા.

પોતાના રક્ષણ માટે છાપરાપરથી થોડા બંદૂકના બ્હાર કરવા માડયા, એટલે શંભુરામ આગળ આવ્યો, અને તેમને તેમ કરતા અટકાવ્યા અને કહ્યું કે તમારી જોડે હમારે કાંઈ કામ કે લેવાદેવા નથી, માટે આ અયોગ્ય કાર્ય કરતા બંધ પડો. તેમના રસ્તામા હવે બીજો કાઇ અટકાવ આવતો ન હોવાથી તેઓ ભદ્રના દરવાજા સામે આવેલી કારંજની ઇમારત આગળ આવી ત્યા થોભ્યા, અને બંદૂક તથા તોપોનો મારો શરૂ કરી હવાઇઓ (બાણુ) છોડવા માડી. સામી બાજૂએથી અબદુલ્લા ઝુબેરી ને આરબોના જમાદાર સાલેહ, એમણે તેમની સામે થવા નગારખાનાના દરવાજાના છાપરા પર સ્થાન લીધું. હજુ સારી રીતે સવાર પડી નહતી એટલે શંભુરામ અને મહમદ લાલ, શેરીઓ ને પોળો આગળ ઘોડા દોડાવતા જઇ પહોચ્યા અને ઘેરઘેર ફરી વળી રોજગાર વગરના સિપાઇઓને તથા જેમને આવા પ્રસંગ માટે અંગપર પૈસા આપવામા આવેલા હતા ને જેઓ તે પૈસા ખાઇ ગયા હતા તેમને, પોતાના આવવાની ખૂશખબર આપી, પોતાની મદદે આવી ઉભા રહેવાનુ કહ્યું. તેમાના કેટલાએકે નોકરીની આશામા એ આમંત્રણ સ્વીકાર્યું અને જ્યારે

પૂર્વના સેનાપતિએ વાવટો ફરકાવ્યો
અને પશ્ચિમનો શાહ લોહીના દરીયામા ડુબી ગયો.

ત્યારે તેઓ ભેગા થઇ ગયા. દક્ષણીઓને પોતાની નોકરીમાના સિપાઇઓપર વિશ્વાસ હતો નહિ શહેરના રહેવાશીઓ તથા લશ્કરી ધંધો કરતા સિપાઇઓને પોતાના વિરોધી અને સામા પક્ષના મળતીઆ તરીકે તેઓ જાણતા હતા, તેથી તેમની પાસેનુ લશ્કર જો કે લગભગ બેહજાર સવાર ને પ્યાદાનું બનેલુ હતુ છતા તેઓ પોતાના પડછાયાથી પણ બ્હી જઇ, હોશકોશ ગુમાવી બેઠા હતા.

ફરતા આસમાનથી આખરે
દક્ષણીઓનો સિતારો નીચો પડયો,
છાપરેથી ને દરવાજેથી ફિતનો અંદર પેઠો,
અંદરથી ને બહારથી વિલાપ સભળાવા માડયો.

(ભદ્રની) બહાર નીકળી ગયા સિવાય બીજો રસ્તો નથી એમ તેમને સમજાયુ, તેથી ગભરાટ ને અકળાટના માર્યા તે સમયે બની શકયુ તે લઈ, સાબરમતી તરફ આવેલી બાગની બારીને રસ્તે બહાર નીકળી જવાનું પસદ કર્યું. તેઓ જવા માટે એટલા બધા અધીરા થઇ ગયા કે દરેક જણુ

બીજાની આગળ જવા ગાગતો હતો ને તેથી ધક્કામુક્કી ઉભી થઈ. એટલામા કેટલાક શહેરીઓએ બનાવેલે રસ્તે, શાહ વજીહઉદ્દીનની દરગાહ (પ્રભુ તેને પવિત્ર રાખો ) કે જે ભદ્રના કિલ્લાની દીવાલ અને શહેરનું રક્ષણ કરતા કોટની લગોલગ આવેલી છે તે બાજૂએથી કોટની દીવાલના ઉપલા ભાગપરથી, રશીદ બેગના સિપાઇઓ આકાશમાથી પડતા વજ્રની માફક આવી લાગ્યા, અને બંદૂકો ફોડી કેટલાએકને ઘાયલ કર્યા. જેમ "લાહૌલ"નો પવિત્ર મંત્ર સાભળી સેતાન ન્હાસે છે, તેમ દક્ષણીઓ પોતાનો જીવ બચાવવા નાઠા. સદાશીવ દામોદરના ત્રણ હાથીઓને બારીવાટે બહાર કાઢવા અશક્ય હતા, તેથી તે ત્રણ હાથી, અને તે સિવાય બાકીના ઘોડા, ઉંટ, બળદ, ગધેડા અને બીજો સામાન (જેમનો તેમ) રહેવા દઇ તેઓ ચાલ્યા ગયા એટલે ઉપર ચઢી આવેલાઓ નીચે ઉતરી પડયા અને લૂંટનો હાથ લબાવી જે જેના હાથમા આવ્યુ તે-રૂઘનાથરાવનો તબુ, ફરમાસુ અસબાબ, રોકડ ને વસ્તુઓ-લૂંટી લીધું.

સવારના પહોરમા જ્યારે રૂપે મઢેલા સવારે
તીજોરીના બારણા પરનું સોનેરી તાળુ ખોલ્યું

અને દીવસના સોનારૂપી નાણાના કિરણથી પૃથ્વી પ્રકાશીત થઈ, ત્યારે અબદુલ્લા ઝુબેરીને દક્ષણીઓના ચાલ્યા ગયાની ખબર પડી એટલે તેણે લડવાનુ બધ કર્યુ, અને જેઓ તાજાજ આવી પહોચ્યા હતા તેમને માટે ભદ્રના દરવાજા ખુલ્લા થયા. રશીદબેગ પોતાના સાથીઓને લઇ અંદર આવ્યો. શહેર હબશીને કોટવાળીને ચબૂતરે મોકલ્યો, અને તેણે મોમિનખાનના નામનો સાદ પડાવ્યો

એ સાદ જ્યારે લોકોના કાનમાં ગયો
ત્યારે તેમને તેણે એ બાબતની ખબર આપી.

જ્યારે જુલમી કાળાઓએ સરાફો તથા કાપડીઆઓની દુકાનો તથા લોકોના ઘર કુહાડાના ઘાથી ફાડી રોકડ અને વસ્તુઓના પોટલા બાધી દીધા ત્યારે લગભગ એક પહોર દીવસ ચઢી ગયો હતો. જુલમથી ત્રાસી ગએલી રૈયત, અને સુભાગ્યવિહીન કમનસીબ માણસોને ઘણું નુકસાન કર્યા બાદ તેઓ અટકયા. શહેર મ્હોટા વિસ્તારમા વસેલું હોવાથી, દૂર આવેલી શેરીઓમાના રહેનારાઓમાથી ઘણા સવારે જ્યારે ઉંઘમાથી જાગ્યા ત્યારે તેમને સ્થિતિ કાઇ બીજીજ બદલાઇ ગએલી જણાઇ, અને બીજાઓએ જણાવ્યુ ત્યારેજ આગલી રાત્રે શુ બન્યુ હતું તેની ખબર પડી અને તેઓ બોલ્યા,

એક પળ, એક ક્ષણ, એક શ્વાસમાં
તો આખી દુનીયાની હાલત ફેરવાઈ જાય છે.

લૂંટી લીધેલાં માલમતા ને કાપડ લૂંટારા કોળીઓએ પોતાને ઘેર પહોંચાડી દીધાં અને પાછા આવ્યા. આવો મામલો જોઈ, બ્હી જઈ કેટલાએક સરાફો ને વેપારીઓ છૂપાઇ બેઠા, અને તક મળે ન્હાસી જઈ, શહેર બહાર ચાલ્યા ગયા. મહમદ લાલ રોહીલાએ પોતાના સંબંધીઓને કેદરૂપી કુવામાંથી બહાર કાઢ્યા, અને અંબાડી સાથના હાથીપર બેસાડી તેમને ઘેર મોકલ્યા. સૈયદ હદ્દી અને ભાઈચંદ પણ છૂટયા. આરબ, રોહીલા તથા સીંધી કોમોની એક ટોળીએ તથા શહેરના કેટલાક બદમાશ ને ભામટા મુસલમાનોએ દીનદીન પોકારતા, આખલાઓ, જેને ધર્માદાની નિશાની કરી, છૂટા મુકવા એ હિંદુઓ પુણ્યનું કાર્ય ગણે છે, તેવા છૂટા મુકી દીધેલા આખલાઓને, જખમી કરી, એવા કેટલાંક મુગાં જાનવરોને મારી નાખી તેના કટકે કટકા કરી વહેંચી લીધા. દક્ષણીઓએ ગાયની કતલની મના કરવાને લીધે ખાટકીઓએ લાંબી મુદતથી ગાયના લોહીથી હાથ ખરડયા ન હતા, તેમાના એક યુવકે આ દીવસ ઇદનો-તહેવારનો-ગણી લીધો, અને કતલ થએલા પ્રાણીઓના લોહીમાથી એક પુતળું બનાવી કસાઇખાના અને જાનવરો ઝબે કરવાની જગાએ કુરબાનીના સ્થળની બાજૂ તરફ દાદમાદથી ગયો, અને ભૂતકાળના દીવસોમા જે કુરબાની નહિ થઇ શકી હતી તેનો બદલો વાળવાને માટે એક સફેદ ગાયને ઝબે કરી દુકાનમાં ટાંગી પોતાની દુકાન શોભાવી. કેટલાએક સીંધીઓએ ખડકીના રસ્તા પરનું કાપડ ખાતાના કરોડી કહાન શેઠનુ નવું બંધાએલું મંદિર લાગી નાખ્યુ. સદરહુ બનાવો જે શહેરને લગતા બનાવોમા બહુ અગત્યના હતા તેની ખબર લેખકે અરજી રૂપે લખી એવા ઝડપી કાસદો જોડે આકાશ જેવી ઉચ્ચ દરગાહમા રવાના કરી કે જે બારમે દીવસે તો તે મહાન દરબારના દરબારીઓએ તેમની પાસે રજૂ કરી. ટૂંકામા જેમ પાણી પરથી પવન ચાલ્યો જાય છે તેમ દક્ષણીઓ સાબરમતી ઉતરી, પડતા આખડતા, સદાશીવ ને ઘોંડુ હરી, બીજાઓને સાથે લઇ વીરમગામ જ્યાં કિલ્લો છે તે તરફ, ને દામાજી ગાયકવાડનો નાયબ સેવકરામ ઘોળકે, અને હરબા-રામ કડી તરફ, એમ છૂટા પડી ચાલ્યા ગયા. કાપડખાતા, સાયરમહાલ, ટંકશાળ ને દારખાતામા કામ કરતા કેટલાક બ્રાહ્મણો (પંડીતો) અને કારકુનો જેઓ ભદ્રના કિલ્લાની બહાર અહમદ ને મહમૂદ (ગમે તે મુસલમાન)નાં ઘરનો કબજો કરી બેઠા હતા, તેમની સ્થિતિ આ એકાએક

તેમની વાત સાચી છે એમ કહી પોતે જુવાન હતો છતાં જાતી અક્કલ ને બાહોશીથી પોતાના મન સાથે જે વિચાર કરી રાખ્યો હતો—કારણ મ્હોટાપણ અક્કલથી આવે છે, ઉમરથી નહિ—તે જણાવ્યો અને કહ્યું કે ચોરાસી પરગણાનું ધોળકાથી ૭ કોસ દૂર આવેલું ગામ ખોરાજે ખંભાતની સરહદપર આવેલું છે અને આપણા તાબામા છે ત્યાં જવામાં તો કાંઈ વાંધો નથી ત્યાં પહોંચતા સુધીમાં સાચી ખબર મળી જશે, અને પછી તે મુજબ અમલ કરવામાં આવશે ઈરાન દેશનો શાહજાદો મીરઝા મહમદ ઝમાન કે જે થોડા વખત થયા એની સાથે રહેતો હતો તેને પોતાના નાયબ તરીકે નીમી ઝડપી કુચ કરી શકે એવા ઘોડાવાળા થોડા માણસો લઈ સવાર થઈ કૂચનો વાવટો ઉડાડ્યો, અને પરોઢથી થોડા વખત પહેલા મોજે ખોરા પહોંચી ગયો અમદાવાદમાં બનેલી ઘટનાની ખબર ત્યાં સવારના પ્રકાશની માફક જાહેર ને રોશન થઈ, અને પોતાનો અભિપ્રાય સાચો હતો તે બાબત પોતાને શાબાશી આપી અને ઇરાદારૂપી ઘોડાને મારી મૂકી, ધોળકે પહોંચી ગયો ફતેહમહમદ પરમાર, ત્યાંના કસબાતીઓ તથા આરબોનો જમાદાર સલીમ જે ત્યાં રહેતો હતો તેઓ તેને આવકાર આપવા આવીને મળ્યા થોડા કલાક આરામ માટે ત્યાં ગાળી, અને કેટલાએક કસબાતીઓને નોકરીની આશાએ, તથા સલીમ જમાદાર જો કે બીમાર હતો ને તેને તે બહાનું હતું, છતાં આગ્રહ કરીને પોતાને સાથે લઈ, રસ્તે પડ્યો અને બાવીસમી તારીખ ને રવીવારે દીવસનો દોઢ પહોર વીતતા શહેર બહાર આવેલી નયનપુરની ગઢી આગળ આવી પહોંચી ત્યાં મુકામ નાખ્યો જોશીઓએ આપેલા મુહૂર્ત પ્રમાણે ભદ્રના કિલ્લામાં પ્રવેશ કરવાને થોડા દહાડાની વાર હતી એટલે તે શુભ મુહૂર્તની રાહ જોતા, મહેર અલીખાનના મકાનમાં રહેવું એવું નક્કી કરી શહેરમાં પેઠો આરબ જમાદાર હાજી મુબારક જે રશીદ બેગના આવી પહોંચવાને દહાડેજ સહેજ જખમી થયો હતો તેણે હાથીઓ પર અમાડી નાખી ત્રણ દરવાજાના મેદાનની પાડોશમાં મોમિનખાનને હાથીપર બેસાડી (તેને મુકામે) પહોચાડ્યો બીજે દીવસે શુભ ચોઘડીએ, શંભુરામ, મહમદ રશીદ બેગ, મહમદ લાલ ગંગા જાટ, કોળીઓનો સરદાર હરી મેટવાળ, પોતાના છોકરા સાથે, આવી મોમિનખાનને મળ્યા અને તેને ધન્યવાદ આપતા મ્હોડું બોલ્યું ને કહ્યું

પ્રભુનો પાડ, કે અગર જો કે હમને મહેનત પડી
તોપણ તને મળ્યા, અને તારી મારફત હમારી ઇચ્છા પાર પાડી

મોમિનખાને દરેકને તેના ઓદ્ધા ને દરજ્જા પ્રમાણે ધન્યવાદ ને શાબાશી આપી, તેનાં વખાણુ કરી, તેનું મન સંતોષી, પોશાક આપી, રાજી ને ખૂશી કર્યા. દીવસને છેડે, હાથીપર બીરાજી, દાદમાક ને દબદબાથી નવા તથા જૂના સવાર ને પ્યાદાના લશ્કરની સવારી કાઢી, મોમિનખાન શહેરના કોટની દીવાલમાં થએલી ભાગતૂટ જોવા માટે ખાનપૂર દરવાજેથી બહાર નીકળ્યો, અને શહેરની આસપાસ ફરી લક્ષપૂર્વક અને ઉંડાણથી ધ્યાન આપી, (પરીસ્થિતિ) જોઇ, ઘણાંખરા ઝાડ કાપી નાખવા, અને આગળ જ્યારે આબાદી હતી ત્યારે બંધાએલા પણ પાછળથી ખંડીએર થઇ ગએલાં ઘરો જે તેની પાડોશમા ને આસપાસ આવેલા હતા, તે ઘરોની દીવાલો પાડી નાંખવા, તથા ખાઇ ખોદવા હુકમ આપ્યો. કોટની દીવાલની મરામત કરવા તથા ફાટો પૂરી લેવા માટે ચપળ કડીઆ અને ઝડપી મીસ્ત્રીઓ નીમી દીધા, કે જેઓ પોતાની આવડતના કાટખૂણાથી ઉંચાઈ ને નીચાઇ સરખી બનાવી દે, અને ઓળંબાની દોરીરૂપ પોતાના મનને રાત ને દહાડો તે મરામતના કામ જોડે જોડી દઇ, (તે) કામ પૂરૂં કરી દે. બ્રિજલાલ પેશકારે નિઝામતના કેટલાક કામોનો નીકાલ કરવા માંડયો, તથા બીજાં કેટલાએક રજૂ થએલા કામો પણ તે કરવા લાગ્યો. શંભુરામ જેને એ ઓદ્ધો મેળવવાની આશા હતી તેને આવી રીતની શોક્સ જોડેની ભાગીદારી પસંદ ન પડવાથી, ખોટું લાગ્યું, અને તે વાત જાહેર કરી, બોલ્યો, કે–

રંજ હમે ઉઠાવીએ અને ગંજ બીજા લઇ જાય !

સમય વર્તી જઇ મોમિનખાને તેનું મન મેળવી લેવા માલી ને મુલ્કી સઘળાં કામોનો કારભાર તેના માથાપર ને તેની જવાબદારીપર નાખી તેને નાયબદારે મુખતાર (સંપૂર્ણ સત્તાવાળો નાયબ) અને મુખ્ય કારભારી બનાવ્યો, અને તેને ખાતર બ્રિજલાલને ખંભાત મોકલ્યો. એ વાત છાની ન રાખવી જોઇએ કે શંભુરામ ન્યાતે વીસલનગરો નાગર બ્રાહ્મણ હતો, ને શરૂઆતમાં લશ્કરી સિપાઈનું કામ કરતો હતો અને મીર અબુલકાસમ જે નજ્મુદ્દૌલાની સાથે હતો તેના વકીલ તરીકે નોકરી કરતો હતો. તેના નસીબના સૂર્યનું મ્હો સુભાગ્યના તારા તરફ ફરેલું હોવાથી, જવાનમર્દ-ખાનના અધિકારના સમયમાં, ધીમે ધીમે, શાહબાઝ રોહીલાની જોડે રહી એ પણ આગળ વધ્યો. પોતાનામા કુદરતી રીતેજ પાણી હતું અને ચર-વીરતાની સુગંધથી પોતે મ્હેકતો હતો. તેથી તેના માર્યા ગયા બાદ ફોજદાર ગિર્દ નીમાયો, અને ન્હાના મ્હોટામાં પંકાયો. રૂઘનાથરાવના

વખતના ઘેરામાં જાતજાતના પરાક્રમો કરી, પ્રખ્યાત થયો, અને નામના તથા કીર્તિ મેળવ્યા. ત્યારબાદ પોતાના હાથ નીચે બગો સવાર રાખી, (લશ્કરી) નોકરી કરવા માંડી, કે જે નોકરી વિશે અત્યાર પૂર્વે જુદી જુદી જગાએ થોડું ઘણું લખાઈ ગયું છે, અને બાકીની હકીકત હવે પછી લખાનાર વાક્યોની શૈલીપરથી જાહેર થશે. ટૂંકામાં જ્યારે મોહ્મ્મની ધૂમરી-માંથી શંભુરામનું મન મોકળું થયું ત્યારે બીજા ઓહ્દાઓ તથા તાબૂલઓ (જગાઓ) પર યોગ્ય માણસો નીમવાપર ધ્યાન આપી મહમદ લાન શેહીલાને ફોજદારે ગિર્દ નીમ્યો અને દારખાતુ તેને હવાલે કર્યું, અને કાપડખાતાનો મહાલ કે જેનાપર મોમિનખાને પોતે મીર નજમુદ્દીન નવદે સૈયદ અકીલખાનને નીમ્યો હતો, તે સિવાયના બીજા મહાલો (ખાતા) પર પોતાના મળધીઓ તથા સગાવહાલાને નીમી દીધા. ખેતરોમાથી દાણો ઉપાડવા તથા લણવાનો વખત આવી પહોચેલો હોવાથી અને ખરી રીતે હવેલી પરગણુ પોતાના કબજામા આવેલુ હોવાથી, તેની જમાબંદી કરવા તથા વાજબી મહેસૂલ વસૂલ કરવાનો ઝરો વહેતો કરવામા આવ્યો. દક્ષણીઓને કાઢી મૂકી, પોતે શહેરમા દાખલ થવાની હકીકત તફસીલવાર ને નિરાંતથી, મોમિનખાને, પૂજ્ય ઉચ્ચ બાદશાહની હજૂરમા નિદિત કરી અને લખ્યુ

> કે (હમે) દુશ્મનને બાળી નાખ્યો,
> બાદશાહના સુભાગ્યને લીધે તેને મારી નાખ્યો
> એકજ ઝાટકે તેને પૂરો કર્યો,
> તેના જાનને બાદશાહી શિકાર બાધવાના પટાથી બાધી દીધો

જવાનમર્દખાન, વીરમગામને રસ્તે સદાશીવ દામોદરની તથા દક્ષણી-ઓના સૈન્યની રાહ જોઇ બેઠો હતો તેણે આપેલી મદદ તથા દોસ્તીથી દક્ષણીઓમા હીમત આવી હતી, તેથી તેઓ આવી તેને મળ્યા. પરતુ આ પહેલા દુશ્મનાથી તેમની આખોમા પેસી ગએલી બ્હીક તેણે જોઈ. તેમજ પોતાના લશ્કરની સંખ્યા પણ મ્હોટી ન હતી એટલે તેમનામા ફરી સાહસ ખેડવાની હિંમત તેને દેખાઇ નહિં. સલાહ મસલત પછી એવો મત થયો કે પેશવા તરફથી મદદ આવી પહોચે ત્યા સુધી શહેરની પાડો-શમા મુકામ રાખી પડી રહેવુ જેથી સામો પક્ષ હાથે આવેલા પરગણાઓ પર પોતાનો જુલમી હાથ લબાવી શકે નહિ, અને હવેલી પરગણાના ગામો માથી તથા બીજી જગાએથી વખત જોતા જેટલું મળી શકે તેટલું વસૂલ

કરી લઇ લશ્કરના ખરચમાં લેવું. પોતાની જોડેના લશ્કરના તથા જોરાવરખાનના ખરચમાં મદદરૂપે થઇ પડે, તેટલા માટે, એ બ્હાને, રોજના ભથ્થા તરીકે રૂપીઆ પંદરસેંની રકમ નક્કી કરી, તથા પોતાના આવવાની તથા જે તદબીર નક્કી કરવામાં આવી હતી તેનો વીગતવાર તથા વિસ્તારપૂર્વક અહેવાલ પોતાનો હક્ક સાબીત કરવા, તથા પોતે સારી સેવા બજાવે છે તે જાહેર કરવા, બાળાજીરાવને લખી મોકર્યો, અને દક્ષણીઓ પાસ પણ લખાવી ઝડપી કાસદો મારફતે રવાના કર્યો અને પોતે કુચ કરી શહેરથી છ કોસ પર આવેલા સાણંદ ગામે મુકામ કર્યો. હરબારામ તેનાથી છુટો પડી કડી ચાલ્યો ગયો. શહેરથી સાત કોસ દૂર આવેલા મોજે જેતલપુર કે જ્યા એક ન્હાનો કિલ્લો છે ત્યા દક્ષણીઓ જોડે આવી, તેનો આશરો લેવો એવો વિચાર કરી જવાનમર્દખાન ત્યા આવ્યો અને થોડા દહાડા રહ્યો, અને જ્યા જ્યાથી જે કાઇ ચીજ મળે તે ત્યા ત્યાથી હાથ કરવા માડી. કેટલાએક પંડીતો જે શાહ અબ્દુલરઝઝાક તથા શંભુરામને આશરે પડયા હતા તેમની તરફથી તેમણે ભલામણ કરી રજા મેળવી, તેમને બહાર જવા દીધા. મોમિનખાનના શહેરમા પેસવાના અને દક્ષણીઓના શહેર બહાર નીકળી ન્હાસવાના સમાચાર, આજુબાજૂ, આસપાસ, ઠેરઠેર પસરી ગયા એટલે સિપાઇગીરીનો ધધો કરનાર વર્ગને રોજીનું સાધન જાગ્યુ, અને તેથી દરરોજ પાલણપુર, જુનાગઢ, સુરત બંદર ને મારવાડ સુધીના આધે ને પાસેના કસબાઓમાથી, વધારે પગારની નોકરીની વાત સાભળી, ગુજરાતી, આરબ, રોહીલા અને સિંધી, સવારો ને પ્યાદાઓ, જેમાના ઘણાખરાઓ તો વધારે પગારના લોભમા પડી, ચાલુ નોકરીમાથી રાજીનામુ આપી, ગાયનું પુછડું (જે કાઇ) હાથમા હતું તે છોડી દઇ, ઘી ચોપડેલી રોટલી મળશે એવી લાલચથી લુખી રોટલી મળતી હતી તે તરછોડી, ટોળા ને ટોળા, ટુકડીઓ ને ટુકડીઓ નવા ને તાજા, ઝુમખા ને ઝુમખા, બંધાઇ, આવવા લાગ્યા.

દરેક દેશ ને મુલકમાથી, તેની પાસે
ટુકા સમયમા એક લશ્કર જમા થઇ ગયુ

આટલા બધા સિપાઇઓનો જમેલો થઈ જવાથી જવાનમર્દખાન અને દક્ષણીઓમા ફિકરમા પડયા, એટલે ચોરાસી પરગણાના ગામડાંઓપર હુમલો કરી લૂંટવાના વિચારથી તેણી તરફ ગયા. મોમિનખાનને તેમની તદબીરની ખબર પડી તેથી તેણે એકહજાર બહાદૂર સવારો આપી મહમદ રશીદબેગ, શંભુરામ તથા મહમદ લાલને ખંભાત મોકલ્યા, અને કહ્યું કે

પાછા ફરના તક મળે તો થોડા ઉંટ તથા દમાતાને માથે મૂકી લવાય તેટલો દારૂગોળો વાપરવો, અને તેના મંત્રીઓને (નાથે) લેતા આવવુ રેવીઅ બેગની કૈદખારીમા બખ્શીને ઓહ્દે મહમદ હાશમને નીમ્યો મોઅ્જે કાળીની ગઢી તથા વડગાદ પર થાણદારો મોકલ્યા દક્ષણી પંડીતો (બ્રાહ્મણો) માથી કેટલાએક જેઓ વેપારને લગે અમદાવાદમા રહેતા હતા, અને આપ લે, વેચાણ આટાણના મોદા ને ધધો કરતા હતા, તેઓ બહાર ચાલ્યા ગયા હતા, તેમને સંબંધે કટલાએક માણસોએ ચુગલી કરવાથી એવી ખબર પડી કે થોડા ભનારૂ ને કિનખાબ વેચનારા વેપારીઓ પાસે તેમનુ (પડીતોન) કેટલુંક રોકડ નાણુ ને કેટલોક માલ બાકી રહી ગયો હતો, તેથી તે બહાને, તેમની પાસે તે વસૂલ કરવા માટે મોમલો મોકલી ચાળીસ હજાર રૂપીઆ વસૂલ કર્યા આગના રીવાજ ને મામૂલીધારા મુજબ બાદશાહ તરફથી કાપડખાતાના મહાલપર નીમાએલા મુતસદ્દીઓને કામપર દાખલ કરી દીધા જિન્સી તોપખાના (તોપખાનાના સામાનની વખાર)ના દારોગા તરીકે તકીબેગ ખાનને નીમી, તોપો તથા તોપોને માટે સમાનો, (જેવા કે) સીસુ ને દારૂગોળો તૈયાર કરવા માટે તાકીદ હુકમ કાઢયા દક્ષણીઓએ સીસ, દારૂગોળો ને હવાઇ બાણો વગેરે જે જે ભરી રાખ્યુ હતુ, તેની તપાસ માટે, આઝમખાનની સરાઇ, જ્યા તે પડયુ હતુ ત્યા પોતે જાતે જઇ તે જોયુ ખજાનો અને સરકારી માલ જે પણ ત્યા જ પડયો હતો, તેના ઓરડા ખોલ્યા, પણ નામમા લાકડા ને પાટીઆ સિવાય બીજુ કશુ હાથ આવ્યુ નહિ છતા ખજાનાના ઓરડામાથી આગના દીવાનની મ્હોરસાથની તાળુ દીધેલી એક પેટી પડી રહેલી મળી લેખક પણ જ્યારે દીવાનનો ઓહ્દો સભાળી લીધો હતો ત્યારે શરૂઆતમા તેનાપર મ્હોર કરી હતી કચેરીના દફતરની નોધપરથી તે તાળુ દીધેલી, મ્હોર સાથની પેટી હોવાનુ નીકળે છે પણ તેમા શુ છે તે તે નોધમા લખેલુ નથી (મોમિનખાન) પોતાની જોડે તે પેટી લઈ ગયો ભદ્રમા પ્રવેશ કરવાનુ શુભ મુહૂર્ત પાસે આવી ગયુ હોવાથી વિજ્રી સફરમાસની ૫ દરમી તારીખે મહેરઅલીખાનની હવેલીમાથી નીકળી નયનપુરની ગઢીપર પોતે ગયો અને સોમવાર અને ઓગણીસમી તારીખે લાવલશ્કર સાથે હાદમાથી હાથીપર બેસી વાજા વગાડતો અંદર પેઠો, અને મ્હોટા મ્હોટા સૈયદો અને માનવતા શેખોએ પણ આવી મને કમને તેને મુબારકબાદી આપવા હોડ બોલ્યા અને કહ્યુ કે

આ મગન મકાનમા તુ શુભ મુહૂર્તે આવ્યો છે
ભલે પધાર્યો! તારાપર સલામ ને બક્ષેશો હોજો

આ મામલાનું છેવટ શુ આવશે, (તે ન જાણતા હોવાથી) હીંદુ મુસલમાન વેપારી અને શરાફી વર્ગના મુખીઓ, જ્હીતા જ્હીતા ને ગભરાતા ગભરાતા, સૌએ પોતપોતાની સ્થિતિ ને દરજ્જાને યોગ્ય, અશરફી અને રૂપીઆનો ઘોળ કરી, તેને મુબારકબાદી આપી. મોમિનખાને દરેકને દિલાસો આપી તેનુ મન શાત પાડી વદાય કર્યો. પોતાના અભિપ્રાય તથા તદબીરના મોમિનખાને વખાણ કર્યા, અને જે જગાએથી જે સ્થિતિમા આગલા વખતમા તેને બહાર નીકળી જવુ પડયુ હતુ તે જગા પાછી જોઈ તેને બહુ આનદ થયો. પોતાની ખાહેશરૂપી માશૂકને પોતાની સોડમા જોઇ કહ્યુ કે

ત્હારા જેવી પ્રિયતમાનો પાલવ સ્હેલાઇથી નહિ છોડુ,
કારણ લોહીના ઘણા અશ્રુપાત બાદ તુ મળી છે

પછી પોતે માલી ને મુલ્કી કામની વ્યવસ્થા કરવા માડી, અને કોટના બુરજ ને ગઢી સભાળવા તથા રક્ષવા તેમજ તે હતા તેનાથી વધારે મજબૂત બનાવવા સપૂર્ણ પ્રયાસ કરવા માડયા મહમદ રશીદ બેગ ને શંભુરામ ખંભાત જઈ પહોચ્યા હતા તેમણે ત્યાનુ લશ્કર જે બે હજાર સવાર ને પ્યાદાનુ બનેલુ હતુ, તેને પોતાની જોડે લીધુ, અને જવાનમર્દખાન તથા દક્ષણીઓએ જેમણે ખંભાતના ગામડાપર હુમલા કરી, લૂટવાનો હાથ લબાવ્યો હતો, તેમની સામે થવા ને તેમને મારી હઠાવવા નીકળી પડયા. એ બે પક્ષ વચ્ચે બે ત્રણ વખત ઝપાઝપી પણ થઇ વહેમને વશ થઈ દક્ષણીઓ ખસી ગયા (એક બાજૂ થઇ ગયા) એટલે જવાનમર્દખાનના સાથીઓને લડાઈ કરવી પડી, અને બન્ને બાજૂના થોડા માણસો મરાયા ને ઘવાયા આવી લડાઇમા જવાનમર્દખાને કાઇ ફાયદો જોયો નહિ વળી પુણેથી લશ્કર આવતુ હતુ એવી ખબર મળી એટલે (શત્રુની) સામે થવાની લગામ ઝટપટ પેટલાદ તરફ વાળી ત્યા જતા રહ્યા ખંભાત બદર માટે જે લશ્કર નક્કી થએલુ હતુ તે સામા પક્ષને મારી હઠાવવા માટે પુરતુ હતું તેથી તે બાબત પોતાના મનને નિરાત કરી, જનાની સવારીઓ (સ્ત્રીઓ) તથા બની શકે તેટલો દારૂગોળો લઇ, મહમદ રશીદ બેગને ત્યા રાખી, પહેલા રબીમાસની વીસમી તારીખે ઘોળકાને રસ્તે શંભુરામ શહેરમા આવી પહોચ્યો કડીના કસબાતીઓ, મહમદ હાશમ ઉર્ફે આંબા અને જાનમાઝની સલાહ મુજબ મોમિનખાને તેમની સરદારી નીચે કડી કસબામાથી હુરબાનામને કાઢી મૂકવા એક લશ્કર ને બે તોપો મોકલ્યા હતા, તેમણે ત્યા લડાઇ કરી હાર ખાધી, તોપો ને છાવણી લૂટાયા, અને

તેઓ આખરે (ભાગતે) રાતે ને નીચી મુદીએ પાછા ફર્યા ઘોડા સ્વારો કબજે દક્ષણીઓ પાસથી લઇ લેવાની હકીકત, વિગત અને વિસ્તારથી મોમિનખાને હજૂરમા લખી જણાવી હતી તેથી ત્યાના વકીલ વગેરે ઉન્મમાનેકની મારફત પોતાના કુવે (આગીતે) કરેલી સારી સેવા તથા કાર્યવાહી પૂજ્ય હજૂર પાસે નિવેદન કરતી, તે ઔદાર્ય ને અનુગ્રહપૂર્ણ દરબારમાથી એક કીમતી પોશાક અને નવરત્ન જડેલી મુઠ સાથની તલવાર મેગ્રી, અમદાવાદ સરની ઘટના બનતા પહેલા ત્રણ માસ અગાઉ, રવાના કર્યા હતા તે આ વખતે સંજોગવશાત્ ખંભાત આવી પહોચ્યા, શંભુરામની જોડે તે (શહેરમા) લઇ આવવામા આવ્યા આવા સમયમા ઉચ્ચ દરબારમાથી આવી બક્ષિસોની પ્રાપ્તિને શુભ શકુન ગણી, ખાસો આમ (બધા લોક)ને બતાવવા તથા પોતાની સત્તાનું પ્રદર્શન કરવા તે બેગને શાહીબાગમા મોકલી અને તેને વધાવી લેવા પોતે ઘોડેસ્વાર થઇ ત્યા ગયો અને નક્કી થએલા ધોરણ ને ચાલતા આવેલા ધારા મુજબ આદાબ ગુજારી ઉચ્ચ દરબાર તરફ પોતાનુ મ્હોડુ ફેરવી (તે બેરો) ધારણ કરી, અને નાર્ગ વગડાવતો નગરમા દાખલ થયો થોડા વખત બાદ અમદાવાદ બનાવના સંબંધનો લેખનો પત્ર બાદશાહ પાસે રજૂ થયો, અને નીચે મુજબના શબ્દો બાદશાહે પોતાને હસ્તાક્ષરે લખી તેને સુશોભિત કર્યો, ' શાબાસ, ઘણુ સારૂ કર્યું " આ ખબર પાટનગરમા ફેલાઇ ગઈ પૃથ્વી જેનો પાયો છે એવી દરબારમા રહેતા વકીલોએ તેની રીતભાત તથા વર્તણુક પરથી (તેની મતલબ) સમજી જઇ, મોમિનખાનને લખી જણાવ્યુ કે, આવા સમયમા બાદશાહી નાણા યા મદદની આશા રાખવી નહિ કારણ દક્ષણીઓના જોર ને સત્તા એવા થઇ ગયા છે ને એટલી હદે પહોચી ગયા છે કે (આ) રાજ્યના સ્થળોમા તેમની સામે થવાની યા તેમને તોડી પાડવાની શક્તિ રહી નથી તમારા પોતાનાથી જે થઇ શકે તે કરવા તમે મુખત્યાર છો આ ઉચ્ચ દરગાહમાથી હમેશા અથવા બક્ષિસ મોકલવાથી તમારૂ કામ સુધરે યા ટળી રહે એવુ હોય તો તે અહીથી મોકલી શકાશે મોમિનખાને વિરોધનો વાવટો ફરકાવ્યો છે ને રઘુનું ખૂન થયુ છે એ ખબર સાભળતાજ, શ્રીપતરાવ, જે આણી તરફ આવવા નીકળી પડયો હતો અને સોનગઢ સુધી આવી પહોચ્યો હતો, તે શહેરની સ્થિતિ તથા બનેલા બનાવોની જાણ થતા પાછો ફર્યો